# અમૃતાંજન.

(રજીસ્ટર)

અમૃતાંજન એ દેશી દવામાંથી હિન્દુસ્તાનમાં તૈયાર કરવામાં આવ્યું છે, ત્હેનો ઉપયોગ માત્ર શરીરમાં જ્યાં દુખાવો હોય ત્યાં લગાડવામાંજ કરવાનો છે. એમ કરવાથી દરદ જલદીથી મટી જશે. માથાનો દુખાવો, માથાનું શૂળ, ગળાનો સર્વ જાતનો દુખાવો, લચક, છાતીમાં ઠંડીનો વિકાર, સંધિવા, કમરનો દુખાવો એ સર્વ રોગ ઉપર આ ઓષધનો લેપ ચોપડવાથી તરત આરામ થશે.

**અમૃતાંજન**




**કીંમત માત્ર આઠ આના**

શ્રીયુત દીનાનાથ બી. નાયક દાંડેકર, એલ. એમ. એન્ડ એસ. અને જે. પી. મુંબઇ—આમવાયુના રોગ ઉપર અસરકારક દવાઓમાં અમૃતાંજન એક જ છે એમ કહેવામાં હરકત નથી.

પીટર રોડ્રિગ્સ, એલ. એમ. એન્ડ એસ. ઘણી જાતનાં દરદો ઉપર મેં અમૃતાંજનનો ઉપયોગ કરી જોયો: જેવાં કે સંધિવા, સાંધાનો દુખાવો, ઉબરસ, શર્દી, કરમોડ ઇત્યાદિ. તે અત્યંત ગુણકારી છે અને તરત આરામ આપે છે.

શ્રીયુત્ દેશાઇ નરોત્તમ, હાઇકોર્ટ વકીલ, મુંબઇ—મસ્તક શૂળ અગર બીજા શૂળ ઉપર તમારા અમૃતાંજનનો ઉપયોગ કરી જોયો; અને તે બહુ જ ઉપયોગી છે એવો મારો અનુભવ મજબુત છે.

**ટુથ પાઉડર** કીંમત માત્ર બે આના. **દાદરની દવા** કીંમત માત્ર છ આના.
સુકી ખરજ, દાદર વિગેરે ચામડીનાં દરદો આ મલમથી સારાં થાય છે.

**'અમૃતાંજન ડીપો.'**

**૧૦૯-ફીયર રોડ, જનરલ પોસ્ટ ઓફીસ સામે-મુંબઇ.**

પ્રખ્યાત દવા વેચનારાઓને ત્યાંથી પણ ઉપરની દવાઓ મળી શકશે.

હજારો નીરાશામાં આશાનું એકજ કિરણ !!

( ફાયદો ન થાય તો પૈસા પાછા ).

# કામસંજીવન.

અદ્‌ભુત શક્તિ બુદ્ધિ અને સોંદર્યતાની સંપૂર્ણ વૃદ્ધિ કરનાર આ દવા થોડા જ વખતમાં ભારે વખાણ સાથે સર્વત્ર પ્રચલિત થઇ ગઇ છે. ગયેલી જુવાની પાછી મેળવવા માટે આ દવા જાણીતી છે. અશક્ત સ્ત્રી પુરૂષો માટે ઘણીજ ઉમદા દવા છે. કીંમત રૂ. ૧).

# શંઢત્વ વીનાશક તેલ.

ગુપ્ત ભાગની નબળાઇનો જો કોઇ પણ ઉપાય હોય તો અમારૂં શંઢત્વવીનાશક તેલ જ છે. ગમે તે કારણથી ઉત્પન્ન થયેલી ગુપ્ત ભાગની નસોની નબળાઇ માત્ર ત્રણજ દીવસમાં જડથી દુર કરે છે. સાધારણ શીથીલતા તો પહેલે દીવસે દુર થાય છે. એકવીસ દીવસના પુરા સેવનથી જીંદગીભર નચીંત થવાય છે. કીંમત માત્ર રૂ. ૫) નકલી માલથી ઠગાતા ના. લેબલ જોઇને જ શીશી લેવી.

# કસ્તુરી પીલ્સ.

અસલ કસ્તુરી મીશ્રીત આ ગોળીઓ ખાંસી, દમ, ક્ષય વીગેરે રોગપર બહુજ ફાયદો બતાવે છે. છાતીના તમામ રોગ દુર કરે છે. અશક્ત સ્ત્રી પુરૂષો અને બુઢ્ઢાઓ માટે શક્તીની ચોક્કસ દવા છે, તાકાત એકદમ વધે છે. ખોરાક હજમ થાય છે, ભુખ બમણી લાગે છે. આંખોમાં પ્રકાશ આવે છે, મુખ ઉપર પહેલવાનીની છાપ જણાય છે. ધાતુનો સમુદ્ર ઉત્પન્ન છે. લોહીને શુદ્ધ બનાવે છે. ટુંકમાં દરેક રીતની નબળાઇને દુર કરે છે. કીંમત ગોળી ૨૦ નો રૂ. ૧॥.

## જે. એન. શેઠના,

કાલબાદેવી રોડ, મુંબઈ નં. ૨.

# અમેરીકન અકસીર ઇલાજ.

# પ્રો. જેમ્સની

## વિજળીક શક્તિની ગોળીઓ




ભયંકર રોગોને નષ્ટપ્રાય કરવાનો સારામાં સારો ઇશ્વરી ઇલાજ છે. હવે પછી કોઇ પણ માણસોએ પોતાનાં દરદોની વેદના ખમવી નહિ જોઇએ. એ ગોળીઓ સ્વપ્નામાં અને પેસાબમાં જતી ધાતુને બંધ કરી શરીરને શક્તિ આપે છે. જ્ઞાનતંતુની નબળાઇ, ધાતુનું પાતળાપણું, અજીરણ, ખોરાક ન પચવો, હાથપગનું દુખવું, મગજે ચકરી આવવી, યાદદાસ્ત શક્તિ ગૂમ થવી, જુવાનીમાં બુઢ્ઢાપાની હાલત, મનની ચિંતા, ઉદાસી, કોઇ પણ કામપર ચિત્ત ન લાગવું, ખાવાપર અરૂચિ, છાતીનો ધબકારો, હરસ, દમ, આંખે અંધારાં આવવાં, ચહેરાની ફીકાશ, જુવાન વિદ્યાર્થીનું અભ્યાસના બોજાને લીધે નબળું પડી ગયેલું મગજ, તેમજ વકીલ, બારીસ્ટરો અને કલાર્કો, સ્કુલ માસ્તરો અને બીજાઓ કે જેમને રાત દિવસ મગજ કસવું પડે છે તેમને એ ગોળીઓ વિજળીક ઇલાજથી થોડી મુદતમાં અજબ જેવા ગુણ કરે છે તેમજ જે સ્ત્રીઓને હદબહાર માસીક બીમારીથી શરીર લેવાઈ જાય છે અને હીસ્ટીરીઆ, કમરનો દુઃખારો, પ્રદર, ભુખ મરી જવી, વીગેરે રોગો થાય છે. તે ઉપર આ ગોળીઓ ઘણીજ ફાયદાકારક છે. ખરીદતી વખતે પ્રો જેમ્સ ઇલેક્ટ્રો ટોનીક પર્લ્સ બરાબર વાંચીને લેવી, કારણકે નકલી દવાથી ફાયદો થવાને બદલે નુકસાન થાય છે.

કીંમત ૨૫ ગોળીની શીશીના રૂ. ૧-૪-૦. ૪૦ ગોળીની શીશીના રૂ. ૨-૦-૦. બહાર ગામથી મંગાવનારાઓને વી. પી. ખર્ચ રૂ. ૦-૪-૦ જુદો પડશે.

## નીચલી સરટીફીકેટ વાંચો.

મી. નંદલાલ જમનાલાલ-લોલાડા-કાઠીઆવાડથી લખે છે કે અગાઉ મંગાવેલ પ્રો. જેમ્સની વીજળીક શક્તીની ગોળીઓનો ઉપયોગ કરતાં બહુ ફાયદાકારક માલમ પડી છે અને કારકુનો વીગેરે જેઓને કામના બોજાને લીધે કંટાળો આવતો હોય તેઓને તો એક ખાસ મદદગાર થઈ પડે છે. મારા મીત્રોને પણ આ સંબંધના ખબર લખ્યા છે અને બીજી બે બાટલી વી. પી. થી મોકલશો.

**એંગ્લો ઇન્ડીયન ડ્રગ એન્ડ કેમીકલ કમ્પની.**

જુમામસીદ—મુંબાઈ.

# સિંધ ઉપર સ્વારી.

( ઐતિહાસિક નવલકથા )

લખનાર
ચુનીલાલ વર્ધમાન શાહ
વઢવાણનિવાસી.

It is extremely doubtful if Sind could have been conquered at all, had these chiefs remained true to their king, and, curious as it may seem, it was ostensibly astrology that made traitors of them. * * * The result of course was disastrous.

DAYARAM GIDUMAL.

અમદાવાદ :
'પ્રજાબંધુ' પ્રિન્ટીંગ વર્કસમાં ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે
છાપીને પ્રસિદ્ધ કર્યું.



સંવત્ ૧૯૬૮. ઇ. સ. ૧૯૧૨.

મૂલ્ય રૂ. ૧.

" આ સ્થાનમાં સમયના પલટા કંઇ છે,
" રે ! સ્થૂલ ભૂમિ પણ કૈં પલટા સહેતી !
" રે ભાઇ ! આખર બધાંય મરી જવાનાં,
" લેતું ન મૃત્યુ વળી આપણ એકલાંને !
" જે જે પદાર્થપર પ્રેમ જનો કરે છે,
" તે તે પદાર્થ પણ તે જન સાથ જતા ! "

કલાપી.



" અહીં પાછી ઝાંડા ને ફૂલોની લીલા પૂર જણાય,
" ને પક્ષીઓનું મધુરા કંઠે ગાનું હજી ગવાય;
" પણ તે વેળા તો એ સૌ લીલા ઓર જ દીપતી ભાઇ ! "

ખબરદાર.



Unfathomable Sea, whose waves are years,
Ocean of Time, whose waters of deep woe.
Are brackish with the salt of human tears!

* * * * *

Treacherous in calm, and terrible in storm,
Who shall put forth on thee,
Unfathomable sea ?

SHELLY.

# ચુનીલાલ વર્ધમાન શાહકૃત પુસ્તકો.

## ઐતિહાસિક નવલકથાઓ.

| | | |
|---|---|---|
| સિંધ ઉપર સ્વારી.... .... .... | રૂ. | ૧—૪—૦ |
| ધારાનગરીનો મુંજ.... .... .... | રૂ. | ૧—૪—૦ |
| અઢારમી સદીનું મહારાષ્ટ્ર .... .... | રૂ. | ૧—૪—૦ |
| કાશ્મીર અને કેસરી .... .... | રૂ. | ૧—૦—૦ |
| પ્રમોદા યાને દિલેર દિલારામ.... .... | રૂ. | ૦-૧૨—૦ |

## સામાજિક નવલકથાઓ.

| | | |
|---|---|---|
| સુધરેલી સંગીતા .... .... .... | રૂ. | ૧—૪—૦ |
| વિમળા.... .... .... .... | રૂ. | ૧—૦—૦ |
| લતા અને લલિતા. ભાગ ૧.... .... | રૂ. | ૦-૧૨—૦ |
| વિદ્યાસાગર. ભાગ ૧ .... .... | રૂ. | ૦—૪—૦ |
| વિદ્યાસાગર. ભાગ ૨ .... .... | રૂ. | ૦—૮—૦ |
| બાદશાહ બારેબાદર .... .... | રૂ. | ૦—૨—૦ |
| રે જૂની આંખ ! જોઇ લે નવીન જમાનો !! | | છપાશે. |
| નોકરીનો ઉમેદવાર પાસ પણ નાસીપાસ ! | | છપાશે. |

## નાટકો.

| | | |
|---|---|---|
| ચાંપરાજ હાડો અને સતી સોનરાણી (પંચાંકી) | રૂ. | ૦-૧૨—૦ |
| અંગજાગૃતિ ( ત્રિઅંકી ).... .... .... | રૂ. | ૦—૬—૦ |
| કાન્તા ( ત્રિઅંકી ) .... .... .... | રૂ. | ૦—૨—૦ |
| બિલ્વમંગલ ( ત્રિઅંકી ) .... .... | | છપાશે. |

## પ્રકીર્ણ.

| | | |
|---|---|---|
| કામરૂ દેશની કામિની ( ડિટેકટીવ વાર્તા ) | રૂ. | ૧—૦—૦ |
| ભૂતળવિદ્યા ( વડોદરા સ્ટેટમાં મજુર ).... | રૂ. | ૦—૩—૦ |
| અમરકુમાર ચરિત્ર ( જૈન આખ્યાયિકા ) | રૂ. | ૦—૨—૦ |

ચુનીલાલ વર્ધમાન શાહ; સારંગપુર, અમદાવાદ.

# પ્રસ્તાવના.

---

To-day, as in the beginning, the historian is a capable and interesting narrator or he is nothing. He may have any qualities you please, but if he cannot tell *a story* the majority of mankind have no use for him. The second requirement is that *the story he tells must be a true story.* We have all met with stories admirably told and very interesting, but not strictly accurate. We all know stories in which accuracy is much insisted upon, but which are deady dull.

પૂર્વકાળમાં તેમ જ આધુનિક કાળમાં ઇતિહાસકાર કાંતો યોગ્ય અને રસભરિત વર્ણન કરનાર હોય છે અથવા તો તેનામાં કાંઈ હોતું નથી. તમને પસંદ પડે તેવા હરકોઇ ગુણો તેનામાં હોય, પણ જો તે **એક વાર્તા** કહી શકતો ન હોય, તો મોટા ભાગના જનસમાજને તે કાંઈ પણ કામનો થઇ પડતો નથી. બીજી આવશ્યકતા એ છે કે **જે વાર્તા તે કહે તે એક ખરી વાર્તા હોવી જોઇએ.** પ્રશંસનીય રીતે કહેવામાં આવેલી વાર્તાઓ આપણે સઘળાએ ઘણીએ સાંભળી છે પરન્તુ તે સંપૂર્ણ રીતે યથાર્થ નથી. આપણે સઘળા એવી ઘણી વાર્તાઓ જાણીએ છીએ કે જેમાં યથાર્થતા સાચવવાને બહુ કાળજી રાખવામાં આવી હોય છે, પરન્તુ તે બહુ જ નિર્માલ્ય નીવડે છે.

*The Historian's History of the World.*

ઇતિહાસમાં પણ સત્ય અને યથાર્થતાયુક્ત કહેવામાં આવેલી વાર્તાનું ગૌરવ કેટલું બધું છે તે આધુનિક અંગ્રેજ ઇતિહાસલેખકોના ઉપર કહેલા શબ્દોમાં જ જણાઈ આવે છે. ઇતિહાસનાં પાનાં ઉપર ટૂંકા અને લુખ્ખા જે અહેવાલો આપવામાં આવેલા હોય છે, તેમને રસભરિત બનાવીને વાચકોની સમક્ષ રજૂ કરવા તથા તેમની સ્મરણશક્તિ ઉપર જરા પણ બોજો પડવા દીધા સિવાય તેની છાપ તેમના હૃદયમાં છાપવી, એ કાર્ય ઐતિહાસિક નવલકથાના લેખકનું છે; અથવા તો 'સમાલોચક' ના વિદ્વાન્ તંત્રીના શબ્દોમાં કહેતાં "રસ સાથે બોધ અને ક્ષણે ક્ષણે यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः એ સત્રનું સંપૂર્ણ અવલંબન થાય તો જ ઐતિહાસિક નવલકથાની વાસ્તવિક ગણના થઇ શકે." ઐતિહાસિક સત્ય ઉપરાંત ક્ષણે ક્ષણે નવીનતા લાવવા માટે અને કથાને રમણીય બનાવવા માટે આ પ્ર-

કારની નવલકથાના લેખકને ઇતિહાસની સાથે કલ્પનાનું પણ સ્વલ્પ મિશ્રણ કરવું પડે છે. આ મિશ્રણ સમય અને સંયોગોને પ્રતિકૂળ ન હોય એટલી કાળજી લેખકે રાખવી જોઇએ અને તે મિશ્રણ તથા તે સાથેનો અન્ય સર્વ સંભાર સફળ થયો છે કે અફળ નીવડયો છે તે જોવાનું કાર્ય વિદ્વાન્ વાચકોનું અથવા તો ચતુર અવલોકનકારોનું છે.

આ કથાનો કાળ હીજરી સનના પ્રથમ સૈકા જેટલો અને ઇસ્વી સનના આઠમા સૈકા જેટલો જૂનો છે. આટલા જૂના કાળને લગતી ઐતિહાસિક નવલકથાઓ ગુજરાતી સાહિત્યમાં હજી બહુ લખાઇ નથી અને તેથી તે સમયની રીતિનીતિનો ખ્યાલ વાચકોના ચિત્તમાં બહુ જ ઓછો હોવાનો સંભવ છે. ઇસલામી ધર્મના સંસ્થાપક મહંમદ પયગમ્બરના મરણ પછી તે ધર્મના ધર્મગુરૂઓનું કાર્ય દુનિયાના જૂદા જૂદા દેશોમાં ઇસલામી ધર્મનો ફેલાવો કરવાનું હતું. પહેલા ખલીફાના સમય સુધી આરબ પ્રજાનું ધ્યાન હિંદુસ્તાન તરફ ખેંચાયું હોય તેમ ઇતિહાસ ઉપરથી જણાતું નથી, પરન્તુ હિંદુસ્તાન તેઓની જાણ બહાર તો નહોતું જ. આરબો તે સમયે સિંહલદ્વીપમાં પયગમ્બર આદમનાં પગલાંના દર્શન માટે જતા હતા અને હિન્દુઓ મક્કાની યાત્રાએ જતા હતા. ઇસલામી ધર્મ ચાલ્યા પછી જ્યારે મક્કાની હિંદુ મૂર્તિઓને તોડી નાંખવામાં આવી, ત્યારે હિન્દુઓનું ત્યાં જવું આવવું બંધ થઇ ગયું, પરન્તુ આરબો તો સિંહલદ્વીપ જતા આવતા હતા. બીજા ખલીફાના સમયમાં આરબોનું ધ્યાન સિંધ તરફ ખેંચાયું હોય તેમ જણાય છે. આ વખતથી આરબો સિંધમાં અને હિંદમાં જતા આવતા થયા હતા, અને કેટલોક વ્યાપારવ્યવહાર પણ બંધાયો હતો. ત્યારપછી સિંધના અને હિંદના ભાગો કબ્જે કરવાને ખલીફા તરફથી મોકલવામાં આવેલા સરદારોની થોડે અંશે સફળતા અને મોટે ભાગે નિષ્ફળતા થએલી હોય તેમ જણાય છે. મહંમદ કાસીમની સ્વારી ખલીફા વાલીદના સમયમાં ઇ. સ. ૭૧૧ ના અંતમાં થઇ ત્યાંસુધી આરબ સરદારો દરિયાકિનારો કે સરહદના ભાગો ઉલ્લંઘીને દેશના અંદરના ભાગમાં પેસી શક્યા નહોતા. દેવલબંદરના ચાંચીયાઓએ સિંધમાંથી અરબસ્તાન તરફ ગુલામડીઓ બનાવીને લેઇ જવામાં આવતી હિંદુ સ્ત્રીઓવાળાં આરબ વેપારીઓનાં વહાણો લૂંટયાં અને તેથી ચ્હીડાઇને બસરાના સુબેદાર હજ્જાજે મહંમદ કાસીમને સિંધ જીતવા મોકલ્યો

તે જ બનાવ ઇસલામી ધર્મ પાળનારાઓનું રાજત્વ હિંદુસ્તાનમાં પ્રસરાવનારો પહેલો અને મોટો બનાવ હતો. તે જ બનાવ એવો નીવડયો કે જેથી ઇસલામીઓ ધીમે ધીમે આખા દેશમાં વ્યાપી રહ્યા. સિંધ ઉપરના આરબોના આધિપત્ય પછી ગીઝનીના મુસલમાનો ચડી આવ્યા, અને દિલ્હીની ગાદી ગીઝની વંશના હાથમાં ગઇ ત્યારપછી ફરીથી સર્વાંશે હિંદુ રાજ્ય મેળવવાને તે ભાગ્યશાળી થયું જ નથી. મધ્યકાળમાં સૂમરા રજપૂતો જરા પગભર થયા હતા; તેઓને પણ મુસલમાન બાદશાહોને ખંડણી આપવી પડતી હતી અને સિંધના સર્વ ભાગો ઉપર સર્વાંશે તેઓનો અમલ જામી શકયો નહોતો; તથાપિ તેઓનો અધિકાર બહુ વખત ટકે તે પહેલાં પાછા મુસલમાનો પગભર થયા અને એ રીતે મહંમદ કાસીમની સ્વારી સિંધના ક્ષત્રિયોને એટલી તો નુકસાનકારક થઈ પડી કે તેઓ છેલ્લાં ૧૨૦૦ વર્ષમાં તેઓ ઉંચું માથું કરી શકયા નથી કે પૂર્વની જાહોજલાલીનાં સ્વપ્નો પણ રચી શકયા નથી !

સિંધના હિંદુ રાજવંશની તથા ક્ષત્રિયોની આવી અવસ્થા કરનાર મહંમદ કાસીમની સિંધ ઉપરની મહાઅનર્થકારક સ્વારી જ હતી. સિંધના હિંદુઓને મહંમદે એવો તો સખ્ત ફટકો માર્યો હતો કે તેમને કદાપિ તેની કળ વળી નહિ. મહંમદ કાસીમની સિંધની સ્વારી દરમ્યાન સિંધને ધન-માલનું અને જાનનું એટલું મોટું નુકસાન થયું હતું કે તેને પરિણામે સિંધના ક્ષત્રિયો પુનઃ પોતાની ઉન્નતિ સાધી ન શકે તો તે બિલકુલ સ્વાભાવિક હતું. હિંદુસ્તાન ઉપર મુસલમાનોએ જે જે હલ્લા કર્યા છે તે સઘળા હલ્લાનું પરિણામ ધનમાલનું હરણ અને જાનોની મોટી ખુહારીમાં જ આવ્યું છે. મુસલમાનોના ઝનૂનનું એ એક સ્વાભાવિક પરિણામ હતું. શમ્સુદીન અલ્તમશના સમયમાં તાતાર સરદાર ચંગેઝખાને હિંદુસ્તાનપર હલ્લો કર્યો હતો અને તેણે લૂંટફાટ તથા કત્લ સિવાય બીજું કાંઇ જ કર્યું નહોતું. તૈમુરની સ્વારી પણ મોટું નુકસાન કરનારી થઇ પડી હતી. હજારો નહિ બલકે લાખો નિર્દોષ માણસોને તેણે કાપી નાંખ્યાં હતાં અને કરોડો રૂપિયાનું દ્રવ્ય તે હિંદમાંથી ઉપાડી ગયો હતો. નાદીરશાહે એકલા દિલ્હીનાં જ સવાલાખ માણસોને માત્ર એક જ દિવસમાં કાપી નાંખ્યાં હતાં અને અખૂટ ધનસંપત્તિનું હરણ કર્યું હતું. મહંમદ કાસીમે પણ સિંધ ઉપર જે સ્વારી કરી હતી તે ઉપર

કહેલી મુસલમાન સ્વારીઓ કરતાં ઉતરતી નહોતી. આ મુખ્ય આરબ સ્વારી આજથી ઘણાં વર્ષો અગાઉ થઇ હતી અને વળી તે હિંદના એક પ્રાંત ઉપરની જ સ્વારી હતી. દિલ્હી હિંદનું પાટનગર હતું, તેટલે સુધી આ આરબ સ્વારીની અસર ફેલાઇ નહોતી, એટલે હિંદના ઇતિહાસમાં તેને જોઇએ તેટલી અગત્ય આપવામાં આવી નથી. વળી તે સ્વારીના અહેવાલો માટે આપણને એવી પ્રાચીન તવારીખોપર આધાર રાખવો પડે છે કે જે સઘળી મુસલમાન ઇતિહાસલેખકોને હાથે જ લખાઇ છે. આ કારણથી આ તવારીખોમાં હિંદુઓને 'કાફીર' કહીને તેમને અધમ પંક્તિમાં મેલી મુસલમાન સરદારોનાં અપૂર્વ કીર્તિગાન કરવામાં આવ્યાં છે, તેમનાં શૌર્ય–વીર્યનાં હદ ઉપરાંત વખાણ કરવામાં આવ્યાં છે, તેમના ડહાપણની મોટી તારીફ કરવામાં આવી છે અને તેમનાં ઘાતકી તથા નિર્દય કૃત્યોને વાજબી તથા ન્યાયપુરઃસર લેખી વાચકના હૃદયમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થતા તિરસ્કારને દાબી દેવા અથવા તો શાંત કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા છે. આ કારણથી ઉઘાડી રીતે નિર્દય લેખાતાં કૃત્યોનો ઉલ્લેખ એવા ઇતિહાસલેખકોએ પોતાના ધર્મના એક મહાન્ પુરૂષની કીર્તિમાં ઝાંખપ નહિ લાગવા દેવા માટે પોતાના તવારીખના ગ્રંથોમાં ન કર્યો હોય અથવા તો તે પ્રકારનો ઉલ્લેખ વાસ્તવિક સત્યથી વેગળા રહીને કર્યો હોય તે તે સ્વાભાવિક જ છે;* છતાં પણ તવારીખનો લેખક સોએ સો ટકા સત્યને છુપાવી

---

* The few glimpses we have, even among the short Extracts in this single volume, of Hindús slain for disputing with Mehomadons, of general prohibitions against processions, worship, and ablutions, and of other intolerant measures, of idols mutilated, of temples razed, of forcible conversions and marriages, of proscriptions and consfications, of murders and massacres, and of the sensuality and drukenness of the tyrants who enjoyed them, show us that this picture is not over charged, and it is much to be regretted that we are left to draw it for ourselves from out the mass of ordinary occurrences, recorded by writers who seem to sympathize with no virtues, and to abhor no vices. Other nations exhibit the same atrocities, but they are at least spoken of, by some, with indignation and disgust. Whenever, therefore, in the course of this index, a work is characterized as excellent, admirable, or valuable, it must be remembered that these terms are used relatively to the narrative only; and it is but reasonable to expect that the force of these epithets will be qualified by constant advertence to the deficiencies just commented on.

શકતો નથી. જે થોડે અંશે તે સત્ય જાહેર કરે છે અને તેના ઉપર ભાષાની તથા પોતાની ટીકાની ટાપટીપથી તવારીખના સ્વધર્મી નાયકનું નીચું પડવા દેતો નથી તે એક નિરીક્ષક અને વિચારકની દૃષ્ટિમાં આવ્યા વિના રહેતું નથી. મહંમદ કાસીમની સ્વારીના સખ્ત ફટકાની અસરથી સિંધના રાજવંશીઓ તથા રજપૂતો પુનઃ ઊભા થઇ શક્યા નહિ તે મહંમદ કાસીમે સિંધમાં કરેલી મોટી ખુહારીનું જ પરિણામ હતું. આ ખુહારીનો ઇતિહાસ આપણને મુસલમાન લેખકોએ લખેલી તવારીખોમાંથી જે કાંઈ મળે છે તે કરતાં તે ખુહારી ઘણી મોટી હોવી જોઇએ, તોપણ જે કાંઇ અહેવાલ તે તવારીખોમાં જ આપેલો છે તે પણ કાંઇ ઓછો હૃદયદ્રાવક નથી. દેવલ, સીવીસ્તાન, રાવર, બહરોર, બ્રાહ્મણાબાદ, અલોર, ગોલકોંડા, મુલતાન વગેરે સ્થળોએ મહંમદે યુદ્ધો કર્યાં હતાં અને તે ઉપરાંત શામ અને ભેદના ઉપાયો યોજીને તો તેણે બીજા ઘણાએ કિલ્લાઓ લડયા વિના જ તાબે કર્યા હતા. આ યુદ્ધોમાં હજારો નહિ બલકે લાખો લડવૈયાઓની ખુહારી થવા પામી હતી, એ વાતને બાજુએ મૂકીએ, તોપણ મહંમદે ક્ષત્રિયોની કરેલી કત્લ અને ગુલામોની એકઠી કરેલી સંખ્યાવડે સિંધની લડાયક જાતોને ઓછું નુકસાન કર્યું નથી. દેવલમાં તેણે મોટી કત્લ ચલાવી હતી અને ત્યાંની ૭૦૦ સાધ્વી સ્ત્રીઓને ગુલામડીઓ બનાવી હતી; સીવીસ્તાનમાંથી અખૂટ દ્રવ્ય તેણે સારા માઠા ઉપાયોવડે હાથ કર્યું હતું અને સેંકડોને ગુલામો કર્યા હતા. રાવરના યુદ્ધ પછી કિલ્લામાંના ૬૦૦૦ માણસો કે જેઓ રજપૂતો

---

These deficiencies are more to be lamented, where, as sometimes happens, a Hindù is the author. From one of that nation we might have expected to have learnt what were the feelings, hopes, faiths, fears and yearnings, of his subject race; but unfortunately, he rarely writes unless according to order or dictation, and every phrase is studiously and servilely turned to flatter the vanity of an imperious Muhammadan patron. There is nothing to betray his religion or his nation, except perhaps, a certain stiffness and affection of style, which show how ill the foreign garb befits him. With him, a Hindù is "an infidel," and a Muhammadan "one of the true faith," and of the holy saints of the calendar, he writes with all the fervour of a bigot. With him, when Hindùs are killed, "their souls are despatched to hell," and when a Mehomedan suffers the same fate, "He drinks the cup of martyrdom." He is so far wedded to the set phrases and inflated language of his conquerors, that he speaks of "the light of Islam shedding its refulgence on the world," of "the blessed Muharram" and of "the illustrious Book."

*Sir H. M. Elliot.*

હતા એટલે કે યોધ્ધાઓ નહિ પણ લડી શકે તેવા હતા તેઓને કપાવી નાંખ્યા હતા અને તે ઉપરાંત ૬૦,૦૦૦ ગુલામો બનાવ્યા હતા; બ્રાહ્મણાબાદમાં ૧૬૦૦૦ રજપૂતોને તેણે કપાવી નાંખ્યા હતા અને ૨૦૦૦૦ ગુલામો બનાવ્યા હતા; અલોરમાં પણ તેણે મોટી ખુહારી કરી હતી અને ધન મેળવ્યું હતું; ગોલકાંડામાં ૪૦૦૦ રજપૂતોને તેણે કાપી નાંખ્યા હતા અને મુલતાનમાં ૬૦૦૦ને કાપી નાંખ્યા હતા. મુલતાનમાંથી તો તેણે પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હતું, તે ઉપરાંત ૨૩૦ મણ સોનાની મૂર્તિ અને ૧૩૨૦ મણ સોનાના ૪૦ ચરૂ મેળવ્યાં હતા! આટલી ખુહારી કરીને, આટલા ગુલામો બનાવીને અને આટલું દ્રવ્ય મેળવીને સિંધની સર્વ પ્રકારની પાયમાલી મેળવી જનાર ન્યારબ સરદારનું નામ ચંગેજખાં, તૈમુર કે નાદીરશાહના નામ સાથે ઇતિહાસમાં નથી બોલાતું તેનું કારણ જો કાંઇ પણ હોય તો તે એ જ હોવું જોઇએ કે એ બનાવને ઘણાં વર્ષો વીતી ગયાં છે અને વળી તે એક જ પ્રાંતની પાયમાલી કરનારો બનાવ હતો. આખા હિંદમાં અસર ફેલાવનારો તે બનાવ નહોતો. ચંગેજખાં, તૈમુર અને નાદીરશાહ જેવી રીતે લુંટારા હતા, તેવી જ રીતે મહંમદ કાસીમે પણ મોટી લૂંટો જ ચલાવી હતી અને ગુલામો તથા દ્રવ્ય મેળવવા સાથે જ સંબંધ રાખ્યો હતો. ચંગેજખાં, તૈમુર અને નાદીરશાહે ગામો બાળવાનાં અને નિર્દોષ માણસોની કત્લ કરવાનાં જે અવિચારી, નિર્દય અને ઘાતકી કામો કર્યાં હતાં, તેવાં કામો મહંમદ કાસીમે કરેલાં હોવાનો ઉલ્લેખ મુસલમાન ઇતિહાસલેખકો પોતાના ગ્રંથોમાં કરતા જણાતા નથી, તોપણ હિંદુ ધર્મની મૂર્તિઓ તોડવાનું, દેવોનું અપમાન કરવાનું, હિંદુઓને વટલાવવાનું અને એવાં બીજાં કાર્યો તેણે કરેલાં નજરે પડયા વિના રહેતાં નથી.* બીજા અવિચારી

* Their treatment of the conquered country showed the same mixture of ferocity and moderation which characterized the early conquests of the Arabs. On the first invasion, each city was called on, as the army approached, to embrace the Mahometan religion or to pay tribute. In case of refusal, the city was attacked, and if it did not capitulate, all the fighting men were put to death, and their families were sold for slaves. * * * The merchants, artisans and other inhabitants of such places were exempt from all moleslation, except such as they suffered when their town was being stormed. * * * In the towns that were stormed, the temples had been razed to the ground, religious worship had been forbidden, and the lands and stipends of the Bramins had been appropriated to the use of the state.

*Elphinstone.*

હુલ્લો કરનારાઓ કોઇ પ્રકારના હેતુ વિના નિર્દોષ માણુસોની કત્લ કરતા એવી રીતે મહંમદ કાસીમે નહિ કરતાં કારીગરો અને ખેડૂતોને બચાવી ક્ષત્રિયો તથા લડાયક જાતોનો જ સર્વત્ર ઉચ્છેદ કરી નાંખ્યો હતો. દેશની આબાદી અને સંપત્તિ સાચવવાને માટે આ કાર્ય ડહાપણભરેલું હતું, પરન્તુ તેમાં સમાએલું ડહાપણુ પોતાના સ્વાર્થ પૂરતું જ હતું, કારણકે સિંધ આરબોના તાબામાં રહીને તેઓને ભવિષ્યમાં વધુ ધનમાલ આપતું રહે તેટલા માટે તેવી રીતે વર્તવાનું મહંમદને પોતાને જ લાભપ્રદ હતું. સિંધના ક્ષત્રિયોનો નાશ કરવામાં અને ખેડૂતો તથા કારીગરોનો બચાવ કરવામાં કેવળ અવિચારથી નહિ દોરાતાં તેણે પોતાના હિતનો વિચાર કર્યો હતો અને તેને—મહંમદ કાસીમના તે કાર્યને 'ચચનામા' નામના ફારસી ગ્રંથના અંગ્રેજી ભાષાંતરના ગ્રંથની પ્રસ્તાવનામાં શ્રીયુત દયારામ ગીદુમલ આનંદ પામવાયોગ્ય કાર્ય લેખે છે તેમાં આનંદ પામવાયોગ્ય તત્ત્વ કરતાં સિંધુદેશના રાજબીજનો કેવળ ઉચ્છેદ કરી નાંખી પોતાની જાતને નિર્ભય બનાવનારૂં અને એ રીતે ક્ષત્રિયો તથા હિંદુ લડવૈયાઓની ભીતિથી પોતાને ભીરૂ જણાવનારૂં તત્ત્વ વધારે પ્રમાણુમાં હતું એમ હું જોઉં છું. સિંધના ક્ષત્રિયો તે મોટા નાશ પછી છેવટસુધી પરતંત્રતામાં જ સબડતા રહ્યા છે અને અત્યારે પણુ સિંધ એક ખેતીનો દેશ જ બની રહ્યો છે તેનું કારણુ મહંમદ કાસીમની સ્વારી અને તેનાં પરંપરાથી વૃદ્ધિંગત થતાં જતાં ફળ જ છે.

સિંધ ઉપરની મહંમદ કાસીમની સ્વારીનું આ તો પરિણામ થયું. તેનાં કારણો કાંઇ બહુ માલવાળાં નથી. હિંદુ સ્ત્રીઓને ગુલામ બનાવીને અરબસ્તાનમાં લેઇ જઇ વ્યાપાર કરનારા આરબોનાં વહાણો દરિયાઇ લુંટારાઓએ લૂંટયાં તેવા નજીવા કારણુમાંથી આ વિગ્રહ થયો હતો અને તલવારના બળથી ધર્મ ફેલાવવા માંગતા ઇસ્લામીઓને સિંધની ખુહારી કરવામાં એટલું કારણ પણ ઠીક કામ લાગી ગયું હતું. સિંધનો મુખ્ય રાજા દાહિરરાય તેના અનુપમ શૌર્યવીર્ય છતાં હાર્યો અને યુદ્ધમાં મરાયો તથા બીજા કેટલાક રાજાઓ તેની મદદમાં ઊભા ન રહ્યા તેનું મુખ્ય કારણ જ્યોતિષ્વિદ્યા ઉપર તે વખતના સિંધીઓની અનન્ય અંધશ્રદ્ધા હતી તે જ હતું. શ્રીયુત દયારામ ગીદુમલે ખરૂં જ કહ્યું છે કે જો જ્યોતિષ્પરની અંધશ્રદ્ધાથી દોરાઇને સિંધના નાના મોટા રાજાઓ દાહિરરાયની મદદમાં ઊભા

રહ્યા હોત અને તેઓ દ્રોહી ન નીવડયા હોત, તો આરબો સિંધને જીતી શકત કે નહિ તે શંકાસ્પદ હતું. સિંધના સઘળા નાના મોટા રાજાઓ જ્યોતિષ્પરની શ્રદ્ધાથી માનતા હતા કે 'જતે દહાડે સિંધમાં ઇસલામીઓનું રાજ્ય થવાનું છે, તોપછી ઇસલામીઓ સાથે લઢીને નકામી ખુહારી શામાટે કરવી ? તેમને તાબેદાર બની જવું જ સારૂં છે!' આમ માનીને તેઓ દાહિરરાયની મદદે રહ્યા નહોતા. આ કથાનાં બીજાં પાત્રોપર પણ એ પ્રકારની અંધશ્રદ્ધા જ પ્રસરેલી જણાવી છે અને તે જ સિંધની ખુહારીનું કારણ થઇ પડયું હતું. ખુદ દાહિર પોતે જ જ્યોતિષ્પરની ગાંડી શ્રદ્ધામાંથી અને શુકન-અપશુકનની વહેમી માનીનતાઓમાંથી મોકળો નહોતો. તે શૂરો, ચતુર અને પ્રતાપી હોવા છતાં આ અંધશ્રદ્ધા અને વહેમે તેને તેના જીવનમાં ઘણે પ્રસંગે મૂર્ખ બનાવ્યો હતો! આ તેની મૂર્ખતાનો એક બનાવ એ હતો કે તેણે જ્યોતિષીઓને મુખેથી એવું સાંભળ્યું હતું કે તેની બ્હેન બાઇ નામે હતી તેને જે કોઇ પરણશે તે સિંધનો રાજા થશે! આ ભવિષ્યકથનથી દોરાઇને બાઇને અન્ય કોઇની સાથે નહિ પરણાવતાં પોતાની વેરે જ તેની લગ્નક્રિયા કરી હતી! જોકે રાણી બાઇને તેણે પોતાની નામની રાણી તરીકે જ રાખેલી ઇતિહાસમાં જોવામાં આવે છે, પરન્તુ જ્યોતિષીઓના કથનપરથી દોરાઇને તેણે જે મૂર્ખતા કરી હતી તે મૂર્ખતા આજે સિંધમાં કહેવતરૂપ થઇ પડી છે અને તે પ્રકારની મૂર્ખતાને 'દાહિરી' નું નામ આપવામાં આવે છે! તે ગમે તેમ હો, પરન્તુ આખા સિંધમાં તે વખતે જ્યોતિષ્પર જે અંધશ્રદ્ધા ફેલાએલી રહી તે જોતાં દાહિરનું તે કાર્ય ધિક્કારને પાત્ર પાપ લેખવા કરતાં વધારે પ્રમાણમાં દયાજનક મૂર્ખતાવાળું હતું. આગલા જમાનામાં ડાહ્યા કહેવાઇ ગએલા માણસોનાં કાર્યોપર આજે આપણે આજની બુદ્ધિથી હસીએ છીએ, પરન્તુ તે જમાનાના માણસો અત્યારે જીવતા હોય તો તેઓ આપણાં કાર્યોને હસ્યા વિના રહે નહિ. સૌ પોતપોતાના જમાનામાં પ્રવર્તતાં બુદ્ધિ, ડહાપણ અને આસપાસના સંયોગોથી દોરાઇને કાર્યો કરે છે. તે જમાનાની બુદ્ધિ અને સંયોગો જ જો આપણામાં હોત તો આપણે શું ન કર્યું હોત તે કેમ કહી શકાય ?

આ નવલકથા લખવામાં મેં કેટલાક ફારસી ઇતિહાસગ્રંથોનાં અંગ્રેજી ભાષાંતરોનો તથા અન્ય ઇતિહાસગ્રંથોનો આધાર લીધો

છે. આમાં 'ચચનામા' નો ગ્રંથ મુખ્ય છે. ઇ. સ. ૧૨૧૬ માં 'ચચનામા' ગ્રંથ કુફા (સીરીયા) ના વતની મહંમદ કુફીના પુત્ર અલીએ અરબી ભાષામાંથી ફારસી ભાષામાં ઉતાર્યો હતો. તે ફારસી ભાષાંતરકારને મૂળ અરબી ગ્રંથ ઇસમાઇલિ સકીફી નામના ઇમામ તરફથી મળ્યો હતો કે જે મહંમદ કાસીમ સકીફીના વંશનો જ હતો. 'ચચનામા' ગ્રંથ પણ આરબ સ્વારી પછી ઘણાં વર્ષોએ લખાએલો માલૂમ પડે છે અને તેમાંની લખાણની ઢબ ઉપરથી જણાય છે કે તે કેટલીક સાંભળેલી વાતોપરથી અને પ્રચલિત દંતકથાઓપરથી લખાએલો હોવો જોઇએ. વળી મહંમદ કાસીમના વંશના જ એક લેખકે લખેલા ગ્રંથમાં મહંમદના વિજયના ચળકતા દર્શન સિવાય બીજી કશાની આશા રાખી શકાય જ નહિ, એટલે તે ગ્રંથનો આધાર આ કથા લખવામાં લેવામાં આવ્યો હોવા છતાં સમય, પ્રસંગ અને સંયોગોના નિરીક્ષણ પછી કથાની ગુંથણીમાં મેં મનધાર્યા ફેરફાર મૂળ ઇતિહાસને પૂરતી રીતે આબાદ રહેવા દઇને કર્યા છે. આ ઉપરાંત ઇ. સ. ૧૫૮૩ માં બક્કરના એક સૈયદ મીર મહંમદ માસુમશાહે 'તારીખ માસુમી' નામનો સિંધનો ઇતિહાસ લખ્યો હતો. તેના અંગ્રેજી ભાષાંતરનો તથા અલી શેર કાનીએ લખેલા 'તુહફહફતુલ કીરામ' ના ભાષાંતરનો આધાર લીધો છે. વળી એલ્ફીન્સ્ટનનો હિંદનો ઇતિહાસ, ઇલીયટે પોતાના ઇતિહાસમાં અલ બિલાદુરીના ફુતુહ–ઉલ–બુલ્દાનનું થોડું ભાષાંતર આપ્યું છે તે તથા આરબ સ્વારી અને તે સમયના સિંધની ઐતિહાસિક પરિસ્થિતિ વિષે પોતાના સ્વતંત્ર વિચારો દર્શાવ્યા છે તે પણ કેટલેક અંશે માર્ગસૂચક થઇ પડ્યાં છે. તદુપરાંત બંગાળી **वीरनारी नाटक** નો સ્વલ્પ આધાર મને આ કથાની ગુંચવણીમાં આધાર આપનારો થઇ પડ્યો છે: જે સઘળાં સાહિત્યો માટે મારે તે તે ગ્રંથોના લેખકો તથા ભાષાંતરકારોનો અત્ર આભાર માનવો જોઇએ.

સઘળા લેખકોમાં ઇતિહાસના જૂદા જૂદા બનાવો વિષે મતભેદો બહુ રહેલા જોવામાં આવ્યા છે, એટલું જ નહિ પણ એક જ ગ્રંથમાં કોઇ એક પાત્ર કે બનાવના સંબંધમાં પરસ્પર વિરૂદ્ધ વાતો લખેલી જોવામાં આવી છે અને તે વખતે ઐતિહાસિક નિષ્કર્ષ શું નીકળવો જોઇએ તે સંબંધી ગુંચવણ ઉપસ્થિત થયા વિના રહી નથી. આવા પરસ્પર વિરૂદ્ધ જતા બતાવો ઉપર અંગ્રેજી ભાષાંતર કરના-

રાઓને પણ ટીકાઓ કરવી પડી છે અને તેપરથી ખરા બનાવો શું હોવા જોઇએ તેનો નિર્ણય કરતાં સ્થળ અને સમયને અનુસરતી કલ્પનાઓ કરવાનો માર્ગ સ્વીકારવો પડ્યો છે. આ કથા લખતાં મને જ્યાં જ્યાં આવી ગુંચવણીઓ આડી આવી હતી ત્યાં ત્યાં મેં પણ તેવી જ રીતે કલ્પનાઓને આધારે કેટલીક ગુંથણીઓ કરી છે અને વાર્તાના વળાની સરલતાને માટે કેટલાક પ્રસંગોમાં ફેરફાર કરી થોડું નવીન પણ ઉચિત કલ્પનાનું મિશ્રણ કરવાની જરૂર પડી છે. છતાં પણ મૂળ ઇતિહાસને દૃઢ રીતે વળગી રહીને જ કથા લખી છે અને કેટલેક સ્થળે કથારસના જિજ્ઞાસુઓને ઇતિહાસને લગતી વિગતો વાંચતાં મગજને વિશેષ શ્રમ આપવો પડશે એવો પણ મને ભય છે; પરન્તુ કાલ્પનિક કથારસની ખાતર ખરા અને સંકલનાબદ્ધ ઇતિહાસને લગતી વિગતોનો ભોગ આપવાનું આ ઐતિહાસિક કથાના લેખકને ઉચિત લાગ્યું નહિ હોવાથી તેણે તેનો ત્યાગ કરી નાંખ્યો નથી. વળી આ ઐતિહાસિક વિગતો યાદ રાખવાના શ્રમમાંથી વાચકને કેટલેક અંશે મુક્તિ મળે તેટલા સારૂ આ કથાની સાથે પ્રાચીન અને અર્વાચીન સિંધના નકશાઓ આપ્યા છે, અને તેમાં આરબ સરદારની સ્વારીની ગતિ દર્શાવનારો માર્ગ અનુક્રમ પ્રમાણે આપી યુદ્ધનાં સ્થળો પણ દર્શાવ્યાં છે. આ બન્ને નકશાઓ વાચકોને ઉપયોગી થઇ પડ્યા વિના રહેશે નહિ.

અમદાવાદ;
તા. ૧ લી માર્ચ સને ૧૯૧૨. } ચુનીલાલ વર્ધમાન શાહ.

# અનુક્રમણિકા.

## પ્રથમ ખંડ-રણતૃપ્તિ.



## દ્વિતીય ખંડ-પ્રાણાહુતિ.



## તૃતીય ખંડ-પ્રતિજ્ઞાપૂર્તિ.

## પ્રાચીન સિંધ.

અહીં આપેલો પ્રાચીન સિંધનો નકશો ઇબ્ન હુકલ નામના આરબ ભૂગોળવેત્તાએ પોતાના 'અશ્કાલુલ બીલાદ' નામના ભૂગોળને લગતા અરબ્બી ગ્રંથમાં આપેલા નકશાનો ઉતારો છે. આ મૂળ અરબ્બી ગ્રંથની હસ્તલિખિત પ્રત લખનૌના એક પુસ્તકાલયમાંથી મેળવીને તેનો ઉતારો સર એચ. એમ. ઇલીયટે પોતાના ઇતિહાસના ગ્રંથમાં કર્યો છે. ઇબ્ન હુકલ ઇ. સનના દશમા સૈકાની મધ્યમાં જીવતો હતો અને તે અરસામાં તેણે દુનિયાના જૂદા જૂદા ભાગોમાં પ્રવાસ કરીને તેનું વર્ણન લખ્યું હતું, જેમાં પ્રાચીન સિંધના આ નકશા ઉપરાંત બીજા પણ કેટલાક નકશાઓ આપ્યા હતા. તે નકશાના આ ઉતારામાં આ પુસ્તકની સાથે સંબંધ નહિ ધરાવતાં સ્થળો દર્શાવવાં મેં છોડી દીધાં છે અને માત્ર મુખ્ય મુખ્ય સ્થળો જ આપ્યાં છે, જેમાંનાં પણ ચાર મોટાં શહેરો (કે જે લાલ શાહીમાં છાપેલાં છે) જ આ પુસ્તક સાથે વાસ્તવિક સંબંધ ધરાવે છે. આ નકશો આપવાનો એક હેતુ પ્રાચીન ભૂગોળવેત્તાનાં ઉપયોગી કાર્યોનો વાચકને કિંચિત્ ખ્યાલ આપવાનો પણ છે.

## અર્વાચીન સિંધ.

આધુનિક ભૂગોળવેત્તાઓએ સિંધની સીમાની જે રેષાઓ દોરી છે તેને આધારે આ નકશો દોરવામાં આવ્યો છે. આ પુસ્તકમાં આવતાં નામવાળાં ગામો તથા સ્થળોમાંનાં બહુ જ થોડાં નામો આજના સિંધના નકશા ઉપર જોવામાં આવે છે અને તેનું કારણ તે જૂનાં સ્થળોનો નાશ થઈ ગયો હોવાનું તેમ જ નામોમાં ફેરફાર થઇ ગયો હોવાનું છે. કેટલાંક જૂનાં નામવાળાં શહેરો અમુક સ્થળે હોવાનાં અનુમાનો પણ ઇતિહાસના લેખકો કરે છે અને જોકે તે અનુમાનોમાં પણ ઘણા મતભેદો છે, તોપણ તે અનુમાનો આ નકશાની ગોઠવણમાં માર્ગસૂચક થઇ પડયાં છે. આ પુસ્તકમાં આવતાં કેટલાંક સ્થળો સંબંધે તો હાલના નકશામાંથી કે પ્રાચીન નકશામાંથી વા ભૂગોળવિદ્યામાંથી કાંઈ પણ માહિતી મળતી નથી. છતાં મહંમદ કાસીમની સ્વારીની ગતિ દર્શાવવા માટે અને તેણે કબ્જે કરેલાં સઘળાં મુખ્ય સ્થળોનો નિર્દેશ કરવા માટે ઇતિહાસને લગતા ગ્રંથોનાં વર્ણન અને અનુમાનોનો આશ્રય લીધો છે અને તે સઘળાં સ્થળો આ નકશામાં ગોઠવ્યાં છે. તે સ્થળો દર્શાવવા ઉપરાંત બીજો કાંઇ હેતુ આ નકશો આપવામાં રાખ્યો નહિ હોવાથી હાલનાં મુખ્ય શહેરો કે હાલની બીજી કાંઇ માહિતી આ નકશામાં મેં આપી નથી. મહંમદ કાસીમની સ્વારીની ગતિ લાલ લીટીથી દર્શાવી છે અને વાસ્તવિક યુદ્ધ થયાનાં સ્થળો ( × આવા ) લાલ ચિહ્નથી દર્શાવ્યાં છે. જૂનાં નામવાળાં સ્થળો જે આધુનિક નામો સાથે ઓળખાય છે તે નામો જેટલાં મળી શક્યાં તેટલાં પુસ્તકમાં જ પૃષ્ઠને અંતે આપેલી ટીકાઓમાં દર્શાવ્યાં છે.

# પ્રાચીન સિંધ



ઈરાની અખાત
કંબાયા
દેવલ
કંબાલી
આરમાબેલ
માંજાબારી
મુલતાન
કંડાબીલ
ઉત્તર
ઈરાન અને સીજીસ્તાનની સરહદ

# સિંધ ઉપર સ્વારી.

## પ્રથમ ખંડ—રણતૃપ્તિ.

### પરિચ્છેદ ૧ લો.

### વિજયાદશમીનું પ્રભાત.

युद्धं च प्रातरुत्थानं भोजनं सह बंधुभिः ।
स्त्रियमापद्गतां रक्षेच्चतुः शिक्षेत कुक्कुटात् ॥

**અર્થ**—યુદ્ધ કરવું, પ્રભાતે વહેલા ઉઠવું, ભાઇઓની સાથે ભોજન કરવું અને આપત્તિમાં પડતી સ્ત્રીનું રક્ષણ કરવું: એ ચાર ગુણો કુકડા પાસેથી શીખવા.

**ચાણાક્ય.**



આપણી કથાનો પ્રારંભ હીજરી સન ૯૩ ના સફર માસથી અથવા તો ઇ. સ. ૭૧૧ ના નવેમ્બર માસથી થાય છે.

વિજયાદશમીનું પ્રભાત થયું. નિરભ્ર નભઃપ્રદેશમાં પ્રકટ થઇને બાલ રાવએ અલોરનગરના નિવાસીઓનાં માનસકમલને પ્રફુલ્લિત કર્યાં. અભ્રરહિત આકાશ પોતાની નીલ કાન્તિનું ગર્વ સાથે પ્રદર્શન કરવા લાગ્યું. વર્ષાકાળ સમાપ્ત થઇને શરદૃઋતુનું આગમન થઈ ગયું હોવાથી લોકો આનંદમાં હતા. તેમના આનંદનું કારણ વર્ષાદથી તૃપ્ત થએલાં ક્ષેત્રોનો હરિદ્વર્ણીય દેખાવ હતો. આજનો દિવસ ઉત્સવનો હોવાથી વળી એ આનંદને વિશિષ્ટ સ્વરૂપમાં પ્રદર્શિત કરવાને સૂર્યોદય પહેલાં લોકો નિત્યકર્મમાં લાગી ગયા હતા. પ્રહર દિવસ ચડચે શય્યાનો ત્યાગ કરનારાઓ પણ આજે તો વહેલાં ઉઠવાની કાળજી રાખવામાં સફળ થયા જણાતા હતા. વિજયાદશમી ભગવતી ઉમાના શારદીય નવરાત્રિના મહોત્સવનો દિવસ છે. વાસ્તવિક રીતે આ કલ્પના મૂળ જ્યોતિષ્ સંબંધી છે. આ ઋતુમાં સૂર્ય સિંહ રાશીમાંથી કન્યા રાશીમાં જાય છે; પણ લોકો આ મૂળ કલ્પના વિસરી ગયા છે, અને મહેશ્વરી ઉમાનું તેને ધન—ધાન્ય—પ્રદાયિની લેખીને જ પૂજન

કરવા લાગ્યા છે. રજપૂત મરાઠા વગેરે ક્ષત્રિયો આ ઉત્સવમાં પોતાનાં સમરવિજયી ખડ્ગોનું પૂજન કરે છે અને ભવિષ્યમાં યુદ્ધપર નીકળવું પડે તે માટે અસ્ત્રશસ્ત્રોની તપાસ કરી રાખે છે. હાલમાં તો આખા હિંદુસ્તાનમાં આ ઉત્સવ નિમિત્તે ગાન–તાન, મીજબાનીઓ, ઉજાણીઓ, દીપોત્સવ વગેરે ખ્યાલી ખુશાલીના પ્રકાર ચાલવા લાગ્યા છે. જે સમયની આપણે વાત કરીએ છીએ તે સમયે પણ આ પ્રકાર કેટલેક અંશે ચાલતો હતો, એટલે વિજયાદશમીનો ઉત્સવ એકલા ક્ષત્રિયોનો જ નહિ પણ સૌ કોઇનો થઇ પડ્યો હતો.

પૃથ્વીના પેટમાંથી સૂર્યના રક્ત બિંબે દર્શન આપ્યું અને તે સાથે રાજમહાલયમાં ચોઘડિયાં વાગ્યાં. શરણાઇઓના તીણા સ્વર સાથે સ્તુતિપાઠકો પણ ગાન કરી રહ્યા:

" *ધન્ય સિંધુપતિ ! અવતાર થારો, ધન્ય ધન્ય દાહિરરાજ !
" સૂરજ તપતો આભમાં, થારૂં ધરતીપર તપો રાજ્ય રે... ધન્ય. ટેક.
" પાપ પોટલાં વધતાં તોએ, ધીર ધરે ધરતી માય,
" પણ સૂરજ જોઇ ધીરી માતા, બળું બળું થઇ જાય રે... ધન્ય.
" ગંભીર ને વળી ગરવાં ગુણમાં, અરણવકેરાં નીર,
" પણ દેખંતાં ચાંદલિયો કંઈ, માઝા રે' ન લગીર રે... ધન્ય.
" સાચેસાચો ન્યાય કરંતી, છે વિધાત્રી એક,
" ભેદ કરે પણ દેવ–દાનવમાં, લખે ન સરખા લેખ રે... ધન્ય.
" ન્યાયી ગંભીર ધીરો એક જ, ત્રણે ભવનમાં તું રાજ !
" વિજય ડંકા થારા વાગતા કંઇ, જાગો લાખેણા રાજ રે
" ધન્ય સિંધુપતિ ! અવતાર થારો, ધન્ય ધન્ય દાહિરરાજ !
" ધન્ય ધન્ય દા...હિરરા...જ, મારા, ધન્ય ધન્ય દા...હિરરાજ,
" સૂરજ તપતો આ...ભમાં, થારૂં ધરતીપર તપો રા...જ્ય...રે,
" ધન્ય ! સિંધુપતિ ! અવતા...ર થા...રો, ધન્ય ધન્ય દાહિરરા...જ !
"ધન્ય ધન્ય દા...હિરરાજ !"

મધુરા પ્રભાતગાનનું અમૃત કર્ણપુટમાં રેડાતું બંધ થયું એટલે રણધીરસિંહ પોતાના બિછાનામાંથી બેઠો થયો. ચોઘડિયાં અને શરણાઈઓના જે ગંભીર ધ્વનિ સિંધુપતિ દાહિરરાયને જાગૃત કરવાને જ માટે હતા, તે ધ્વનિએ રણધીરસિંહ, રાજકુટુંબના કુંવર–કુંવરીઓ, નોકર–ચાકરો અને રાજમહાલયમાંના બીજા સર્વ કોઇને જાગૃત કર્યાં. થોડા સમય પહેલાં રાજમહાલયના ચોકમાં ભા-

* માઢ રાગમાં ગવાશે.

ગ્રે જે કોઇની આવજા જોવામાં આવતી હતી, તે સ્થળે આ વખતે સેંકડો જનોની આવજા થતી જોવામાં આવવા લાગી. ચોઘડિયાં વાગે એટલે શય્યાનો ત્યાગ કરવાને ટેવાઇ ગએલા રાજકુટુંબમાં આમ જોવામાં આવે એ સ્વાભાવિક જ હતું. રણધીરસિંહ પણ શય્યાનો ત્યાગ કરતાંની સાથે નિત્યકર્મમાં પ્રવર્ત્યો. મલશુદ્ધિ, મુખશુદ્ધિ, આહ્નિક ક્રિયા ઇત્યાદિમાં રોજ તેને જેટલો વખત લાગતો હતો તે કરતાં આજે ઓછો વખત લાગ્યો. વિજયાદશમીનો દરબાર આજે પ્રભાતમાં જ રાજમહાલયમાં ભરાવાનો હતો અને તેમાં રાજ્યના સર્વ નોકરોએ હાજરી આપવાની હતી, એટલે રણધીરસિંહને પણ દરબારમાં વખતસર જઈ પહોંચવા માટે ઉતાવળ કરવાની જરૂર પડી. વળી આજનો દરબાર રણધીરસિંહને માટે ખાસ મોટી અગત્યનો હતો. કેટલાક વખત સુધી એકનિષ્ઠાપૂર્વક રાજ્યની નોકરી કરવા માટે રણધીરસિંહને દાહિરરાય તરફથી આજે પોશાક અને સેનાપતિની પદવીથી વિભૂષિત કરવામાં આવનાર હતો. પોતાના જીવનના એ એક અસાધારણ પ્રસંગે પૂરેપૂરા દબદબા અને પ્રતિભાશાલી દેખાવ સાથે રાજદરબારમાં રણધીરસિંહે હાજર રહેવું જોઇએ, અને તેથી દરબારમાં જવાની તૈયારીઓ પાછળ રોજ કરતાં આજે તેને વધારે વખત લાગે તે પણ સ્વાભાવિક હતું. ત્વરા સાથે નિત્યકર્મમાંથી પરવારીને તેણે પોશાક સજવા માંડ્યો. અસલ સિંધી પદ્ધતિનો ઘેરદાર પાયજામો, સોનેરી સુશોભિત બુટ્ટાઓવાળું લાંબી બાંહ્યનું અંગરખું અને મસ્તિકપર જરીનો નાનો ફટકો બાંધી વાળ્યો. કમ્મરપર જરીના બુટ્ટાવાળું સેલું કસકસીને બાંધ્યું અને તે પર રૂપાના કસબના વેલ બુટ્ટાવાળો પટ્ટો બાંધી તેની બાજુએ સોનાની મૂઠની તલવાર લટકાવી. ભેટમાં બરછી, જમૈયો અને કટાર ખોસી તેના હાથાઓની કડીમાં પોરવેલું સોનેરી નકસીનું રેશમી ફુમતું સેલાના બંધની મધ્યમાં લટકવા દીધું. કાબુલના જરીકામના જોડા કાઢી તે પહેર્યા અને પહેરીને ચાલતાં ફાવે માટે બે-ચાર પગલાં ચાલીને અજમાએશ લીધી. શીરપેચમાં સોનાનું નકસીદાર ચકતું ચોડી તે પર ચળકતાં રંગ બેરંગી પીછાંનો નાનો ગુચ્છો ખોસ્યો. શિરપેચને બાજુએ મુકી માથાનાં જુલફાં તેમાં લખનૌનું અત્તર ઘાલીને વ્યવસ્થિત કર્યાં. આખો ઓરડો બ્હેક બ્હેક થઇ રહ્યો. પુનઃ શિરપેચને મસ્તિકપર મૂકી એ નવીન આભૂષણોમાં સજ્જ થએલો પોતે કેવો દેખાય છે તે જો-

વાને સામેની દીવાલપર ટાંગેલા એક મોટા આયના તરફ તે આવ્યો. તેમાં તે પોતાના સ્વરૂપને ક્ષણભર નિહાળી રહ્યો; પરન્તુ તે સાથે જ ખેદ પામતો બોલ્યોઃ

"સૂનું સૂનું લલાટ, મશાણ સરખું ભાસતું;
"ચાંદલો કરી કપાળ, શોભાવણહારી ક્યાં રહી?!"

આ સઘળો પ્રકાર તે દીવાનખાનાની છતની નજીક આવેલા એક નાના જાળીયામાંથી રાજકુંવરી સૂર્યદેવી જોઈ રહી હતી. સૂર્યદેવી રાજા દાહિરની મોટી પુત્રી હતી. તેની ઉંમર અત્યારે સોળેક વર્ષની હતી પણ હજી સુધી તેનું લગ્ન થયું નહોતું. રણધીરસિંહની બહાદૂરી અને રાજનિષ્ઠા જોઇને દાહિરરાયનો વિચાર સૂર્યદેવીને તેની વેરે આપવાનો હતો અને થોડા દિવસ પહેલાં એ વાત રાજાએ સર્વ રાજકુટુંબમાં જાહેર પણ કરી દીધી હતી. રણધીરસિંહ ઘણાં વર્ષો સુધી રાજકુટુંબના પરિચયમાં રહ્યો હતો અને તેની સભ્યતા, શૌર્ય તથા બુદ્ધિ વગેરે ગુણો જેવી રીતે રાજકુટુંબને આકર્ષક થયા હતા તેવી જ રીતે સૂર્યદેવીનું પણ મન હરી લેનારા થઇ પડ્યા હતા. તે પણ રણધીરસિંહને ચાહતી બની હતી, પરન્તુ જ્યાંસુધી રાજા તરફથી તેમનું લગ્ન થવાનું જાહેર થયું નહિ, ત્યાંસુધી પોતાના અંતરનો પ્રેમ તે રણધીરને જાહેર કરી શકી નહોતી. રણધીર રાજકુંવરીના ભાવ કેટલેક અંશે સમજી શક્યો હતો, પરન્તુ એકદમ અસભ્યપણે વર્તતાં તે ડરતો હતો. એકદા એકાન્તમાં સૂર્યદેવીએ જ લજ્જાનો પડદો તોડ્યો અને બન્ને વચ્ચે મીઠું પ્રીતિસંભાષણ થયું. તે સમયથી ઉભય વચ્ચેનો પ્રેમપ્રસંગ વૃદ્ધિંગત થવા લાગ્યો, પરન્તુ આવા પ્રસંગો જવલ્લે જ આવતા. આજે પોતાના પ્રિયતમને સેનાપતિની પદવી અને પોશાકની બક્ષીસ રાજકચેરીની વચ્ચે રાજા તરફથી કરવામાં આવનાર હતી તે સૂર્યદેવી જાણતી હતી, અને તેથી તે પોતાના નિવાસસ્થાન અને રણધીરના દીવાનખાનાની છતની વચ્ચે આવેલા જાળીયામાંથી રણધીરસિંહને આભૂષણોમાં સજ્જ થતો જોઈ રહી હતી. આજનો પ્રસંગ પોતાના પ્રિયતમને માટે અસાધારણ માનનો હતો એટલે પ્રેયસીનું હૈયું આનંદથી ઉભરાઈ જતું હોય તેમાં શું આશ્ચર્ય? એક શૂરવીર સરદારને શોભાવે તેવા અને ભભકાદાર પોષાકમાં પોતાના પ્રિયતમને ગુપ્ત રીતે જોઇને સૂર્યદેવીનું અંતર ઠર્યું. સૂર્યદેવી પોતાને જોઇ રહી છે એ રણધીર જાણતો

નહોતો. પોતાના સ્વરૂપને આયનામાં જોઇ, ચંદ્રક વિનાના શૂન્ય કપાળને જોતાં તે ખેદ પામ્યો. તેના ખેદદર્શક શબ્દો સૂર્યદેવીએ સાંભળ્યા. સત્વર તે ત્યાંથી ઉઠી. કુમ્કુમ્પાત્ર લેઇને રાજમહાલયમાંના એક આડે રસ્તે થઇ કોઇ પોતાને ન જૂએ તેવી રીતે તે રણધીરના દીવાનખાનાના દ્વારમાં આવીને ઊભી. રણધીરસિંહ હજી પોતાના સ્વરૂપને આયનામાં નિહાળી જ રહ્યો હતો. શિરપેચમાંના પીછાના ગુચ્છાને વ્યવસ્થિત કરવામાં તેના હાથ રોકાયા હતા. એટલામાં પોતાની પાછળ કેટલેક દૂર બારણામાં જ ઊભેલી સૂર્યદેવીનું પ્રતિબિંબ આયનામાં પડતાં તે ચમક્યો. પાછળ ફરીને જોયું તો સૂર્યદેવીને જ બારણામાં ઊભેલી જોઇ અને તે આશ્ચર્ય પામ્યો. તેના હસ્તમાં કુમ્કુમ્પાત્રને જોતાં જ તેને કિંચિત્ લજ્જા ઉત્પન્ન થઇ. તે સમજ્યો કે પોતાના શબ્દોને ચકોર સૂર્યદેવી કોઇ પણ રીતે સાંભળી ગઇ હશે અને તેથી જ તે કુમ્કુમ્પાત્ર લેઇને મને ચાંદલો કરવા આવી પહોંચી છે. છતાં પોતાનો મુગ્ધ ભાવ દર્શાવવાને રણધીર બોલ્યો: "અહો ! દેવી ! તમે આ સમયે અહીં ક્યાંથી ?"

"તમારા શબ્દોનો આ કુમ્કુમ્ના ચંદ્રકવડે ઉત્તર આપવાને સ્તો !" એમ કહી સૂર્યદેવીએ સસ્મિત વદને નીચું જોયું. લજ્જાંકુરોએ તેના સુપુષ્ટ કપોલપ્રદેશમાં પણ ખાડા પાડ્યા. ઓષ્ઠ ઉપર ફરકી રહેલા સ્મિતથી ચક્ષુઓ પણ સ્મિત કરતાં દેખાવા લાગ્યાં.

પોતાનું પરોક્ષ સંબોધન સૂર્યદેવીએ અક્ષરશઃ સાંભળ્યું છે એવી રણધીરની ખાત્રી થઇ. તે શરમાયો ખરો, પણ બન્ને ખુલ્લાં અંતઃકરણ આગળ તે શરમ વધુ વાર ટકી નહિ. સૂર્યદેવીનાં નેત્રોની સાથે નેત્રો મીલાવવાને યત્ન કરતો રણધીર બોલ્યો: "ત્યારે પધારો અને મારા લલાટને પવિત્ર કરો ! પણ રહો, આપણે આપણા અધિકારો વિચારવામાં ભૂલ તો નથી કરતાં ને ?"

"અધિકારની વાત હું શું જાણું ?" સૂર્યદેવીએ નીચું જોઈ રહીને જ ઉત્તર આપ્યો.

"ત્યારે કુમ્કુમ્પાત્રની સાથે અહીં આવી પહોંચ્યાં તે સમયે અધિકારનો વિચાર નહોતો કર્યો ?"

"મારો અધિકાર ન હોય અને મેં ભૂલ કરી હોય, તો જેમ આવી તેમ પાછી જવાને પણ હું તૈયાર જ છું." એમ કહી સૂર્યદેવીએ પાછે પગે એક પગ બારણાંની બહાર મેલ્યો.

રણધીર કિંચિત્ ગભરાયો. શુભસૂચક ચંદ્રક કરવાને આવેલી સુંદરી પાછી ફરશે તો કદાચ તેને માઠું લાગશે, એવી બીતિથી તે બારણાંભણી આગળ વધ્યો અને કુમ્કુમપાત્રથી સુશોભિત હસ્તને પકડીને સૂર્યદેવીને માંહે તેડી લાવ્યો તથા બોલ્યો: "નહિ, નહિ, દેવી! આપણાં લગ્ન નથી થયાં ત્યાંસુધી લોકદષ્ટિએ આપણને પરસ્પર કાંઇ અધિકાર નથી એ વાત ખરી, પરન્તુ જ્યાં હૃદય એક થઇ ચૂકયાં ત્યાં એ લોકદષ્ટિ કાંઇ પણ અંતરાય પાડવાને સમર્થ નથી. મારૂં શુભ ઇચ્છિવાનો તમારો અધિકાર છે, અને તમારી સુકોમલ અંગુલિના કુમ્કુમચંદ્રકવડે મારા લલાટને ભલે આનંદ સાથે વિભુષિત કરો!"

"તો પછી પ્રથમથી જ અધિકારનો પ્રશ્ન શામાટે કર્યો?" પ્રિયતમના બાહુમાં સ્થાન મેળવી રહેલી કુમારિકાએ લજ્જાતુર વદને કહ્યું.

"જે ઉત્તર મારા મુખમાંથી કઢાવવાની તમે મને ફરજ પાડી, તે જ ઉત્તર તમારા મુખમાંથી કઢાવવાને મેં તે પ્રશ્ન કર્યો હતો, પણ તમે મને હરાવ્યો–મારી ધારણામાં તમે મને સફળ થવા ન દીધો! ખરેખર, ચતુર રાજકુમારિકા ઉપર જીત મેળવવાનું મારૂં શું ગજું!"

"તમારા શબ્દો જ મને મૂંગી બનાવી મૂકે છે?! હું શું બોલું? પણ કહો, તમને આજે સેનાપતિનું પદ અને પોશાક અપાવાનાં છે; મોટાં મોટાં યુદ્ધોમાં જીત મેળવવા માટેની તમારી યોગ્યતા પિતાજીએ વિચારી છે, છતાં આ અબળાને તમે જીતી શકતા નથી, એ શું તમે ખરૂં કહો છો?"

"તનના યુદ્ધમાં જીત મેળવવાને કદાચ હું સમર્થ હોઉં, પણ તેથી મનના યુદ્ધમાં પણ જીત મેળવી શકવાની સાબીતી શી?"

"આવા પ્રશ્નોથી જ તમે મને હરાવો છો, એથી વધારે જીત હવે તમારે કઇ જોઇએ છે, તે કહોની!" સૂર્યદેવીએ પ્રિયતમના વદનની સામે પોતાનાં નેત્રો ઠરાવતાં કહ્યું.

"વારૂ, હવે એ હારજીતની રમતનો અત્યારે સમય નથી; આજે તમારાં જ શુભ શકુનમાં હું રાજદરબારમાં જઉં છું અને મને અવશ્ય સારૂં માન મળશે."

"અને હવે તમે સેનાપતિ થશો, એટલે લડાઇઓના કાર્યભારમાંથી છૂટા રહી શકવાના નથી. અલોરનગરના ગઢમાં જ તમે હવે રહેશો એ નિશ્ચિત નહિ!"

"હા, તેમ બનવું સંભવિત છે."

"ત્યારે તમારાં દર્શન તો હવે અમને દુર્લભ જ થઇ પડવાનાં!"

"આપણે બન્ને અલોરમાં જ છીએ, એક જ રાજમહાલયમાં રહીએ છીએ; છતાંએ આવી રીતે તમારાં દર્શન તો મહીને-બે મહીને કોઇક જ વાર થાય છે!"

"પણ અમે તમારાં દર્શન હમેશાં કરતાં હોઇશું તે? તમે અલોરમાં ન હો, તો પછી દર્શન દુર્લભ જ ને?"

"એ-મ? ત્યારે તમે રોજ ચોરી કરો છો! પણ ત્યારે શું હું સેનાપતિનું પદ ન સ્વીકારૂં?" રણધીર બોલ્યો.

"ના, તમને યોગ્ય પદવીદાન કરવામાં આવે અને તેનો શામાટે સ્વીકાર ન કરવો? પણ જો લોકદષ્ટિનાં લગ્ન થઇ ગયાં હોત, તો યુદ્ધમાંએ હું તમારી સાથે તો રહી શકત!"

"ઓહોહો! મનના તરંગ બહુ દૂર સુધી દોડાવ્યા જણાય છે! પણ લગ્ન કરવાનું તો રાજાજીના હાથમાં છે! ક્યારે શું થશે એનો નિશ્ચય શો? પણ હવે મારે તમારી રજા લેવી જોઇએ; કચેરીનો વખત ભરાતો જાય છે, અને હું મોડો ન પહોંચું."

"ભલે, પધારો; લ્યો, મારા હૃદયની મંગલ ઇચ્છાનું આ રક્તબિંદુ!" એમ કહી કુમારિકા બાળાએ પોતાના મનના અને ભવિષ્યના તનના પ્રિયતમના કપાળમાં કુમકુમનો ચંદ્રક કર્યો અને તુરત જ તે ત્યાંથી પાછી ચાલી ગઈ. રણધીર પોતાના સ્વરૂપને આયનામાં નિહાળતો અને વિજળીનો ચમકારો ક્ષણભર પ્રકાશ આપી સત્વર અદ્રશ્ય થઇ જાય તેવી રીતે ક્ષણભર પ્રકાશ આપી અદ્રશ્ય થઈ ગએલી સૂર્યદેવીનો વિચાર કરતો સ્તબ્ધ બન્યો. શમીપૂજનની સ્વારીની શરણાઇઓ ફુંકાઇ એટલે રણધીરસિંહ ભાનમાં આવ્યો અને સત્વર કચેરીમાં જવાને માટે પોતાના દિવાનખાનાનો ત્યાગ કરી ગયો.

## પરિચ્છેદ ૨ જો.

### માન-સન્માનનો દરબાર.

स जातो येन जातेन याति वंशः समुन्नतिम्

**અર્થ**—જેના જન્મથી વંશની ઉન્નતિ થાય તે જ જન્મ્યો ગણાય.

भर्तृहरिः ॥



દાહિર એક બ્રાહ્મણ વંશનો રાજા હતો અને જેવી રીતે વંશમાં તે પવિત્ર હતો તેવી જ રીતે શૌર્યમાં ખરેખરો ક્ષત્રિય હતો. આથી પ્રજાના સર્વ વર્ગો તેને એક પવિત્ર અને શૂરા રાજા તરીકે પૂરતું માન આપવાની પોતાની ફરજ સમજતા. આ સમયે સિંધનો સઘળો પ્રદેશ દાહિરના તાબામાં હતો. જે સમયની આપણે વાત કરીએ છીએ તે સમયે સિંધની સરહદ પૂર્વમાં કાશ્મીર અને કનોજ સુધી, પશ્ચિમમાં મકરાણુ પ્રાંત, લાહોરબંદર અને ઓમાનના દરિયાકિનારા સુધી, ઉત્તરમાં કંદહાર, સીસ્તાન અને સુલેમાનના ડુંગરા સુધી તથા દક્ષિણમાં સુરતબંદર સુધી લંબાએલી હતી, એમ ઇતિહાસ[1] ઉપરથી માલૂમ પડે છે. આ સઘળા વિશાળ પ્રદેશનો રાજ્યકાર્યભાર દાહિર બુદ્ધિપૂર્વક ચલાવતો હતો. કેટલાક રાજવંશી બ્રાહ્મણોને અને કેટલાક ક્ષત્રિયોને તેણે જૂદા જૂદા પ્રાંતો અને ગામો વહીવટ કરવા માટે સોંપ્યા હતા અને તેઓમાંના કેટલાક દાહિરના પગારદાર વહીવટદારો લેખાતા હતા ત્યારે કેટલાક ખંડીયા રાજાઓ તરીકે પણ જાણીતા હતા. તેના હાથ નીચેના મૂળ વહીવટદારો ચાર હતા. એક બ્રાહ્મણાબાદ[2] ખાતે રહેતો જે નીરૂન,[3] દેવલ,[4] લુહાણા, લાખા, સામા અને મીહરાન[5] નદી એના ઉપર દેખરેખ રાખતો. બીજો વહીવટદાર સીવીસ્તાન[6] ખાતે રહેતો

---

૧ 'તવારીખ માસુમી' અને 'તુહફતુલકીરામ.' 'ચચનામા' માં દર્શાવેલી હદમાં થોડો ફેરફાર છે. ૨ હાલમાં શાહદાદપુર પરગણામાં તે શહેરનાં ખંડેરો હોવાનું અનુમાન ઇતિહાસકારો કરે છે. ૩ ઘણું કરીને હાલનું હૈલાઇ બંદર. ૪ હાલનું કરાંચી. ૫ સિંધુ નદીનું પ્રાચીન નામ. ૬ પશ્ચિમ સિંધનું મુખ્ય નગર, ઘણું કરીને હાલનું સેહવાન. લગભગ ૧૨૦૦ વર્ષ પૂર્વેનું સિંધ અને અત્યારનું સિંધ એ બેમાં ઘણો ફેરફાર કુદરતી સંયોગોથી થયો છે. ઘણાં શહેરોનાં નામનિશાન પણ નથી અને ઘણાં સ્થળોના અનુમાન માટે જુદા જુદા ઇતિહાસલેખકો અને સંશોધકોમાં મતભેદ પડેલા છે.

અને તે બુધીયા તથા મકરાણની સરહદ સુધીનો વહીવટ ચલાવતો. ત્રીજો વહીવટદાર ઇસકંદાર ખાતે રહેતો અને ચોથો વહીવટદાર મુલતાનમાં રહીને ઉત્તરે કાશ્મીરની સરહદ સુધીના સિંધના મુલકપર દેખરેખ રાખતો. તેઓ સૌ દાહિરપ્રત્યે એકસરખી પૂજ્યબુદ્ધિ ધરાવતા હતા. દાહિર એક આગ્રહી અને શૂરો રાજા હતો અને તેના કરપથી આખા સિંધ દેશનો વહીવટ સુવ્યવસ્થિત રીતે ચાલતો હતો.

દાહિરના વિજયાદશમીના આજના દરબારની શોભા અલૌકિક હતી. વિશાળ કચેરીમંડપની મધ્યમાં આરસના ચણેલા ચોતરા ઉપર એક રત્નજડિત વ્યાઘ્રાસન માંડેલું હતું અને તેનાપર રેશમની ગાદી જડી લેવામાં આવી હતી. તેની જમણી બાજુએ યુવરાજ જયસિંહ તથા નાના કુમાર *પુષ્પસિંહનાં આસનો હતાં. તેઓની પછી જૂદા જૂદા ગામથી સલામી માટે આવેલા વહીવટદારો અને ખંડિયા રાજાઓનાં સૌસૌના મર્તબા પ્રમાણે ગોઠવેલાં આસનો હતાં. સામેની બાજુએ મંત્રીઓ, અમાત્યો, સરદારો અને અધિકારીઓ પોતપોતાના આસનપર વિરાજી ગયા હતા. રણધીરસિંહ કચેરીમાં જઇને રાજકુમાર પુષ્પસિંહની બાજુએ આવેલા પોતાના આસનપર બેઠો, ત્યાંસુધી રાજા આવી પહોંચ્યા નહોતા, પરન્તુ આવી પહોંચવાની તૈયારી હતી એમ સઘળું કચેરીમંડળ રાજાનો સત્કાર કરવાને તૈયાર થઇ રહેલું હતું તે ઉપરથી જણાતું હતું. રણધીરસિંહ પોતાના આસનપર જઇને બેઠો એટલે પોતાની બાજુએ જ બેઠેલા બ્રજરાજે મન્દ સ્મિત કરતાં કહ્યું: " કેમ, રાજજામાતાજી! આપ આટલા મોડા કેમ? આપે તો સૌથી પહેલાં હાજર થવું જોઇએ!"

" પણ હું કાંઇ બહુ મોડો નથી આવ્યો. રાજકુટુંબ હજી નથી આવ્યું." રણધીરસિંહે ઉત્તર આપ્યો.

"તમે મોડા આવ્યા છો એવું હું કહેતો નથી, પરન્તુ વાસ્તવિક રીતે તમે મોડા છો; કાંઇ કામકાજમાં હશો." બ્રજરાજે સ્મિત કરતાં જ કહ્યું.

યુવાન્ રણધીર જવાબ આપતાં જરા અચકાયો, પરન્તુ ક્ષોભ નહિ પામતાં બોલ્યો: " કામ તો બીજું કાંઇ નહિ; આહ્નિકમાંથી પરવારી વસ્ત્રો પહેરી અહીં આવવાનું એ જ."

* ચચનામા પ્રમાણે 'કુફી' અને 'કુફી.'

એટલામાં નેકી પોકરાઇ અને દાહિરરાય પોતાના કુંવરોની સાથે કચેરીમાં આવી પહોંચ્યો. સૌ કોઈ શાન્ત થઇ ગયાં, અને ઊભા થઇ રાજાને લળીલળીને સલામો ભરવા લાગ્યા. રાજાએ વ્યાઘ્રાસનપર બેઠક લીધી. જરી કામથી ભરેલા ચકચકિત વસ્ત્રોવાળા રાજાઓ, અને અમીર ઉમરાવો પોતાનાં વસ્ત્રોને વિદ્યુતની પેઠે ચમકાવતા બેસી ગયા. રાજાના આસનની પાછળ ઊભેલા છડીદારો ચામર ઢોળી રહ્યા. એટલામાં નોબત વાગી, સરણાઇઓ ફુંકાઇ અને કચેરીનું કામ શરૂ થવાની નિશાની થઇ. રાજકવિએ કવિત લલકાર્યું:

" ભૂપનકો ભૂપ હો, સ્વરૂપનકો કૂપ હો રુ,
" સૂરજકે ધૂપ જ્યોં, અનૂપ તેજ ધારી હો;
" અંગ હે ઉતંગ થારો, ભારી રનરંગ થારો,
" શત્રુ હોત દંગ થારો, રિપુકો સંહારી હો;
" કવિ બાની જાની લેત, બાતકો પિછાની લેત,
" કુરનસૂં દાની, માની, ગ્યાની રૂ વિચારી હો;
" અભયદાન કાહિરકો, દેત રાજ દાહિર હો,
" *ગોપાલક આહિર હો, જગતમેં જાહિર હો,–
" વિધા...કો વિહા...રી–
" બા...પ ! વિધા...કો વિહા ..રી હો ! "

કવિતની છેલ્લી કડીઓ બોલતાં કવિરાજ જુસ્સામાં આવી ગયા અને કવિત પૂરૂં થતાં સૌના મુખમાંથી 'સાબાશ' 'સાબાશ' નો ધ્વનિ નીકળી ગયો. પુનઃ શાંતિ ફેલાઇ. દાહિરરાયે સૌની શાંતિ વચ્ચે બોલવા માંડયું: " યુવરાજ જયસિંહ ! મારા પ્યારા પુત્ર ! ભવિષ્યના સિંધપતિ—"

જયસિંહે ઊભા થઇને નમન કર્યું અને પિતાની સમક્ષ શિર ઝુકાવી ઊભો રહેતાં તે બોલ્યો: " આજ્ઞા ! "

" આજે વિજયાદશમીનો દરબાર છે, સેંકડો અમીર–ઉમરાવો અને નાનામોટા રાજાઓ આજે એકત્ર થયા છે; સિંધમાં સર્વત્ર શાંતિ છે અને તેથી સૌનાં મ્હોં હસતાં છે; આજે મારો વિચાર એવો છે કે આજ સુધીમાં જેઓએ સિંધપતિની એકનિષ્ઠાપૂર્વક સેવા બજાવી છે તેઓને યોગ્ય પારિતોષ આપવું. પરન્તુ તે પહેલાં તું આ રાજ્યનો ભવિષ્યનો રાજા છે, તેટલા માટે તને કેટલીક સૂચનાઓ કરવાની આવશ્યકતા વિચારૂં છું અને એ સૂચનાઓ

* પ્રજારૂપી ગાયનો પાલક–આહિર.

આ સર્વ કચેરીમંડળની સમક્ષ કરવામાં આવે તેવી જ મારી ઈચ્છા હોવાથી હું આ પ્રસંગનો લાભ લેવા ધારૂં છું. સદ્‌ભાગ્યે સિંધને નજીકના સમયમાં કોઈની સાથે વિગ્રહમાં ઉતરવાની જરૂર પડે તેમ નથી. સામાણીઓ અને લોહાણાઓ પણ હવે તો આપણા પરમ મિત્ર બની રહ્યા છે એટલે કોઇ પ્રકારના આંતરૂકલહનો પણ સંભવ નથી. આ સઘળા અમીર ઉમરાવો અને રાજાઓ આપણા પરમ મિત્રો છે, માટે ભવિષ્યમાં કોઇ પણ પ્રસંગે જ્યારે જ્યારે તેઓની મદદની તને જરૂર પડે ત્યારે ત્યારે તેઓની મદદની માંગણી કરતાં પહેલાં તું તેઓની સલાહ લેજે. તેઓ સલાહ આપવાને યોગ્ય-પૂરતા લાયક છે અને તેમને સલાહ માંગવાનું માન આપવું તે આપણી ફરજ છે. તેઓનામાં કદાપિ તું અવિશ્વાસ રાખીશ નહિ અને તે સાથે એટલું કહેવું પણ મારી ફરજને અનુસરતું છે કે અતિવિશ્વાસનું પરિણામ ભયંકર આવે છે. વળી સૌસૌની સેવાના પ્રમાણમાં તું તેઓને યોગ્ય પારિતોષો આપીને સંતુષ્ટ કરતો રહેજે-તેઓની સેવા અને એકનિષ્ઠાની કદર કરતો રહેજે. શૌર્ય-વીર્ય તો તારામાં જે કાંઈ છે તે મારી સૂચનાથી કાંઇ ન્યૂનાધિક થઇ શકવાનાં નથી, પરન્તુ તેનો સદુપયોગ કરવો તે રાજાનો ધર્મ છે."

પિતાના શબ્દોને માન્ય રાખતાં અને પિતાની સૂચનાઓને પોતે બરાબર લક્ષમાં રાખી લીધી છે એવો દેખાવ કરતાં જયસિંહ નમન કરી પોતાને આસને બેઠો. રાજાએ આગળ ચલાવ્યું: "મંત્રીશ્વર બુદ્ધિમાન્! તમે તમારી અતુલિત બુદ્ધિવડે મંત્રીપદને શોભાવ્યું છે. તમે રાજ્યની જે સેવાઓ બજાવી છે તેનો બદલો હજી સુધી મારાથી કાંઇ પણ આપી શકાયો નથી, તેથી ખરેખર મને શોક થવો ; મારી ઇચ્છા એવી છે કે તમારી સેવાઓના બદલામાં હું તમને કાંઇ પારિતોષ આપું, તે કરતાં તમે પોતે જ મારી પાસેથી કાંઇ ઉચિત વસ્તુ માંગી લો; હું વચન આપું છું કે તે હું તમને વિના સંકોચે આપીશ."

બુદ્ધિમાને નમન કરતાં કહ્યું: "મહારાજ! આપ મારા ગુણોની કદર કરો છો, એ જ મારી સેવાઓનો બદલો છે; મને બીજું કાંઇ જોઇતું નથી."

"નહિ, તેટલાથી હું સંતુષ્ટ નથી; મારી ઇચ્છા છે કે તમે કાંઇ માગી લો." દાહિરરાયે આગ્રહ કરતાં કહ્યું.

"મહારાજ! રાજરાજેશ્વર! આપ જાણો છો કે હું અપુત્ર છું: મારી પાછળ મારૂં નામનિશાન રહે તેવી કાંઇ સંતતિ નથી. ધન દોલત તો આપના પ્રતાપથી મારી પાસે બહુ છે, પણ તે મને શું કામનાં છે? તેનો ઉપભોગ કરનાર કોઇ નથી. અપુત્ર માણસનો વંશ રાખનાર એક માત્ર કીર્તિ છે, પરન્તુ મારા જેવાની રંક કીર્તિ પણ સમય જતાં ભુંસાઇ જાય છે, તો રાજ્યની સાથે મારૂં કાંઇ કીર્તિ-ચિહ્‌ન જોડાએલું રહે એવી મારી ઇચ્છા છે."

"તે ઇચ્છા હું પરિપૂર્ણ કરીશ." દાહિરે તેને અનુમોદન આપ્યું.

"તો મારી ઇચ્છા એવી છે કે રાજ્ય તરફથી જે રૂપાના સિક્કા બહાર પાડવામાં આવે છે, તે સિક્કાની એક બાજુએ મહારાજનું નામ અને મહોરૂં છપાય છે તો બીજી બાજુએ મારૂં નામ પણ છપાય, કે જેથી મારૂં નામ સિંધની પ્રજામાં લાંબા સમય સુધી સ્મરણમાં રહે, તથા મારા વંશમાં મારી પુત્રી તુલ્ય કીર્તિ ચિરંજીવી રહે."

"અસ્તુ! તમારી તે માંગણીનો હું સ્વીકાર કરૂં છું અને તમે સુચવેલી રીતે હું તમારૂં સ્મરણ રાજ્યના સિક્કા સાથે જોડાએલું રહેવા દઇશ. વારૂ, * સિંહાકાર! તમે પણ તમારી સલાહવડે આ રાજ્યને ઉપકૃત કર્યું છે, અને તેનું પારિતોષ તમને પણ મળવું જોઇએ; લ્યો આ પારિતોષ." એમ કહી રાજાએ એક કાશ્મીરી શાલ સિંહાકારને ભેટ આપી. સિંહાકારે મસ્તિક નમાવીને તેનું ગ્રહણ કર્યું અને કહ્યું:

"મહારાજ! આ સેવકે આ રાજ્યના હિતમાં હજી ઘણું કરવું જોઇએ છે અને જે કાંઇ કર્યું છે તે તો કાંઇ પણ વિસાતમાં નથી. રાજેન્દ્ર! રાજસેવા તે આર્યોનો પરમ ધર્મ છે." એમ કહી તેણે આસન લીધું.

"બુદ્ધરાજ! તમારી રાજનિષ્ઠાથી અને વહીવટથી હું સંતોષ પામ્યો છું; તમને પણ તેને યોગ્ય પારિતોષ મળવું જોઇએ." એમ કહી રાજાએ બુદ્ધરાજને પણ એક શાલ ભેટ આપી.

"મહંમદ અલાફી! મારા શૂરવીર મદદગાર! તમે એક આરબ વંશને શોભાવ્યો છે, છતાં અત્યારે તમે એક બ્રાહ્મણ રાજાને શોભાવીને તમારી લાયકાત બતાવી આપી છે. યુદ્ધની બાબતમાં તમે મારા નિપુણ મંત્રી છો. તમારાથી મારૂં કચેરી મંડળ શોભા પામ્યું

* ચચનામા પ્રમાણે 'સીસાકર' બીજા ઇતિહાસોમાં 'સિયાકર' 'સિંહાકર'.

છે, લ્યો, આ તમારૂં કીર્તિચિહ્ન, તમને પોતાને શોભાવે તેવું જ આ યોગ્ય પારિતોષ." એમ કહી દાહિરે એક રત્નજડિત મૂઠવાળી તલવાર મહંમદની સામે ધરી. મહંમદે આનંદપૂર્વક તે લીધી અને મસ્તિક નમાવી પોતાની જગ્યા લીધી. મહંમદ અલાફી એક બહાદૂર આરબ સરદાર હતો પરન્તુ અરબસ્તાનમાં ચાલતી એક લડાઇમાંથી નાસીને સિંધમાં ભરાયો હતો. તે સમયે તેની પાસે ૫૦૦ આરબોનું લશ્કર હતું. દાહિર પોતાના ભાઇ *ધીરસિંહને યુદ્ધમાં મારીને ગાદીએ બેઠો તે સમયે દાહિરની સામે સિંધમાં મોટાં બંડ જાગ્યાં હતાં. રમલના સરદારો તેની સામે ચડી આવ્યા હતા તે જ અરસામાં મહંમદ પણ સિંધમાં નાસી આવ્યો હતો અને તેણે રમલના સરદારોને હરાવી તેઓનું એક મોટું લશ્કર પકડી લેઈ દાહિરને અગત્યની મદદ કરી હતી. તે સમયથી દાહિરે મહમંદ અલાફીને પોતાની પાસે રાખી તેને યોગ્ય સન્માન આપ્યું હતું.

છેલ્લે રણધીરસિંહ તરફ રાજાએ પોતાની દૃષ્ટિ કરીને કહ્યું: " અને રણધીરસિંહ! હું તમારૂં શૌર્ય તથા રાજનિષ્ઠા જોઇને અતિસંતુષ્ટ થયો છું. તમે એક શૂરા લડવૈયા સરદાર તરીકે અને કુશળ સલાહકાર તરીકે સિંધપતિની જે સેવા બજાવી છે તેનો કાંઈ યોગ્ય બદલો આપવાને હું લાંબા સમયથી ઉત્કંઠિત હતો. તમને તમારી રાજસેવાનો ભારી બદલો મળવો જોઇએ. આજથી મારા કુલ લશ્કરના મુખ્ય સેનાપતિ તરીકે હું તમારી નીમણુક કરૂં છું અને હાલના સેનાપતિ વૃદ્ધ થયા હોવાથી તેમને તેમની સેનાપતિ તરીકેની ફરજમાંથી મુક્ત કરૂં છું." એમ કહી રાજાએ સેનાપતિની તલવાર અને પોશાક રણધીરસિંહને આપ્યાં અને રણધીરસિંહે કૃતજ્ઞતાપૂર્વક તેનો સ્વીકાર કરતાં કહ્યું: "મહારાજ! માણસ જે કાંઇ કાર્ય કરે તે તેણે પોતાની ફરજ સમજીને-ફળની આશા રાખ્યા વિના જ કરવું જોઇએ; અલબત્ત કદરદાન માલીક તે સેવાની કદર કરે તે માલીકની પોતાની લાયકી છે."

રાજાએ આગળ કહ્યું:" અને વીર રણધીર! મારા હૃદયમાં લાંબા સમયથી ઘોળાઇ રહેલો વિચાર આજે આ કચેરી મંડળ સમક્ષ જાહેર કરી દેવાનું ઉચિત સમજું છું, કે મારી મોટી પુત્રી સૂર્યદેવી કે જેને મારા મનથી હું રણધીરને જ આપી ચૂક્યો છું,

*'ચચનામા' માં 'દાહારસીયા' છે. ઇલીયટ તેને 'ધારસીયા કહે છે.'

તેનું લગ્ન મારી પ્રીતિના પાત્ર રણધીર વેરે જ થોડા સમયમાં હું કરીશ અને *નિરૂનનો કિલ્લો આખા નિરૂન પરગણા સાથે રણધીરને સોંપી હું તેને તેનો માલીક ઠરાવીશ. મારી પુત્રી કોઇ મોટા રાજકુમારને આપવા કરતાં સાધારણ સ્થિતિના પરન્તુ યોગ્ય અને શૂરવીર યોદ્ધાને આપવામાં હું મને મોટું માન મળેલું સમજું છું.”

કવિરાજ લલકારી ઉઠ્યા: “ધન્ય છે, બાપા! ધન્ય છે!.

“ કદરદાન હી કરત હૈ યોગ્ય વસ્તુકો તોલ,
“ હીરા મુખસૂં ના કહે, લાખ હમારો મોલ!”

સર્વત્ર આનંદ આનંદ પ્રસરી રહ્યો. અગાઉથી તૈયાર રાખવામાં આવેલા રાજગોરે કચેરીમાં આવીને રણધીરસિંહના કપાળપર સૂર્યદેવીએ કરેલા ચાંદલાની ઉપર બીજો મોટો ચાંદલો કર્યો અને યોગ્ય મંત્રોચ્ચાર સાથે તેના કંઠમાં પુષ્પમાળા પહેરાવી. રાજકુંવરીના સગપણની વધાઇ રાણીવાસમાં આપવામાં આવી અને નોબતોના ઘોર ધ્વનિથી આખું રાજમંદિર ગાજી ઉઠ્યું. સાકરો વહેંચવામાં આવી. શહેરમાં વિજયાદશમીના ઉત્સવની સાથે આ આનંદનો વિશેષ ઉત્સવ ઉજવવાનું ફરમાન કાઢવામાં આવ્યું અને લોકોએ તેને હર્ષ સાથે વધાવી લીધું. સાંજે વિજયાદશમીની સ્વારી શમીપૂજન કરવા માટે નિયમ કરતાં વધારે ઠાઠમાઠ સાથે કાઢવાની વરદી આપવામાં આવી. સર્વત્ર આનંદ આનંદ વ્યાપી રહ્યો.

આ આનંદમાં વિશેષ આનંદ પ્રસરાવનારા, કહો કે રણવીર યોદ્ધાઓના રણોત્સાહને તૃપ્ત કરનારા તથા વિશેષ આનંદને ઉત્તેજિત કરનારા સમાચાર લેઇને એક કાસદ આવી પહોંચ્યો. આ સમાચાર એ હતા કે ઇરાક (બસરા) ના સુબેદાર હજ્જાઝ તરફથી મહંમદ કાસીમ નામનો જુવાન સરદાર આરબોનું એક મોટું લશ્કર લેઇને દેવલબંદરપર પડી આવ્યો હતો અને દેવલને પોતાને તાબે કરી સિંધના પ્રદેશમાં આગળ વધવાનો ઇરાદો રાખતો હતો.

કચેરીમંડળ વીખરાઇ ગયું હતું. કેટલાક સરદારો ચાલ્યા ગયા હતા, પરન્તુ મંત્રીમંડળના મુખ્ય અંગભૂતો, રાજકુટુંબ, રણધીરસિંહ વગેરે કેટલાક હજી ત્યાં આગળ જ વાતચીત કરતા ઊભા હતા, એટલામાં કાસદે આવીને ખબર આપ્યા. ફાકિર ચમક્યો ખરો, પરન્તુ

*હાલનું હેલાઈબંદર. અંગ્રેજ તેને 'નિરૂન' કહે છે, પણ તે [illegible] છે કે અરેબીકમાં તે શબ્દ [illegible] હતો.

તેના હૃદયનો તે ચમકારો બહુ સમય ટક્યો નહિ. ફક્ત એક જ ક્ષણમાં તેણે વિચાર કરી વાળ્યો અને પોતાના મંત્રીને જણાવ્યું: "બુદ્ધિમાન્, દેવલબંદરના ચાંચીયા લોકોના તોફાનમાંથી આપણે હવે આરબ લોકોની સામે યુદ્ધમાં ઉતરવું પડે તેવું બન્યું છે. પરન્તુ જો આપણે તેઓની સામા ન થઇએ તો આપણને જ નુકસાન થવાનો સંભવ છે. આરબો હાલમાં દુનિયાના જૂદા જૂદા દેશોમાં પગપેસારો કરતા જાય છે અને તેઓ સિંધમાં પેસીને પછી હિંદમાં પણ પેસવાનો ઇરાદો રાખતા જણાય છે; તેટલા માટે આપણે તેઓની સામે તો થવું જ જોઇએ. પણ કાંઇ ફીકર જેવું નથી. આરબો યુદ્ધમાં અને યુદ્ધકૌશલ્યમાં કેટલા પછાત છે તે આપણે જોઈ વાળ્યું છે. અબદુલ્લા અને બુદાઇલિ તો માર્યા ગયા છે અને આ કોઇ નવા જુવાનિયા આરબ સરદારને પણ મરણ પામવાની ઇચ્છા થઇ આવી જણાય છે; હું ભૂલી ગયો—અલ્યા—એ સરદારનું નામ શું?" દાહિરે એ છેલ્લો પ્રશ્ન પાસે ઊભેલા કાસદને કર્યો.

"મહંમદ કાસીમ." કાસદે ઉત્તર આપ્યો.

બુદ્ધિમાન્ બોલ્યો: "મહારાજ! દેવલબંદરના ચાંચીયાઓના તોફાનને પરિણામે આપણને યુદ્ધમાં ઉતરવું પડે, તેમાં કાંઇ ખોટું નથી. ચાંચીયાઓની જાત તોફાની કહેવાય એટલે તેઓનું એ પણ તોફાન કહેવાય, પરન્તુ, મહારાજ! એમાં ચાંચીયાઓએ તોફાન જેવું શું કર્યું છે? સિંધ અને હિંદમાંથી આર્ય સ્ત્રીઓને ગુલામડી તરીકે યવન દેશમાં ઉપાડી જવાનો એ આરબોને શું અધિકાર હતો? આપણા દેશની સ્ત્રીઓ એ ગાયનું માંસ ખાનારા યવનોની ગુલામડીઓ બને, યવનોના ધર્મમાં તેઓને વટલાઇ જવું પડે, અને એક રીતે તેઓને પરાયા દેશમાં વગર ગુન્હે દેશપારની સજા મળે, તે શું ઉચિત છે? મહારાજ! ખરૂં કહીએ તો આરબ લોકોએ આપણા દેશને અને આપણા સ્ત્રીવર્ગને મોટું અપમાન પહોંચાડવાનો જ યત્ન કર્યો હતો અને તે અપમાનમાંથી તોફાની *ચાંચીયાઓએ જ આપણા

* આ બાબતના સંબંધમાં જૂદા જૂદા ફારસી ઇતિહાસલેખકોમાં મતભેદ પડેલો જોવામાં આવે છે. એક ઇતિહાસલેખક મીર મસુમ 'તવારીખે સિંધ'માં જણાવે છે કે અબદુલ મલીક ખલીફાએ કેટલાક માણસોને હિંદુસ્તાનમાંથી સ્ત્રી ગુલામોને ખરીદવા માટે મોકલ્યા હતા. તેઓ કેટલીક સ્ત્રીઓને ખરીદીને દરિયામાર્ગે પાછા ફરતા હતા, એટલામાં દેવલબંદરના

બચાવ કર્યો છે. તેઓની ખાતર બલકે આપણા દેશના ગૌરવ અને અધિકારની ખાતર આપણે આરઓની સામે યુદ્ધમાં જોડાવું તે આપણી ફરજ છે. એમાં આપણે માથે કાંઇ સંકટ આવી પડયું ગણાય નહિ."

"તમારૂં એ કથન પણ ખરૂં છે. આરબો હિંદુસ્તાનમાં પેસી ચૂકયા છે, લાંબે વખતે તેઓ ફાવી જાય પણ ખરા. એક રીતે આરબોને સિંધમાં પ્રવેશતા અટકાવવાને માટે પણ આ યુદ્ધ ઠીક ઉપયોગી થઇ પડશે."

રણધીરસિંહ બોલ્યો: "મહારાજ! મારી એક વિનતિ છે. આજે જ અને અત્યારે જ આપે મને સેનાપતિના ગૌરવયુક્ત પદથી વિભૂષિત કર્યો છે અને તે જ ક્ષણે આપણને સમાચાર મળ્યા કે યવન સરદાર ચડી આવ્યો છે; ખરેખર આ યુદ્ધ પ્રભુએ મને વિજય અપાવવા માટે જ નિર્માણ કરી રાખ્યું હશે કે જેથી જે ક્ષણે મને સેનાપતિની પદવી મળે છે તે જ ક્ષણે નવા યુદ્ધના ખબર પણ મળે છે! તો, મહારાજ! અબદુલ્લા અને બુદ્દાઇલનાં માથાં ઉરાડવાનો જેવી રીતે બીજા સરદારોને લાભ મળ્યો છે, તેવી જ રીતે મહંમદ કાસીમનું માથું ઉરાડવાનો લાભ મને જ મળવો જોઇએ."

દાહિર આ સાંભળીને તુષ્ટ થયો અને અંતરના ઉમળકાથી બોલી ઉઠયો: "સાબાશ! મારા નવીન સેનાપતિ! તમારા જુસ્સાને અને તમારા શૌર્યને ધન્ય છે! તમારી વિનતિ હું ઘણા માન સાથે

---

ચાંચીયા લુંટારાઓએ તેમના પર હલ્લો કરી તે સ્ત્રીઓને છોડાવી લીધી હતી અને આરબ વેપારીઓને મારી નાંખ્યા હતા. થોડા જ માણસો તે બનાવની ખબર ખલીફાને પહોંચાડવાને જીવતા રહ્યા હતા. કુતુહુલ બુલદાન અને ફીરીસ્તા જણાવે છે કે સિંહલદ્વીપના રાજાએ પોતાના દેશની કેટલીક સુંદર છોકરીઓ ખલીફાને ભેટ મોકલી હતી, તે છોકરીઓથી ભરેલું વહાણ દેવલબંદર પાસે આવી પહોંચતાં ત્યાંના 'મેડ' જાતના દરિયાઇ લુંટારાઓએ તે વહાણપર હલ્લો કરીને લુંટી લીધું હતું. આ વાત જ્યારે હજ્જાજના જાણવામાં આવી, ત્યારે તેણે દાહિર પાસે પોતાના એલચીને મોકલ્યો અને તે છોકરીઓને છૂટી કરવાનું કહેવરાવ્યું. પરન્તુ દાહિરે જવાબમાં એમ જણાવ્યું કે "તેઓ ચાંચીયા લોકો છે, અને તેથી તેઓની ઉપર મારી કાંઇ પણ સત્તા કે અમલ નથી. ઘણી વાર તેઓ અમને પણ હરકત કરે છે." આ જવાબથી ગુસ્સે થઇને હજ્જાજે દાહિર સાથે યુદ્ધમાં ઉતરવાનો નિશ્ચય કર્યો હતો.

સ્વીકારૂં છું. તમે મહમદનું માથું ઉડાડીને અમોરના ગઢમાં પેસશો, તે જ ક્ષણને હું લગ્નનું મંગલ મુહૂર્ત માનીને સૂર્યદેવીનો હસ્ત તમને સમર્પીશ ! બસ, અચાનક આ સઘળા શુભ સંયોગો મળી ગયા છે, તેથી વધારે આનંદજનક બીજું શું ? અને બુદ્ધિમાનજી ! રણધીરસિંહ શૂરવીર છે, પણ મુખ્ય સેનાપતિનું પદ તેમને હજી નવું જ આપ્યું છે, માટે મારી ઇચ્છા છે કે, તમારે તેમની સાથે જવું અને પ્રસંગોપાત સલાહ આપવી તથા કદાચ યુદ્ધ આદરવાની જરૂર પડે, તો યુદ્ધમાં પણ મદદ કરવી."

રણધીર બોલ્યો: "મહારાજની યોજના બરાબર છે; હું પોતે જ તેમની માંગણી કરવાની ધારણા રાખતો હતો, એવામાં મહારાજે ઠીક જણાવી દીધું."

દાહિરે કહ્યું: "જુઓ ! સાંજે શમીપૂજનની સ્વારી છે; સઘળું લશ્કર એકત્ર થશે, ત્યાં જ સૌને વરદી આપી દેવી કે પ્રભાતમાં દેવલબંદર તરફ કૂચ કરવાની છે. કેમ, બરાબર છે ને ?"

રણધીર બોલ્યો: "હા, બરાબર છે. ધર્મના કામમાં વળી ઢીલ શી ? મંત્રીશ્વર ! આપ પણ તૈયાર જ રહેશો ને ?"

"હું તો આ ક્ષણે તૈયાર છું. યવનોની સામે થવામાં તો મને અપૂર્વ આનંદ પ્રાપ્ત થાય છે ! મહારાજને યુદ્ધની બાબતમાં કાંઇ ખાસ સૂચનાઓ કરવાની ઇચ્છા છે ?" બુદ્ધિમાને કહ્યું.

"ના; તમે સાથે છો, પછી મારે ખાસ સૂચના કરવા જેવું શું હોય ? સુલેહનો પત્રવ્યવહાર ચલાવવા જેવું કાંઈ છે જ નહિ; કારણકે તેના બે સરદારો હાર ખાઇને ગયા છે એટલે આ વખતે આ સરદાર પણ યુદ્ધ કરવાને જ આવ્યો હશે. શહેરની અંદર લશ્કરનો જમાવ સારી પેઠે રાખવાનું ધ્યાનમાં રાખજો. બીજું મારે કાંઇ પણ કહેવાનું નથી."

વાતો કરતા કરતા સર્વ બહાર નીકળ્યા. રાજા અને રાજકુમારો રાણીવાસ તરફ ચાલ્યા. રણધીરસિંહ મનમાં મુદિત થતો પોતાના સ્થાને આવ્યો અને બીજાઓ પોતાના નિવાસસ્થાને ગયા.



## પરિચ્છેદ ૩ જો.

### કથાસમયનાં ઇતિહાસ-ભૂગોળ.

But what was before us we know not,
And we know not what shall succeed.

*Matthew Arnold.*



આપણી કથાનો સમય બહુ જ પ્રાચીન છે. તે સમયનો ઇતિહાસ જેવી રીતે ચમત્કૃતિથી ભરપૂર લાગે છે, તેવી જ રીતે તેની ભૂગોળ-સીમા પણ હાલ કરતાં વિલક્ષણ જ હતી. ઇ. સ. ૬૬૨ માં મુસલમાની ધર્મના સંસ્થાપક મહંમદ પયગમ્બરનું મરણ થયું અને ત્યાર પછી પચાસેક વર્ષમાં દુનિયાના જૂદા જૂદા વિભાગોમાં મુસલમાનોએ તલવારવડે પોતાનો ધર્મ ફેલાવવા માંડ્યો. એ સમયને લગભગ ૧૨૦૦ વર્ષ વીતી ગયાં છે અને તેથી તે સમયની કથાનાં આધુનિક વાચકને કાંઈ-કાંઇ વિલક્ષણતા અને ચમત્કૃતિ નજરમાં આવ્યા વિના નહિ રહે. મહંમદ પયગમ્બરના સમયમાં તો ફક્ત અરબસ્તાનમાં જ મુસલમાની ધર્મનો પ્રચાર થયો હતો, પરન્તુ તેના મરણ પછી ધર્મ ફેલાવવાનું કામ 'ખલીફા' ઓએ ઘણું બજાવ્યું. મુખ્ય ઇસલામી ધર્મગુરૂ 'ખલીફા' કહેવાતો. પયગમ્બર પછી અબુબકર, ઉમર અને ઉસ્માન એ ત્રણ ખલીફા થયા ત્યાં-સુધી તો ઇસલામી ધર્મની મહંમદે ઠરાવેલી આજ્ઞાઓનું યથાર્થ પરિપાલન થયું; પરન્તુ ચોથા ખલીફા અલીના સમયમાં સઘળી અવ્યવસ્થા અને ટંટા-બખેડા થવા લાગ્યા. "શિહા" અને "સુન્ની" ના બે પંથ એ ખલીફાના સમયથી જ પડ્યા; તોપણ ઇસલામી ધર્મના પ્રચારનું કામ તો એક સરખી રીતે આગળ વધતું જતું હતું. ઇરાન, તુર્કસ્તાન, અફઘાનિસ્તાન, મધ્ય એશિઆ અને ઉત્તર આફ્રિકાના લોકો એ ધર્મના અનુયાયી થયા હતા. મુખ્ય ખલીફાનું નિવાસસ્થાન અરબસ્તાનમાં મદીના જ હતું અને ત્યાં રહીને તે પોતાના તાબાના જૂદા જૂદા દેશોપર સુબેદાર નીમીને વ્યવસ્થા ચલાવતો હતો. મદીના પછી કુફા અને બગદાદમાં ખલીફાની ગાદી બદલાઇ હતી અને જે સમયે આરબોએ સિંધ ઉપર સ્વારી કરી ત્યારે ખલીફા વાલીદની ગાદી બગદાદમાં હતી. ઇરાક (બસરા-હા-

લમાં એશિઆઇ તુર્કસ્તાનનો એક પ્રાંત) નો સૂબેદાર તે સમયે હુજ્જાજ હતો. જો કે તે એકલા ઇરાકનો જ સૂબેદાર હતો, તોપણ ખલીફાનો પ્રીતિપાત્ર હોવાથી વાસ્તવિક રીતે તે સમયના આખા ઇસલામી મુલકનો રાજ્યકર્ત્તા હતો.

સિંધનો મુલક તે સમયે હાલના જેટલો નહિ પરન્તુ કાંઇક વિસ્તૃત હતો, જેની હદ [1]આગલા પરિચ્છેદમાં આપેલ છે. સિંધનો રાજા એ સઘળા મુલક ઉપર એક સરખી રીતે અમલ ચલાવતો. છેલ્લાં ૧૨૦૦ વર્ષમાં જૂદા જૂદા કુદરતી સંયોગોને લીધે આ સરહદમાં ઘણા ફેરફાર થઇ ગયા છે અને તે સમયના સિંધ કરતાં હાલનો સિંધ ઘણો નાનો છે.

મહંમદ પયગમ્બરના મરણ પછી તુરત જ ખલીફાઓનું ધ્યાન પરદેશોમાં ઇસલામી ધર્મ ફેલાવવા તરફ અને તે દેશો પોતાના તાબામાં લેવા તરફ ખેંચાયું હોય તેમ જણાય છે. પહેલા ખલીફા અબુબકરના સમયમાં આરબ લોકોનું ધ્યાન હિંદુસ્તાન તરફ ખેંચાયું હોય તેમ ઇતિહાસ ઉપરથી માલૂમ પડતું નથી. પરન્તુ બીજા ખલીફા ઉમરના સમયમાં હુકમ નામના આરબ સરદારે એક લશ્કર ભરૂચ બંદરે તરફ તથા બીજું લશ્કર પોતાના ભાઇ મુધીરાની સરદારી હેઠળ દેવલબંદર તરફ રવાના કર્યું હોય અને દરિયાઇ બારાંઓનો કબજો લીધો હોય એમ જોવામાં આવે છે.[2] ત્રીજા ખલીફા ઉસ્માને ઇ. સ. ૬૪૩ થી ૬૫૫ સુધી રાજ્ય કર્યું. તેણે ઇરાકના સૂબેદાર અબ્દુલ્લાને એવો હુકમ કર્યો હતો કે તેણે હિંદુસ્તાનની હદમાં એક માણસ મોકલીને ત્યાંની વસ્તુસ્થિતિની બાતમી મેળવવી. તેણે હકીમ નામના એક સરદારને હિંદુસ્તાનમાં મોકલ્યો અને તેને હિંદુસ્તાનની લોકસ્થિતિની તથા બીજી બાતમીઓ મેળવી આવવા સૂચવ્યું. જ્યારે હકીમ પાછો ફર્યો ત્યારે તેને સીધો ખલીફા તરફ જ મોકલ્યો. ખલીફાએ તેને પૂછ્યું: "તું હિંદુસ્તાનની સ્થિતિ સમજી આવ્યો છે કે?"

હકીમે જવાબ આપ્યો: "હા, નામદાર! હું હિંદુસ્તાનમાં જઇને સઘળાં સ્થળોની તપાસ કરી આવ્યો છું અને સઘળી તપાસ મેં બારીક નજરથી કરી છે."

---

૧ જુઓ પરિચ્છેદ ૨ જો, પૃષ્ઠ ૮. ૨ અલ બીલાદુરીનું 'ફુતુહ-ઉલ-બુલ્દાન' આ ઇતિહાસ આપે છે.

"ત્યારે તે મુલકનું બયાન તું મને કહી સંભળાવ." ખલીફાએ આજ્ઞા કરી.

હકીમ બોલ્યોઃ "નામદાર! હિંદુસ્તાનનું હું શું બયાન કરૂં? તે તો એક વેરાન અને નિર્માલ્ય દેશ છે; બિલકુલ ગરીબ છે! ફળ ફૂલાદિનું તો ઠેકાણું નથી અને લૂંટારાઓનો પાર નથી! જો નાનું લશ્કર આપ મોકલશો, તો તેનો હિંદના લોકો નાશ કરી નાંખશે અને મોટું લશ્કર મોકલશો તો તે ભૂખે મરશે!"

ખલીફાએ પ્રશ્ન કર્યોઃ "અયે હકીમ! શું તું આ ખરૂં કહે છે? હું સમજતો નથી કે તું બરાબર વાત કહે છે કે અતિશયોક્તિ કરે છે."

"નામદાર! જે કાંઇ મેં જોયું છે તેજ મેં આપને કહ્યું છે." હકીમે જવાબ આપ્યો.

હકીમના આવા જવાબ ઉપરથી ઉસ્માને હિંદુસ્તાન ઉપર ચડાઇ કરવાનું માંડી વાળ્યું. પુનઃ ખલીફા અલીના સમયમાં ઇ. સ. ૬૫૯ માં એક આરબ સરદાર ખલીફાની મંજૂરી લેઇને પોતાની મેળે હિંદુસ્તાનમાં આવ્યો હતો. તેણે કેટલીક લૂંટફાટ કરીને થોડું ધન મેળવ્યું હતું તથા થોડાઓને કેદી તરીકે પકડયા હતા, પરન્તુ ઇ. સ. ૬૬૨ માં ખુરાસાનની સરહદપર આવેલા પ્રદેશમાં તેને તથા તેના લશ્કરના મોટા ભાગને સિંધના લોકોએ કાપી નાંખ્યા હતા.

છઠ્ઠા ખલીફા મુઆવીયાના સમયમાં ઇ. સ. ૬૬૪ માં મુહલ્લબ નામનો આરબ સરદાર લાહોર સુધી આગળ વધી શકયો હતો એમ ઇતિહાસ ઉપરથી જણાય છે, પરન્તુ તે પણ ખુરાસાનની સરહદમાં તેનાં માણસો સાથે કત્લ થયો હતો. આથી મુઆવીયાએ અમીર અબદુલ્લા નામના એક બીજા સરદારને હિંદુસ્તાન તરફ મોકલ્યો. તેણે કાંઇક ઠીક તેજ બતાવ્યું અને સારી લૂંટ સાથે ખલીફા તરફ તે પાછો ફર્યો. ખલીફાને તેણે સિંધના કેટલાક ઘોડા ભેટ કર્યા, અને થોડી વાર ત્યાં રોકાઇને પાછો સિંધના પ્રદેશ તરફ ચડયો; પરન્તુ તુર્ક લોકોએ તેને જીવતો રહેવા દીધો નહિ. તેજ ખલીફાના સમયમાં સીનાન નામના એક બીજા સરદારને હિંદુસ્તાન તરફ રવાના કરવામાં આવ્યો હતો, તેણે સિંધના પશ્ચિમના પ્રદેશમાં આવેલો મકરાણ નામથી ઓળખાતો પ્રદેશ પોતાના તાબામાં લીધો હતો. ત્યાર પછી તે જ પ્રદેશ તરફ

રાશીદ નામના એક બીજા સરદારને મોકલવામાં આવ્યો હતો, તેણે મકરાણ ઉપરાંત તેની જ નજીકનો કીકાનનો પ્રદેશ પણ તાબે કર્યો, પરન્તુ 'મેડ' નામના લુંટારાની જાતે તેને મારી નાંખ્યો. ખલીફાના એક મુખ્ય સરદાર ઝીયાદના બેટા અબ્બાદે સિંધમાં આવેલા સીવી-(જી)સ્તાનની સરહદપર થઇને સ્વારી કરી, અને કંદહાર સુધી તે આગળ વધ્યો, પરન્તુ તેમાં ઘણા મુસલમાનોનો નાશ થયો હોવાથી આરબોને તે સ્વારી બહુ ભારે થઈ પડી હતી. ત્યારપછી અલ મંઝર અથવા અબુલ અશસ નામના સરદારને સિંધ તરફ મોકલવામાં આવ્યો. તેણે કીકાનના પ્રદેશ ઉપર સારી સત્તા સ્થાપી, પરન્તુ થોડા જ સમયમાં તે મરણ પામ્યો. ત્યાર પછી ઇબ્ન હુર્રી અલ બાહાલી નામનો સરદાર આવ્યો અને તેણે પણ સારી સત્તા જમાવી.

હજ્જાજ બસરાની સૂબેદારીપર આવ્યો ત્યારે તેણે સરદાર સૈયદને મકરાણ અને સિંધની સરહદપરનો જીતેલો મુલક સાચવવાને મોકલ્યો, પરન્તુ તેને મહંમદ અલાફી (દાહિરનો આશ્રિત) એ મારી નાંખ્યો અને તે સાથે સિંધની સરહદપર આરબોએ જમાવેલી થોડી ઘણી સત્તા ખળભળી ગઈ. સૈયદના મરણથી હજ્જાજે મુજ્જા નામના સરદારને સિંધમાં મોકલ્યો પરન્તુ તેનું એક વરસમાં મરણ થયું. મુજ્જા પછી મહંમદ હારૂન નામનો સરદાર આવ્યો. તેના સમયમાં કેટલાક આરબ વેપારીઓ સિંધમાંથી કેટલીક સુંદર હિંદુ અબળાઓને અરબસ્તાન તરફ ખલીફાની તહેનાતમાં ગુલામડીઓ તરીકે રાખવાને લેઇ જતા હતા, પરન્તુ દેવલબંદરના 'મેડ' જાતના દરિયાઇ લુંટારાઓએ તે વેપારીઓને મારી નાંખીને તેમની પાસેથી તે અબળાઓને ખૂંચવી લીધી હતી. આરબ સત્તાનું આવું અપમાન હજ્જાજ સહન કરી શક્યો નહિ. તેણે એકદમ અબદુલ્લા નામના સરદારને દેવલબંદરના લુંટારાઓને હરાવી બંદર તાબે કરી લેવા માટે મોકલ્યો, પરન્તુ તે લડવા પામે તે પહેલાં લુંટારાઓએ તેને કાપી નાંખ્યો. તુરત જ ઓમાન (અરબસ્તાનનો એક પ્રાંત) નો સરદાર બુદાઇલ ચડી આવ્યો, અને તેની પણ અબદુલ્લાના જેવી જ સ્થિતિ થવા પામી.

પોતાના બે મોટા સરદારોની આવી દશા થએલી જોઇને હજ્જાજને બહુ જ લાગી આવ્યું. તેણે હવે સઘળા પ્રકારની તૈયારીઓ કરીને એક મોટા લશ્કરને સિંધ તરફ મોકલવાનો નિશ્ચય કર્યો, અને

તેના સરદાર તરીકે મહંમદ કાસીમ નામના ઓગણીસ વર્ષની વયના એક જુવાન આરબ લડવૈયાને તૈયાર કર્યો. તેને છ હજાર લડવૈયાનું લશ્કર સોંપ્યું અને લડવાની તથા રહેવા-ખાવાની સામગ્રી પણ પૂરતા પ્રમાણમાં સાથે બંધાવી. સિંધનો મુલક વેરાન જેવો છે અને ફળ-ફૂલનું તો નામ નથી એવું આરબો માનતા હતા અને તેથી મહંમદ કાસીમને ચિંતા થઇ કે જો પોતાને સિંધમાં દારૂ નહિ મળે તો કેમ થશે ? હજ્જાઝને તેણે પોતાની આ ચિંતા જણાવી અને હજ્જાઝે એક મોટું કપડું તેને આપીને જણાવ્યું કે "તે કપડું દારૂમાં બોળીને સુકવેલું છે, તેથી જ્યારે જ્યારે તને દારૂની જરૂર પડે, ત્યારે ત્યારે તે કપડાનો થોડો ભાગ પાણીમાં પલાળીને તેને નીચોવી નાંખજે, એટલે તું સિંધમાં બેઠો બેઠો શિરાઝનો ઉમદા દારૂ પી શકીશ !" શિરાઝમાં કેટલાક દિવસ થોભીને મહંમદ કાસીમ મકરાણમાં આવ્યો. મહંમદ હારૂન તેને ત્યાં મળ્યો, પરન્તુ ત્યારપછી થોડા વખતે તેનું મરણ થયું. મકરાણમાંથી રવાના થયા પછી મહંમદને અબ્બુલ અસવદ ઝામ નામનો સરદાર ત્રણ હજાર વધુ લડવૈયા સાથે મળ્યો અને તેથી મહંમદની પાસે સારૂં લશ્કરી બળ જમા થવા પામ્યું. મહંમદે દેવલબંદરના બારામાં પોતાનાં વહાણ લાંગર્યાં અને તે સાથે જ ત્યાંના વહીવટદારે દાહિર તરફ કાસદને રવાના કર્યો.

## પરિચ્છેદ ૪ થો.

### પ્રયાણ.



દાહિરરાયની આજ્ઞાનુસાર સાંજે શમીપૂજનની મોટી સ્વારી કાઢવામાં આવી. જૂદા જૂદા પ્રકારની કસરતો અને શરતો ખેલવામાં આવી. ઉત્તમ પુરવાર થએલા પટા ખેલનાર અને ઘોડેસ્વારોને તેમની યોગ્યતાનુસાર પારિતોષ આપવામાં આવ્યાં. સઘળી સેનાના મુખ્ય સેનાપતિ તરીકે રણધીરસિંહને નીમવામાં આવ્યો છે એવો ઘોષ આખા સેનામાં ફેલાવી દેવામાં આવ્યો, અને તે સાથે બે હજાર લડવૈયાઓ તથા ઘોડેસ્વારોની એક ટુકડી કરીને તેને ખબર આપી દેવામાં આવી કે તેણે રણધીરસિંહ અને મંત્રીવર બુદ્ધિમાનની સાથે દેવલબંદર તરફ કૂચ કરી જવાની છે.

રણધીરસિંહની સેનાપતિ તરીકેની તથા દેવળબંદર ઉપર તાકી બેઠેલા આરબોને પરાસ્ત કરવા માટે મોકલવામાં આવનાર લશ્કરના અધિપતિ તરીકેની નીમણુક આખા અલોરનગરમાં જાહેર થઇ ચૂકી. રાજમંદિર અને રાણીવાસમાં તો એ ખબર ઘણા વહેલા સૌના જાણવામાં આવી ગયા હતા. સૂર્યદેવીએ પણ સૌની સાથે એ ખબર જાણ્યા હતા અને પોતાના પ્રિયતમની લાયકીની વાતો પરિજનોને મુખે સાંભળીને તેના અંતરનો હર્ષ માતો નહોતો. ઉચ્ચ પદવીને પામેલા પોતાના પ્રિયતમનું તેજસ્વી વદન નિહાળવાને તે આતુર થઇ રહી હતી. પોતાને રણધીર વેરે આપવાની ઇચ્છા તો રાજાએ ઘણી વ્હેલી જણાવી હતી, પરન્તુ તે ખુલ્લી રીતે જાહેર કરી નહોતી, તેથી સૂર્યદેવી પોતાના મનના પ્રિયતમને ગુપ્ત રીતે પણ મળતાં હૃદયથી અચકાતી હતી; હવે રાજાએ વાગ્દાનવડે પોતાને રણધીરને જ સમર્પી હોવાથી તેના હૃદયનો ક્ષોભ દૂર થયો હતો. હવે તેને પોતાના પ્રિયતમને ક્ષોભ પામ્યા વિના મળવાનો તથા મોકળા મનથી વાત કરવાનો અધિકાર પ્રાપ્ત થયો હતો. રાત્રે શમીપૂજનની સ્વારી રાજમંદિર તરફ પાછી ફરી, ત્યાંસુધી તે બાળા પ્રિયતમનું દર્શન કરવાને પણ ભાગ્યશાળી થઇ નહોતી, કારણકે ત્યાં સુધી રણધીર ઘડીભર નવરો પડ્યો નહોતો. એકાદ પ્રહર રાત્રિ વ્યતીત થઇ અને સ્વારી પાછી ફરી, ત્યારે સૂર્યદેવીએ ઝરૂખામાંથી રણધીરને સેનાપતિના સુશોભિત પોષાકમાં સજ્જ થએલો અને એક અરબ્બી ઘોડા ઉપર અસ્વાર થએલો જોયો. કુમારિકા બાળાનું કાળજું ઠર્યું, વદનમાં મન્દ સ્મિત ફરકી રહ્યું અને અંતરમાં ઉલ્લાસ રમી રહ્યો. સ્વારી રાજમંદિરમાં આવ્યા પછી તેને વિસર્જન કરીને રણધીર પોતાના દિવાનખાનામાં પેઠો. સામેના આયનામાં પોતાના નવીન પોષાકમાં સજ્જ થએલા સ્વરૂપને તે ક્ષણભર નિહાળી રહ્યો અને વિચારમાં પડયો: “અહા! ગઇ કાલે હું કોણ હતો, આજે કોણ છું અને રાજકુંવરી સાથે લગ્ન થયા પછી હું કોણ હોઇશ? ભવિષ્ય કેટલું વિચિત્ર છે? અત્યારે હું આનંદમાં મ્હાલું છું, સ્હવારે રણભૂમિમાં જવા માટે પ્રયાણ કરીશ, અને થોડા દિવસ પછી કદાચિત્ એવો વખત પણ આવે કે રાજકુંવરીને વર્યા પહેલાં રણભૂમિને વરીને પરલોકપ્રયાણ કરવું પડે! હશે, પણ એ વિચારો અત્યારે કરવાના નથી. ભવિષ્ય જેમ જેમ નચાવે તેમ નાચવું, તે જ માણસનું કર્તવ્ય છે.”

દિવાનખાનામાં કોઇનો પદઘોષ સંભળાયો અને રણધીરે પાછળ ફરીને જોયું તો સૂર્યદેવી જ આવીને ઊભી રહેલી જણાઈ! તે ચમક્યો, સ્હવારમાં જ તે દર્શન આપી ગઇ હતી અને અત્યારે પુનઃ ક્યાંથી, તે વિચારે વળી તેને વધારે આશ્ચર્ય પમાડયું. મૌન ઊભી રહેલી બાળાની સામે જઇને, તેનો હસ્ત પકડીને રણધીર બોલ્યોઃ "કોઇ દિવસ નહિ અને આજે એક દિવસમાં બે વાર દર્શન ?!" સ્વલ્પ સ્મિત કરીને રણધીર બોલ્યોઃ "રાત્રિને સમયે પણ સૂર્ય દર્શન આપતો હશે ખરો કે ?"

સૂર્યદેવી પોતાના પ્રિયતમની મશ્કરી તુરત સમજી ગઇ અને બોલીઃ "સૂર્ય નહિ તો કદાચ ચંદ્ર સૂર્યના સ્વરૂપમાં દેખાતો હશે !"

"શીતળ ચંદ્ર તે વળી પ્રચંડ સૂર્યનું સ્વરૂપ ગ્રહણ કરે ખરો ?" રણધીરે સૂર્યદેવીની વાણીને અસત્ય ઠરાવી.

"ત્યારે ચંદ્ર કદાપિ સૂર્યરૂપ ન જ દેખાય કે ? ચંદ્રમાં કદાપિ ઉષ્ણતા આવે જ નહિ કે ?" સૂર્યદેવીએ માર્મિક પ્રશ્નો કર્યા.

રણધીર પ્રશ્નોની માર્મિકતા સમજી ગયો અને પોતે હારી ગયો છે એમ કળી ગયો. પોતાની ભૂલ કબુલ કરતાં તે બોલ્યોઃ "મેં ભૂલ કરી; મારા પાશમાં હું જ બંધાયો છું ! કવિઓ કહે છે ખરા કે વિરહી પતિ-પત્નીને શીતળ ચંદ્ર સૂર્ય સમાન પ્રચંડ લાગે છે; એટલે રાત્રિને સમયે ચંદ્ર સૂર્યનું સ્વરૂપ ગ્રહણ કરે છે એવી તમારી વાણી એક રીતે સત્ય ઠરે છે. એની સત્યતાનો અનુભવ હજી હવે લેવાનો છે."

"ક્યારે અનુભવ લેવાની ધારણા રાખી છે ?" સૂર્યદેવીએ પ્રશ્ન કર્યો.

"કાલે સ્હવારે જ. સ્હવારમાં જ તમને વિરહમાં મેલીને અમે બીજી સુંદરીને વરવા જવાને પ્રયાણ કરવાના છીએ." રણધીરનું સ્મિત જરા વિસ્તર્યું.

"હજી એકને વર્યા પહેલાં બીજીને વરવા જવાની તૈયારી કરો છો તે ભલે; પણ કહો તો એવી તે કઇ સુંદરી છે કે જેને મારા કરતાં પણ તમે વધારે માન આપવા ઇચ્છો છો ?"

"તમારા કરતાં તે વધારે સ્વરૂપવતી છે, વધારે આયુષ્મતી છે અને વધારે સદ્ગુણી છે."

"પણ તે કોણ? હું જાણું છું કે તમે રણભૂમિમાં જવાને કાલે પ્રયાણ કરનાર છો, પણ રણભૂમિને તો તમે જીતીને તમારી દાસી બનાવશો; પણ સ્ત્રી તે કોણ છે?"

"પણ કદાચ તમારી શોક્યનું નામ સાંભળીને તમે ગુસ્સે થશો તો?"

"ગુસ્સે નહિ થઉં; આનંદ પામીશ; પણ મને એનું નામ તો જણાવો."

"કીર્તિસુંદરી!" રણધીર બોલ્યો અને મન્દ મન્દ હસી રહ્યો.

"કીર્તિસુંદરીને વરવાને તમે ભલે જાઓ, પણ કીર્તિસુંદરીને વધાવવાને મને સાથે લેઇ જશો કે નહિ? મોડ તો હું જ ઘાલીશ."

"મોડ ઘાલવાનો તમારો અધિકાર નથી; તમને સાથે લેઇ જવાનો પણ મને અધિકાર નથી!"

"પણ પિતાજીની આજ્ઞા મળે તો?" સૂર્યદેવીએ પ્રશ્ન કર્યો.

"આજ્ઞા મળવાનો સંભવ નથી. તેમણે મને કહ્યું છે કે તમે મહંમદ કાસીમને પાછો હઠાવીને અલોરના ગઢમાં પેસશો તે જ ઘડીને મંગળ મુહૂર્ત માનીને હું તમને રાજકુંવરી અર્પણ કરીશ. કહો, હવે રણભૂમિમાં જવાની તે તમને કેવી રીતે આજ્ઞા આપશે?"

સૂર્યદેવી કાંઇક વિચારમાં પડી. પોતાનાં લગ્ન થોડા જ સમયમાં કરવામાં આવનાર છે એ નવીન ખબર તેને રણધીરસિંહ તરફથી મળ્યા. લગ્ન થયા પહેલાં મનના પ્રિયતમને દેહ અર્પણ કરતાં તે અચકાતી હતી અને તેથી રણધીરસિંહની સાથે યુદ્ધને પ્રવાસે જવાની તેની ઇચ્છાને તેણે દાબી રાખી. પ્રિયતમની ટોળ કરતાં તે બોલી: "તો ભલે; કીર્તિસુંદરીને ભલે તમે તમારી મેળે વધાવી લેજો; પરન્તુ નિરૂન નગરના રાજા થાઓ, ત્યારે પટરાણીનું પદ કોને આપવું તેનો વિચાર પહેલેથી કરી રાખજો અને પછી નવી સુંદરીથી નેહ કરજો!" એમ કહેતી અને મન્દ સ્મિત કરતી સૂર્યદેવી વિદ્યુતની પેઠે દિવાનખાનામાંથી બહાર સરી ગઇ. રણધીર વસ્ત્રો ઉતારીને ભોજનાલયમાં પેઠો.

* * * * *

રાજાના મંગળ આશીર્વાદ સાથે રણધીરસિંહ અને મંત્રીશ્વર બુદ્ધિમાને દેવલબંદર તરફ પ્રયાણ કર્યું. મહંમદ કાસીમ પોતાની સાથે

કેટલું સૈન્ય લેઇને આવેલો છે, તથા કેટલું સૈન્ય તેને પાછળથી મદદ માટે મળનાર છે એની કાંઇ બાતમી દાહિરને મળી નહોતી. આ કારણથી ફક્ત બે હજાર પાયદળ અને પાંચસો ઘોડેસ્વારના લશ્કર સાથે તેણે રણધીર તથા બુદ્ધિમાનને વિદાય કર્યા. આરબ સરદારો અબદુલ્લા અને બુદાઇલને હરાવીને મારી નાંખવામાં સિંધી લોકો સફળ થયા હોવાથી દાહિરને મન મહંમદ કાસીમ બહુ વિસાતમાં નહોતો અને તેથી તેની સામે મોટું લશ્કર લેઇ જવાની તેણે કાંઇ જરૂર જોઇ નહીં.

મહંમદ કાસીમે દેવલબંદરના બારામાં આવીને પોતાનાં વહાણો લાંગર્યાં, તે સાથે તેણે પોતે સહીસલામત પહોંચ્યાના ખબર હુજ્જાઝ તરફ મોકલ્યા અને હુજ્જાઝ તરફથી શું હુકમ આવી પહોંચે છે તેની તે રાહ જોઇ રહ્યો. દરમ્યાનમાં રણધીર અને બુદ્ધિમાન્ દેવલબંદર તરફ ઉતાવળા કૂચ કર્યે જતા હતા. *મન્સુરાની નજીક તેઓ પહોંચ્યા એટલે બુદ્ધિમાને રણધીરને કહ્યું: " રણધીરસિંહજી! મને લાગે છે કે આપણે એક મોટી ભૂલ કરી છે. "

" શું ભૂલ કરી છે? " રણધીરે જિજ્ઞાસુ વૃત્તિથી પ્રશ્ન કર્યો.

" આપણે ભૂલ એ કરી છે કે મહંમદ કાસીમની પાસે લડવા માટે કેટલું લશ્કર તૈયાર છે, તેની આપણે માહિતી મેળવી નથી. " બુદ્ધિમાન્ બોલ્યો.

" ત્યારે કાસદ શું સમાચાર લાવ્યો હતો? " રણધીરે સ્વલ્પ સમય વિચાર કરીને પ્રશ્ન કર્યો.

" કાસદ માત્ર એટલા જ સમાચાર લાવ્યો હતો કે મહંમદ કાસીમ મોટું લશ્કર લેઇને આવ્યો છે. આ મોટું લશ્કર કેવડું છે તેનો કાંઇ પણ ખ્યાલ મેળવ્યા વિના આપણે લશ્કર લેઇને દોડી આવ્યા તે ઠીક કર્યું નહિ. આ વિચાર જો આપણને અલોરમાં જ સૂઝ્યો હોત તો વધારે સારૂં હતું; હવે તો આપણે અલોરથી પણ બહુ દૂર પડી ગયા છીએ; અને દેવલ માત્ર ચાર દિવસને અંતરે જ રહ્યું છે. "

" ત્યારે હવે તેનો શું ઉપાય? " રણધીરે પ્રશ્ન કર્યો.

" એક ઉપાય છે. તમે સત્વર દેવલ તરફ વિદાય થઇ જાઓ ઉતાવળે મુસાફરી કરીને તુરત દેવલ પહોંચો. ત્યાંના વહીવટદારને મળો અને તેને પૂછો કે તે આપણને કેટલા લડવૈયાની મદદ આપશે.

---

* એક મતે હાલનું હૈદરાબાદ; મન્સુરાનું ચોક્કસ સ્થળ નક્કી કરવાના સંબંધમાં જૂદા જૂદા ઇતિહાસકારોમાં મતભેદ છે.

પછી મહંમદ પોતાની સાથે કેટલા લશ્કરને લાવ્યો છે તેની તપાસ કરો અને પછી આપણા તથા તેના લશ્કરની તુલના કરીને આપણને કેટલું વધારે લશ્કર જોઇશે તેનો સંદેશો એક વિશ્વાસુ કાસદ સાથે સત્વર મહારાજા તરફ રવાના કરો. જો આ કામ ઉતાવળે થશે, તો મને ભરોસો છે કે આપણે લશ્કર સાથે દેવલબંદરમાં પહોંચીશું તે પછી થોડા જ દિવસમાં મહારાજા તરફનું મદદગાર લશ્કર આપણને આવી મળશે; કેમ, તમે શું ધારો છો ?"

રણધીરને બુદ્ધિમાનની બુદ્ધિગમ્ય વાત રૂચી. તેણે કહ્યું: "તમારી યોજનાને હું સંમત છું, આ ક્ષણે જ દેવલ તરફ રવાના થઉં છું."

"હા, તમે એકલા જ રવાના થાઓ; સાથે માણસની કાંઇ પણ જરૂર નથી. જુઓ, એકલા જાઓ છો, માટે માર્ગમાં સાવચેત રહેજો. દુશ્મનનાં માણસો હજી દેશની અંદરના ભાગમાં પેઠા સાંભળ્યા નથી. પરન્તુ કદાચ માર્ગમાં કોઇનો ભેટો થાય, તો બળ નહિ વાપરતાં કળપૂર્વક વર્તજો." બુદ્ધિમાને યુવાન્ સેનાપતિને શિખામણ આપી.

રણધીર તે જ ક્ષણે એક ઉત્તમ અરબ્બી ઘોડો મંગાવીને, સાથે બે દિવસનું ભાતું, હથિયારો, થોડું રોકડ નાણું વગેરે જોઇતી સામગ્રી લેઇને દેવલબંદર તરફ એકલો પ્રયાણ કરી રહ્યો. લશ્કરની સાથે રહેલો બુદ્ધિમાન્ મન્સુરા ખાતે એક દિવસનો વિરામ લેઇને આગળ વધ્યો.

## પરિચ્છેદ ૫ મો.

### સંન્યાસીનો સાથ.

धिक् ज्योतिषमजातकम् ॥

सुभाषित.



પોતે જે કામ બજાવવાનું માથે લીધું હતું તે કામ સત્વર બજાવવાને ક્યારે દેવલબંદરમાં જઈ પહોંચાય તેનો વિચાર કરતો રણધીરસિંહ સિંધુ નદીના કિનારાના રસાળ પ્રદેશમાં મુસાફરી કર્યે જતો હતો. બિરૂનની નજીકમાં તે આવી પહોંચ્યો અને અંતરમાં વિચારો ઉભરાઇ આવ્યા: "આ પોતે જ નિરૂન નગર!

થોડા વખત પછી હું એ જ નિરૂનનો રાજા થઇશ અને પ્રિયા સૂર્યદેવીના સમાગમમાં રહીને આનંદનો ભોક્તા થઇશ! આ રસાળ પ્રદેશનો હું માલીક ગણાઇશ અને તે કેવો આનંદનો સમય હશે કે જે પ્રદેશમાં હું અત્યારે હું એક પ્રવાસી તરીકે ચાલ્યો જઉં છું તે જ પ્રદેશનો હું જ્યારે રાજા કહેવાઇશ તથા સઘળી પ્રજા મને ઇશ્વરનો અંશ ગણવા લાગશે! અહા! માણસનું ભાગ્ય કેવું વિચિત્ર છે? હું એક સાધારણ બ્રાહ્મણ, સાધારણ અવસ્થામાંથી રાજાનો ચાકર બન્યો, ચાકરમાંથી લડવૈયો થયો, તેમાંથી સેનાપતિ થયો અને ભવિષ્યમાં એક પ્રસંગ એવો પણ આવશે કે જ્યારે હું સિંધના અમુક પ્રદેશનો રાજા કહેવાઇશ અને સિંધુપતિનો જમાઇ કહેવાઇશ! ઓ વિધિ! તારી અકળ કળાને પિછાણવાને કોણ સમર્થ છે?"

રણધીરની વિચારમાળા લંબાયે જ જતી હતી અને અશ્વ વેગભર ચાલ્યો જતો હતો, એટલામાં એક વૃક્ષ નીચે કોઈ સંન્યાસી વિરામ લેવા માટે બેઠેલો રણધીરના જોવામાં આવ્યો. તે સંન્યાસીએ દાઢી-મૂછ બોડાવી નાંખેલાં હતાં; માથાપર બાંધેલા ભગવા રંના ફાળીયામાંથી શ્વેત શિખા ડોકીયું કરી રહી હતી. શરીરપર ભગવી કફની અને ભગવા રંગનું જ નાનું ધોતીયું તેણે ધારણ કર્યાં હતાં. તેનાં તુંબડાં તથા પુસ્તક પાનાંનાં બે નાનાં પોટલાં બાજુએ પડયાં હતાં અને પાસેના ખેતરમાં તેનો ઘરડો બની ગએલો ટટ્ટુ ઘાસનાં તરણાં ચરી રહ્યો હતો. સંન્યાસી વયમાં વૃદ્ધ અને જ્ઞાનમાં પાકટ હોય તેમ તેની મુખમુદ્રાપરથી દેખાતું હતું. પારલૌકિક આત્મજ્ઞાનના ઉપાસકોમાં ભાગ્યે જ જણાતી એવી ચંચળતા તેની આંખોમાં આટલી વૃદ્ધ વયે પણ ખુલ્લી જણાઈ આવતી હતી એટલું જરા આશ્ચર્યજનક હતું. રણધીરના પોષાક ઉપરથી જ તે કોઇ સિપાઇ કે યોધો હોય એમ પ્રતીત થતું હતું. એટલે રણધીરનો અશ્વ તે સંન્યાસીની નિકટમાં જઇ પહોંચતાં સંન્યાસી બોલ્યો: "કેમ! જમાદાર સાહેબ! કઇ બાજુએ પધારશો?"

"મહારાજ! મારે ઘણે દૂર સુધી મુસાફરી કરવાની છે." રણધીરે સંન્યાસીને માનપૂર્વક જવાબ આપ્યો.

"બહુ દૂર જવાનું છે, ત્યારે જરા વિરામ તો લ્યો; આટલામાં ઘાસ સારૂં છે; બિચારા અશ્વને પણ જરા તાજો થવા દો." સંન્યાસીએ તે અવાક્ પ્રાણીની દયા ખાધી.

રણધીરે અશ્વને ઊભો રાખીને ઇષત્ સ્મિત કરતાં કહ્યું: "આપને અશ્વની દયા આવે તે સ્વભાવિક છે કારણકે ત્યાગીઓને તો દયાળુતા જ શોભે; પરન્તુ મને એટલું ઉતાવળનું કામ છે કે અશ્વને વિરામ આપવો પોષાય તેમ નથી!"

"ત્યારે મારી એક વિનતિ સ્વીકારશો?" સંન્યાસીએ ઓશિયાળાં જેવું મ્હોં કરીને કહ્યું.

"શું છે?" રણધીર બોલ્યો.

"હું ગઇ કાલનો ભૂખ્યો છું અને જો આપની પાસે કાંઇ ખાવાનું હોય તો આપશો?" સંન્યાસીએ પોતાની વિનતિ કહી સંભળાવી.

તે ભૂખ્યા વૃદ્ધ સંન્યાસી ઉપર રણધીરને દયા આવી. તેની વિનતિનો સ્વીકાર કરતાં રણધીર બોલ્યો: "હા મહારાજ! મારી પાસે ભાતું છે અને સંસારથી વિરક્ત થએલા આપના જેવા એક વૃદ્ધ નરના ઉપયોગમાં મારૂં ભાતું આવે તે જોઇને હું આનંદ પામીશ." એમ કહી અશ્વને ઊભો રાખી રણધીર તે પરથી ઉતરી પડયો. અશ્વ ઉપર લાદેલા ચામડાના કોથળામાં ભાતાનો ડબો હતો તે તેણે બહાર કાઢ્યો અને તેમાંથી પોતાને જોઇએ તેટલું ખાવાનું લેઇ લેવાને તેણે સંન્યાસીને કહ્યું. સંન્યાસી રણધીરની મુખમુદ્રા સામે એકી ટશે જોઈ રહ્યો અને તેને જોઇને જાણે કે કાંઇ આશ્ચર્ય સાથે આનંદ પામતો હોય તેવું વદન કરીને બોલ્યો: "ભાઇ! તમે કયાંયના રાજા તો નથી?"

રણધીર હસીને બોલ્યો: "ના મહારાજ! હું એક સાધારણ સિપાઇ છું. આપને શા ઉપરથી લાગ્યું કે હું રાજા છું?"

સંન્યાસીએ કહ્યું: "આપનો જમણો હાથ મને જરા બતાવશો?" સંન્યાસીની એ માંગણીની સાથે રણધીરે કુતૂહલપૂર્વક પોતાનો હાથ સંન્યાસીની આગળ ધર્યો. સંન્યાસીએ તેની હાથેળીને પોતાના હાથમાં પકડીને કેટલીક વાર સુધી તેનું નિરીક્ષણ કર્યા કર્યું. તે સઘળો વખત સંન્યાસીના મુખપર આશ્ચર્ય અને આનંદની રેષાઓ તરી આવતી જણાતી હતી. વળી કોઇ કોઈ વાર તે રણધીરના કપાળપર નજર કરતો અને પુનઃ તેની હાથેળી જોવા લાગતો. કેટલીક વારે હાથેળી જોવાના કામમાંથી નવરા પડીને સંન્યાસીએ કહ્યું: "નરાધીપ! આપ શાને મારા જેવા વૃદ્ધની મશ્કરી કરો છો? આ સિંધુદેશના મહારાજા આપ પોતે જ છો અને શામાટે ના કહો છો?"

"નહિ, નહિ, મહારાજ! હું ખરૂં જ કહું છું કે હું સિંધુદેશનો રાજા તો નથી, એટલું જ નહિ પણ અત્યારે તો એક નાના ગામડાનો પણ રાજા નથી બલકે રાજાનો નોકર છું!" રણધીર બોલ્યો.

"શું આપ આ ખરેખરૂં કહો છો? ત્યારે મારૂં જ્યોતિષ્ સંબંધી જ્ઞાન ખોટું કરે? જ્યોતિષ્ વિદ્યાના અનુભવમાં આ પળીયાં આવ્યાં, છતાં આપની રેષાઓના નિરીક્ષણમાં મારાથી ભૂલ થાય એ કેમ સંભવિત હોય? જોઇએ આપનો હાથ! એમ કહી વિશેષ ખાત્રી કરવાને સંન્યાસીએ રણધીરની હાથેળી પુનઃ જોવા માંડી. આંગળીના વેઢા ગણ્યા. રણધીરના કપાળની રેષાઓ પુનઃ તપાસી પણ પોતાની ધારણામાં કાંઇ ફેરફાર જેવું હોય તેમ તેને જણાર્યું નહિ. રણધીર બોલ્યો: "આપ ભૂખ્યા છો તો એક વાર જમી લ્યો, પછી મારા ભવિષ્યનું નિરીક્ષણ કરજો."

સંન્યાસી બોલ્યો: "આપ મારી સાથે જમવા બેસશો તો જ હું જમીશ."

"ભલે, હું પણ જમીશ." એમ કહી રણધીર અને સંન્યાસી ડબામાંથી ખાવાનું કાઢીને ખાવા લાગ્યા. જમતાં જમતાં પણ સંન્યાસી જ્યોતિષ્‌ની કાંઈ ગણત્રી કરવામાં જ મશગુલ હોય તેમ જણાતું હતું. ખાતાં ખાતાં તે કાંઇ બડબડવા મંડતો, કોઇ વાર વિચારમાં પડી જતો, અને હાથમાં રહેલું ખાવાનું મ્હોંમાં મૂકવાનું ભૂલી જવાથી હાથ સ્થિર થઇ જતો હતો. કોઇ વાર ભોંયપર કુંડળી કાઢીને કાંઇ ગણત્રી કરતો જણાતો તો કોઇ વાર આંગળીના વેઢા ગણી કાંઇ નિશ્ચય ઉપર આવતો દેખાતો. રણધીર જ્યોતિષ્ વિદ્યા ઉપર પૂર્ણ શ્રદ્ધા ધરાવતો હતો* અને આ સંન્યાસી તેને ખરેખરો કોઇ પ્રવીણ જ્યોતિષી જણાતો હોવાથી પોતાને ઉતાવળે જવાનું હોવા છતાં તેની પાસે તે રોકાયો.

---

*સિંધના લોકો એ સમયે જ્યોતિષ્ ઉપર વધારે શ્રદ્ધા રાખતા હતા એમ પ્રાચીન ઈતિહાસોના અવલોકનપરથી જણાય છે. શ્રીયુત્ દયારામ ગીદુમલ તે સમયના લોકોની જ્યોતિષ્ વિદ્યાપરની અંધશ્રદ્ધાના સંબંધમાં કહે છે કે જો સિંધના સરદારો પોતાના રાજા પ્રત્યે વફાદાર રહ્યા હોત તો સિંધ આરબોએ જીત્યો તેમ બનવાનું તદ્દન સંશયગ્રસ્ત હતું અને એ પણ વિચિત્ર જણાશે કે તેઓ દેશદ્રોહી થયા તેનું કારણ માત્ર જ્યોતિષ્ વિદ્યા જ છે.

બન્ને જમી રહ્યા એટલે સંન્યાસીએ પોતાના તુંબડામાંથી અને રણધીરે પોતાની શરઇમાંથી જળ પીધું. સંન્યાસીએ જમીને રણધીરને આશીર્વાદ આપ્યો: "ઉપવાસી સંન્યાસીને અન્નથી સંતુષ્ટ કર્યો, માટે આપનું કલ્યાણ થશે અને પ્રભુ આપના કામમાં યશ આપશે; પણ મહારાજ! આપ આ સિંધુદેશના રાજા ન હો એ વાત હજી પણ મને ખરી લાગતી નથી. આપ મારા જ્યોતિષ્‌ની પરીક્ષા કરવાને તો અસત્ય નથી બોલતા?"

"ના; અત્યારે હું રાજા નથી, પરન્તુ એટલું ખરૂં કે થોડા વખત પછી હું આખા સિંધુદેશનો નહિ પણ એકલા નિરૂન નગર અને તેના પરગણાનો રાજા થવાનો છું અને તે લગભગ નક્કી થઇ ગયું છે." રણધીરે સત્ય હકીકત કહી સંભળાવી.

સંન્યાસી હર્ષથી ગર્જના કરતો બોલ્યો: "જય! જય! ત્યારે હું ચોક્કસ કહું છું કે તમે એકલા નિરૂન નગરના જ નહિ પણ આખા સિંધુદેશના મહારાજા થોડા વખતમાં થવાના છો; અને જો કદિ સૂર્ય પશ્ચિમમાં ઊગે, તો જ મારૂં એ ભવિષ્યકથન અસત્ય પડે!"

રણધીર સ્મિત કરતો બોલ્યો: "પણ મહારાજ! એમ બનવું જરા પણ સંભવિત નથી. લ્યો, હું મારો સઘળો વૃત્તાંત કહી સંભળાવું. સિંધુદેશના રાજા દાહિરરાયની પુત્રી વેરે થોડા વખતમાં મારૂં લગ્ન થવાનું છે અને નિરૂન પરગણું મને બક્ષીસ મળવાનું છે; એટલે હું નિરૂનનો રાજા થઇશ એ સત્ય, પણ આખા સિંધુદેશનું રાજ્ય મને મળે એ તો સંભવિત જ નથી."

"હાલ આપ ક્યાં પધારો છો?" સંન્યાસીએ ગંભીર મુખમુદ્રાથી પ્રશ્ન કર્યો.

"હું દેવલબંદર તરફ જઉં છું. આરબ સરદાર સિંધુદેશ ઉપર ચડાઈ લાવ્યો છે અને હું દાહિરરાય તરફથી એક સેના લેઇને જઉં છું. સેના પાછળ છે, હું આગળથી જઉં છું." રણધીરે સઘળી હકીકત કહી.

"બસ, બસ, ત્યારે તમે ચોક્કસ રીતે સિંધુદેશના રાજા થવા જોઇએ અને આપના કથનથી મારા જ્યોતિષ્‌ને બરાબર પુષ્ટિ મળતી જાય છે."

"પણ તમારૂં જ્યોતિષ્ એમ પણ બોલશે કે હું કેવી રીતે સિંધુદેશનો રાજા થઇશ?"

"હા; શામાટે નહિ બોલે? પણ આપને બહુ ઉતાવળ તો નથી ને?" સંન્યાસીએ કહ્યું.

"ના, કાંઇ એટલી બધી ઉતાવળ નથી; પરન્તુ આપ ઉતાવળે કહો તો મારી ઉત્સુક વૃત્તિ સંતોષ પામે." રણધીરના હૃદયમાં સિંધુદેશના રાજા થવાની મહત્ત્વાકાંક્ષા ચમકવા લાગી અને પોતાના હૃદયની અધીરતા સંન્યાસી આગળ ખુલ્લી કરી બતાવી.

સંન્યાસી બોલ્યો: "બહુ વાર નહિ થાય." એમ કહી તે ઉઠયો અને પાસેના ખેતરમાં ચરતા પોતાના ટટ્ટુને તે ઝાડતળે દોરી લાવ્યો. ભગવા રંગના કપડામાં બાંધેલાં પુસ્તકોનું એક પોટલું તે ટટ્ટુપર લાદેલું હતું તે તેણે છોડયું અને તેમાંથી કાંઇ જૂના હસ્તલિખિત ગ્રંથો કાઢયા. તે ગ્રંથો લગભગ જીર્ણ થઇ ગએલાં તાડપત્રો ઉપર લખેલા હતા અને સંન્યાસી ઘણી જ સંભાળપૂર્વક તેનાં પાનાં ઉથલાવીને જોતો હતો. ગ્રંથની અંદર જોઇને તેણે ભોંયપર એક મોટી કુંડળી કાઢી. તેનાં જૂદાં જૂદાં આસનોમાં જૂદા જૂદા અક્ષરો અને ચિત્રો આલેખ્યાં. થોડી વાર થઇ અને પેલા ગ્રંથની હવે કાંઈ જરૂર રહી નહિ એટલે તેણે પૂરતી સંભાળ સાથે તે ગ્રંથને પાછો બાંધી દીધો અને કુંડળીનું નિરીક્ષણ કરવા માંડયું. આ સઘળો વખત રણધીર તે કુંડળી તરફ અને સંન્યાસીની મુખમુદ્રા તરફ એકીટશે નિહાળી રહ્યો હતો અને સંન્યાસીના વદનપર જૂદા જૂદા ભાવોની જે રેષાઓ જણાતી હતી તેપરથી પોતાના શુભાશુભ ભવિષ્યની કલ્પના કરવાને મથન કરતો હતો. કેટલીક વારે સંન્યાસી બોલ્યો: "સેનાપતિ સાહેબ! આપનું ભવિષ્ય એટલું ઉજ્જવલ છે કે તેનું વર્ણન હું શું કરૂં? હું એક સંન્યાસી છું; જ્યોતિષ જોઇને કમાઇ ખાવાનો કાંઇ મારો ધંધો નથી, ફક્ત આ વિદ્યા હું જાણું છું તેથી આનંદની ખાતર કોઇ કોઈ વાર તેનો ઉપયોગ કરૂં છું, અને તેથી કોઇ સારા મોટા માણસોનાં ભાવી ફળનું અવલોકન કરૂં છું; પરન્તુ હજી સુધી કોઇ પણ માણસનું ભવિષ્ય આપના ભવિષ્યના જેટલું ઉજ્જવલ જણાયું નથી! આપ ગરીબીમાં જન્મ પામ્યા હો તેમ જણાય છે, પરન્તુ આપનું ભવિષ્ય ચોક્કસ સૂચવે છે કે આપ સિંધુદેશના રાજા થવાના જ છો, એટલું જ નહિ પણ મારી ગણત્રીમાં તો મને એમ જણાય છે કે આપ અત્યારે જે સ્થળ તરફ પ્રવાસ કરો છો, તે સ્થળેથી જ આપ સિંધુદેશના રાજા થાઓ તેવી

તજવીજના અંકુરો ફૂટશે અને ત્યારપછી થોડા વખતમાં આપના હાથમાં સિંધુદેશનું સામ્રાજ્ય આવીને પડશે!"

સંન્યાસીના આ ભવિષ્યકથને રણધીરને આશ્ચર્યમાં ડુબાવ્યો. આમ બનવું કેવી રીતે સંભવિત હોઇ શકે તે તે સમજી શક્યો નહિ; પરન્તુ તે સંન્યાસીને જ્યોતિષનું ખરેખરું જ્ઞાન હતું એમ તેણે માન્યું હોવાથી તેના એ કથનમાં તેને કાંઇક વિશ્વાસ બેઠો અને કાંઇક વિશેષ આશા ઉત્પન્ન થઇ. તે બોલ્યો: "પણ સંન્યાસીબાવા! હું તો દુશ્મનના લશ્કરને હરાવવાને માટે જઉં છું અને તેને હરાવીને હું પાછો ફરૂં એટલે મારૂં લગ્ન થવાની સાથે મને નિરૂનનો રાજા બનાવવામાં આવશે. પછી સિંધુદેશનું રાજ્ય મને મળે એમ બને જ શા રીતે?"

"બને, બાપુ! બને! જ્યોતિષ શાસ્ત્ર કાંઇ ખોટું ન હોય! એક ભિખારી મરણ પામવાની અણીપર હોય પણ જો તેનું ભવિષ્ય એક રાજા થવાનું હોય, તો ખુદ બ્રહ્મા પણ તેને મદદ કરે. તે સાજો થાય, કોઇનો આશ્રય મળે અને તેમાંથી ધીમે ધીમે રાજા બને; તો પછી તમે જે નાના રાજા થવાના છો તે શામાટે મોટા રાજા ન થઇ શકો?"

સંન્યાસીના કથનમાં રણધીરને કાંઇક શ્રદ્ધા બેઠી. આશાથી તેનું મ્હોં ચમકવા લાગ્યું. પોતાને સિંધુદેશનું રાજ્ય કેવી રીતે મળી શકે તેની વિચારમાળા તે ગુંથવા લાગ્યો: "સિંધુદેશનો રાજા અત્યારે તો ફક્ત દાહિર છે અને તેના પછી રાજા થવાને યોગ્ય તેના બે પુત્રો છે, પરન્તુ જ્યારે સંન્યાસી કહે છે કે આ યુદ્ધમાંથી હું રાજા થઉં તેવા અંકુરો સ્ફુરશે, તે જો ખરૂં પડે, તો યુદ્ધમાં દાહિરનું તથા તેના પુત્રોનું મરણ થવું જોઇએ, કારણકે જો તેમ થાય તો જ હું સિંધુદેશનો રાજા થઉં એવો સંભવ રહે; તેમ ન બને તો પછી સઘળું મિથ્યા જ છે." સંન્યાસીને સંબોધીને તે બોલ્યો: "આપનું જ્યોતિષ આ સંબંધે કાંઈ વધારે સ્પષ્ટ સૂચન કરે છે ખરૂં?"

"હા; રહો, આપના નવા પ્રશ્નની કુંડળી કરૂં છું." એમ કહીને સંન્યાસીએ ધૂળમાં એક બીજી કુંડળી આલેખી અને તેમાં આંકડા પાડ્યા. થોડીવાર સુધી વિચાર કરીને સંન્યાસી બોલ્યો: "મ્લેચ્છોને હાથે તમને સિંધુદેશનું રાજ્ય મળે એવો કાંઇક યોગ જણાય છે."

રણધીર ચમક્યો. તે સમજી ગયો કે આ યુદ્ધમાં દાહિરરાયને જય મળશે નહિ પણ આરબો જય મેળવશે અને પછી એમ બનવું તેને સંભવિત જણાયું કે આરબો પોતાને સિંધુદેશનું રાજ્ય સોંપે એટલે પોતે દેશનો રાજા લેખાય. આમ સૂચિત થવાથી રણધીરે તે સંન્યાસીને વધુ સ્પષ્ટ પ્રશ્ન કરવાની જરૂર જોઇ નહિ. થોડીવાર સુધી તે વિચાર કરતો બેસી રહ્યો અને પછી "જય સચ્ચિદાનંદ" કહી સંન્યાસીની રજા માંગી.

સંન્યાસી બોલ્યો: "ચાલોને, હું પણ આપની સાથે જ આવું છું. મારે બહુ દૂર જવું નથી. નજીકના કોઇ ગામડામાં જ રોકાઇ જઇશ." એમ કહીને સંન્યાસી ટટ્ટુપર બેઠો. રણધીરે પણ પોતાના અશ્વ ઉપર સ્વારી કરી અને બન્ને જણ સાથે સાથે પ્રવાસ કરવા લાગ્યા.

સંન્યાસીના ભવિષ્યકથનથી રણધીર મોટા વિચારમાં પડી ગયો હતો. આશા તેના હૃદયમાં ચમકારા માર્યા કરતી હતી અને મહત્ત્વાકાંક્ષા વિકાસ પામતી જતી હતી. થોડેક ગયા પછી રણધીરે પૂછ્યું: "હે સંન્યાસીબાવા! આપે જે કહ્યું તે ભવિષ્ય કોઇ પણ રીતે ફરી શકે ખરૂં?"

"ના, તે ન જ ફરે! કદાચ ફરી જવાનાં ચિહ્નો દેખાય ખરાં પરન્તુ તે ફરે તો નહિ જ."

"ત્યારે શું મસલમાનો આ દેશ જીતી લેશે એવું ભવિષ્ય ગમે તેટલો પ્રયત્ન કરવામાં આવે તોપણ બદલાય નહિ?"

"ના, ન જ બદલાય! આપણા આર્ય દેશમાં મુસલમાનોનું રાજ્ય થાય તે તો મહા અનર્થ થયો કહેવાય; પરન્તુ જ્યોતિષ્ કાંઇ કોઇની શરમ રાખે છે? જે થવાનું હતું તે મેં આપને કહ્યું. પણ કાંઇ બહુ ફીકર નથી, કારણકે ભલે મુસલમાનો દાહિરને હરાવશે, પરન્તુ તેનું રાજ્ય તો તમને જ સોંપશે; એટલે છેવટે તો સિંધુદેશ એક હિંદુ રાજાના હાથમાં જ રહેશે એટલું ઠીક થશે."

"ત્યારે તો આ યુદ્ધમાં છેવટે મુસલમાનો જ વિજય મેળવશે એમ જ ને?"

"હા, અને તમારો ધર્મ તો દાહિરરાય તરફથી લડવાનો છે એટલે એ ધર્મ તમે ભલે બજાવજો; પરન્તુ તમારા ભવિષ્યમાં એમ આવે છે કે મુસલમાનો સાથેના સંબંધ અને મિત્રાચારીથી તમને વિશેષ લાભ થાય, કારણકે પરિણામે તેમને હાથે જ તમને સિંધુદેશનું રાજ્ય પ્રાપ્ત થવાનું છે."

રણધીર કાંઇક મોટા વિચારમાં પડી ગયો. થોડી વારે એક ગામડું આવતાં સંન્યાસી રણધીરની રજા લેઇને છૂટા પડયા અને રણધીર આશાની દોરડીઓના હીંચકાપર ઝૂલતો ઝૂલતો દેવલ તરફ પ્રવાસ કરવા લાગ્યો.

---

## પરિચ્છેદ ૬ ઠો.

### આરબ છાવણીમાં.

> Ambition should be made of sterner stuff:
>
> *　　*　　*　　*
>
> O judgment! thou art fled to brutish beasts,
> And men have lost their reason.
>
> *Shakespeare.*



સાયંકાળનો સમય હતો. સિંધુ નદીના મુખના જળનો વેગવાળો પ્રવાહ નાનાં મોટાં મોજાં ઉછળાવતો દોડયો જતો હતો. પક્ષીઓ નદીના કિનારાપરના આછા છીછરા પાણીમાં ન્હાતાં અને જળક્રીડાને અંતે કલરવ કરતાં ઉડી જતાં હતાં. કિનારાપર ઉગેલાં વૃક્ષોની હારની હાર મન્દ મન્દ ડોલી રહી હતી અને રાત્રિના પડઘોષ નિકટમાં સંભળાતા હોવાથી પક્ષીઓને વિરામ લેવામાટે પોતા તરફ આવવાનું સૂચન કરતી હોય તેમ ભાસ થતો હતો. આસપાસ નજર કરતાં એક બાજુએ નદીના જળનો બહોળો પટ દષ્ટિગોચરક્ષિતિજ સુધી લંબાએલો જણાતો હતો અને બીજી બાજુએ જમીન અને ક્ષિતિજને અંતે વૃક્ષાવલિ દેખાતી હતી. સિંધુ નદીના મુખનો વિશાળ જળપ્રદેશ અને તેમાં વચ્ચે ઉંચાણવાળો દેખાતો જમીનનો ભાગ સૃષ્ટિસૌંદર્યના રમણીય દેખાવનો આસ્વાદ આપતો હતો. અસ્ત પામવાને તૈયાર થઇ રહેલા સૂર્યનું તેજહીન થતું જતું બિંબ તરંગયુક્ત સરિતાજળને સુવર્ણરજથી વધાવતું દષ્ટિગોચર થતું હતું અને સર્વત્ર શૂન્યતા જોવામાં આવતી હતી.

અત્યારે ચાર આરબ સિપાઇઓ પોતાના પ્રચંડ શરીરવાળા અશ્વોને નદીના કિનારાપર પાણી પાતા નજરે પડતા હતા. તેઓ તેમની વાતચીત ઉપરથી વિનોદી અને ચિંતારહિત જણાતા હતા.

પરન્તુ વાતચીત કરતાં કરતાં પણ ચારે બાજુએ બારીકીથી ફરતી અને નિહાળતી આંખો ઉપરથી જણાતું હતું કે તેઓ કાંઇ જંગલના કામ માટે નીકળ્યા હોવા જોઇએ. પોતાના અશ્વના પગ અને શરીરને પાણીથી ન્હવરાવીને તેનો થાક ઉતારતો એક સિપાઇ બોલ્યોઃ "રશીદ! તું કહે છે તે ખરૂં, પણ એમ તો તું ન જ માનીશ કે કાફરો કેવળ બાયલા હોય! આપણા કેટલા સરદારોને તેમણે હરાવ્યા છે તે તો તું ભૂલી જ ગયો જણાય છે."

"હું ભૂલી ગયો નથી, બાકર!" રશીદે ઉત્તર આપ્યોઃ "પણ આજ સુધીમાં આપણા જે જે સરદારો મરાયા છે અને પાછા ફર્યા છે તેઓને કાફરોએ પોતાની બહાદૂરીથી લડીને હરાવ્યા કે મારી નાંખ્યા નથી! તેમાંના કેટલાક દગાનો ભોગ થઇ પડ્યા હતા અને કેટલાકને કાફર તુર્કોએ મારી નાંખ્યા હતા. એટલે મારૂં કહેવું જરા પણ ખોટું નથી. આપણી બહાદૂરીની પાસે દુશ્મનોની બહાદૂરી જરા પણ ટકવાની નથી."

ત્રીજો એ વાતચીતમાં વચ્ચે પુરાયો અને હસીને બોલ્યોઃ "મીયાં રશીદુદ્દીન! એ વાત તો ઠીક; પણ આપણા સરદાર મહંમદ કાસીમને તમે કહો છો તેવી આપણી બહાદૂરી ઉપર વિશ્વાસ નથી, એ શું? આપણી બહાદૂરી માટે ઉંચું મત ધરાવનાર તમે ખરા કે તે વિષે હલકું મત ધરાવનાર આપણા સરદાર ખરા?"

રશીદ ચમકીને બોલ્યોઃ "શું? આપણા સરદારને આપણી બહાદૂરી વિષે શું હલકો મત છે? નહિ નહિ; તે તો સેંકડો વાર જાહેર રીતે બોલી ચૂકયા છે કે આપણે આ વખતે આખા સિંધને કબ્જે કર્યા વિના પાછા ફરનાર નથી અને દુશ્મનોને હરાવ્યા વિના રહેનાર નથી."

યુસુફ બોલ્યોઃ "હા, એ વાત ખરી કે આપણા સરદારમાં સિંધ જીતવાની અને દુશ્મનોને હરાવવાની હિંમત છે; પણ તે સીધી રીતે લડીને નહિ, પણ કાંઇ દગાથી અને કુનેહથી; હું તો ખરેખરૂં કહી દઇશ કે જો આપણા લશ્કરની બહાદૂરી ઉપર સરદાર સાહેબને હિંમત હોત, તો કાફરોના સિપહસાલારને ફોડવાનો દગો કરવાની શું જરૂરત હતી?"

ચોથો બોલી ઉઠ્યોઃ "એ તકરાર હવે છોડી દો અને સામે જુઓ, પેલું કોણ જાય છે!"

• સૌનાં ધ્યાન તે બાજુએ ખેંચાયાં તો તેમની દષ્ટિએ રણધીરસિંહ એક ઘોડાપર સ્વાર થઇને ચાલ્યો જતો જોવામાં આવ્યો. સત્વર ચારે જણા ઘોડાને પાણીમાંથી બહાર કિનારાપર લાવ્યા અને તે પર સ્વારી કરી કિનારાપરની વૃક્ષાવલીને પાર કરી ગયા. રણધીરથી તેઓ થોડે દૂર રહ્યા એટલે રણધીરનું ધ્યાન તેઓની તરફ ખેંચાયું. તેઓ દુશ્મનના લશ્કરના માણસો જ હોવા જોઇએ એમ તેણે તેમના પહેરવેશ ઉપરથી અનુમાન કર્યું અને તેઓ પોતાની તરફ શામાટે આવે છે તે જાણવાને તે ઉત્સુક બન્યો. તીર અને તલવારપર હાથ ફેરવીને તેમને સંભાળ્યાં અને અશ્વને ઊભો રાખ્યો.

આરબ સિપાઇઓ રણધીરની નજીક આવી પહોંચતાં પોતપોતાના ઘોડાપરથી ઉતરી પડયા અને પગપાળા રણધીરની સામે જઇને જમીન સુધી નમી નમીને કુર્નિશ બજાવી. રણધીરને કાંઇક નવાઈ લાગી અને પ્રથમ તો તે સમજી શકયો નહિ કે આરબ જેવા દેખાતા આ સ્વારો પોતાને આટલું બધું માન શામાટે આપતા હશે તથા કેવળ સાદા પોશાકમાં તેઓ પોતાને કેવી રીતે ઓળખી શકયા હશે. દરેક આરબ સ્વારે ત્રણ વાર કુર્નિશ બજાવ્યા પછી રશીદુદ્દીન બોલ્યો: "જનાબ! અમે આપની પાક આમદને માટે ખુશ થઇએ છીએ અને અમારા સિપહસાલાર મહંમદ કાસીમનો રૂકકો આપ નામદારની ખીદમતમાં રજૂ કરીએ છીએ."

રણધીર કાંઇક ચમકયા સરખો દેખાયો અને રશીદના હાથમાંથી રૂકકો લેવાને હાથ લંબાવતો આશ્ચર્યપૂર્વક બોલ્યો: "તમને શું તમારા સરદાર મહંમદ કાસીમે જ મોકલ્યા છે? અને ફક્ત આ રૂકકો મોકલવા માટે જ મોકલ્યા છે?" 'તમે મને ઓળખી શકયા કેવી રીતે, હું આવું છું તે ખબર તમને કોણે આપ્યા?' એવા પ્રશ્નો કરવાની પણ રણધીરને ઇચ્છા થઇ આવી, પરન્તુ પ્રથમના પ્રશ્નોના ઉત્તર મળ્યા સિવાય બીજા પ્રશ્નો કરવાની ઉતાવળ કરવાનું તેને ઉચિત જણાયું નહિ.

"હાં, જનાબ! અમારા સરદારે જ અમને મોકલ્યા છે; અમને ગઇ કાલે ખબર મળ્યા હતા કે આપ દેવલબંદર તરફ એકલા પધારો છો, એટલે અમારા સરદારને આપને રૂકકો મોકલવાની ઇચ્છા થઇ આવી." રશીદ બોલ્યો.

"તમને કોણે ખબર આપ્યા?"

"અમારા માણુસે જ." રશીદ બોલ્યો.

રણધીર રૂક્કો વાંચવામાં રોકાયો:

"દિલેર રણધીરસિંહજી—

"સિંધપતિ દાહિરરાય તરફથી એક સેના લેઈને આપ દેવલબંદર તરફ આગળ વધતા આવો છો એમ અમારા માણુસ તરફથી અમને ખબર મળ્યા હતા અને હમણાં જ મને એવા ખબર મળ્યા છે કે તમે તમારી વિચિક્ષણ બુદ્ધિથી એવા વિચારપર આવ્યા હો તેમ જણાય છે કે જો લડાઇ લડયા વિના પરસ્પર સુલેહનું કરારનામું થઇ જાય તો વધારે સારૂં, અને તેથી તમે એકલા દેવલબંદર તરફ વિદાય થયાના ખબર પણ અમને અમારા બાતમીદાર તરફથી મળ્યા છે. ખરેખર, અમને લોહી રેડાયા સિવાયની સુલેહ બહુ પસંદ છે અને તેથી અમે ખુશ થયા છીએ તથા હિંદુઓ સાથે નહિ લડતાં હરકોઇ રીતે સુલેહ કરવાને અને અરબસ્તાન તરફ પાછા ફરવાને તૈયાર છીએ. તો આ રૂક્કો તમને મળતાં તમે પરભાર્યા અમારી છાવણીમાં જ પધારશો; અમે આપને સંતોષ આપીશું અને કોઇનો પણ જાન ન જાય તથા સુલેહ થાય તેવી તજવીજ કરવાને આનંદ માનીશું.

"લી૦ તમારો દોસ્ત થવા ઇચ્છનાર

"ઇમાદુદ્દીન મહંમદ કાસીમ બીન અબી અકીલ સકીફી."

રણધીર રૂક્કો વાંચીને મોટા વિચારમાં પડી ગયો. પોતાના લશ્કરની સાથે સાથે આરબો તરફના બાતમીદારો ફરતા હોવા જોઇએ તેમ તેને જણાઇ આવ્યું, પણ તેમાં તેને બહુ આશ્ચર્ય થયું નહિ, કારણકે લડાઇમાં જોડાનાર હરકોઈ પક્ષ તેટલો ખબરદાર રહે તે સ્વાભાવિક હતું. લોહી રેડાયા સિવાયની સુલેહ કરવાને મહંમદ પોતે ઇચ્છે છે તે જોઇને રણધીરને વધારે નવાઇ લાગી. સંન્યાસીનું ભવિષ્યકથન પણ સાંભરી આવ્યું અને વિચાર થયો: "કદાચ એ સંન્યાસીનું ભવિષ્યકથન ખરૂં પડવાનાં જ આ સઘળાં ચિહ્નો હોય! તેણે કહ્યું હતું કે મુસલમાનોને હાથે અને સમગ્ર સિંધુદેશનું રાજ્ય પ્રાપ્ત થાય અને કદાચ એ પ્રકારની જ સુલેહ કરવાની મહંમદની ધારણા હોય તો?" ક્ષણભર હૃદયને શૂન્ય રાખીને તેણે આગળ વિચાર્યું: "તેમ બનવું સંભવિત છે. આરબ સરદારની મુલાકાત લેવાનો સંયોગ બની આવે તે જરા પણ સંભવિત નહોતું અને જ્યારે

અચાનક તેણે પોતે જ રૂક્કો લખીને મારી મુલાકાતની માંગણી કરી છે, કદાપિ ન બને તેવો યોગ બન્યો છે, તો તે સંન્યાસીનું કથન કે જેને હું ન બની શકે તેવું માનતો હતો તે પણ શામાટે ન બને? ઇશ્વર સઘળું કરવાને સમર્થ છે. મરણ પામતા ભિખારીને જો તે રાજ્ય અપાવે છે તો મારા જેવા સેનાપતિને સિંધુદેશનો માલીક શામાંટે ન બનાવી શકે? માટે મહંમદની મુલાકાત તો લેવી જ; તે કેવા પ્રકારની સુલેહ કરવા ઇચ્છે છે તે તો જાણવું!"

રશીદ બોલ્યો: "કેમ નામવર! ત્યારે અમારી છાવણીમાં આપની પાક આમદ થશે કે?"

"હા ચાલો, હું પહેલાં ત્યાં થઇને જ પછી બીજે જ્યાં જવાનું છે ત્યાં જઇશ." એમ કહીને તે આગળ ચાલ્યો અને આરબ ઘોડેસ્વારો તેને નમન કરી અશ્વારોહણ કરી તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા.

* * * *

સર્વત્ર શાન્તિનું રાજ્ય પથરાઇ રહ્યું હતું. આશ્વિન વદી ચતુર્દશી અથવા કાળીચૌદશનો દિવસ હોવાથી ગાઢ અંધકારમાં હાથ પણ સૂઝી શકતો નહોતો. શિયાળાનાં પગલાં નજીકમાં સંભળાતાં હતાં અને મધ્યરાત્રિની શીતળ વાયુલહરિ ખુલ્લા મેદાનમાં શરીરને કોઇ કોઇ વાર કમ્પાવતી હતી. સિન્ધુ નદીના મુખનો જળઘોધ તે સ્થળ અને પ્રસંગની ભયંકરતામાં વધારો કરતો હતો. દરિયાનાં જળનો કિનારા સાથેનો આઘાત મેઘગર્જનાનું અનુકરણ કરતો હોય તેમ જણાતું હતું. મંત્રોની સાધના કરવાને અને ભૂતડાંના ટોળાને આમંત્રણ આપી તેમને નૈવેદ્ય ધરાવવાને નીકળેલા તાંત્રિકોની ધૂણીના અગ્નિના અંગારા દૂર દૂર ચળકતા જોવામાં આવતા હતા. ચર્મચક્ષુઓ તે ભૂતડાંના ટોળાને દેખી શકતી નહોતી પરન્તુ ભૂતડાંના ટોળાના વ્હેમને મગજમાં સ્થાન આપી રહેલા અને સર્વત્ર ભયને જ નિહાળનારાઓને દરેક સ્થળે ભૂતડાંની જ ગંધ આવતી હતી! આ વખતે રણધીર અને તેની સાથેના ચાર આરબ સ્વારો આરબ સરદાર મહંમદ કાસીમની છાવણીમાં પેઠા.

મહંમદે પોતાના લશ્કરના એક ભાગને કિનારાપર ઉતાર્યું હતું અને તંબૂ તથા રાવટીઓ નાંખીને તેને નિવાસમાટે સગવડ કરી આપી હતી, તથા બીજા ભાગને હજી દરિયામાં તરતું જ રાખ્યું

હતું. મહંમદ પોતે કિનારાપર રહ્યો હતો અને મોર્ચો બંધાવવાને માટે ત્યાં આગળ જ તે ખોદકામ કરાવતો હતો. લશ્કરની જૂદા જૂદા સરદારોના હાથ નીચેની જૂદી જૂદી ટુકડીઓ તેણે અલગ અલગ રાખી હતી, પરન્તુ તે સઘળી નજીક નજીક અને લગભગ ભેળસેળ જેવી જ જણાતી હતી. મહંમદે પોતાના તંબૂની આસપાસ ભાલાવાળા રક્ષકોની એક ટુકડી માત્ર રાખી હતી. રણધીર આ લશ્કરની નજીકમાં આવી પહોંચ્યો, ત્યારે છાવણીમાં જૂદે જૂદે સ્થળે દીવા બળી રહ્યા હતા. ઘોડાના હણહણાટ અને પેહેરેગીરોના હોકારા સમુદ્રના ખળભળાટ સાથે મળી જતા હતા. આકાશમાં ચમકતા તારાઓ અને દૂર દૂર પડેલી છાવણીમાં બળતા દીવાઓ એક બીજાની સાથે મળી જતા જોવામાં આવતા હતા. આસપાસ નજર કરતાં અંધકારમાં આછો પ્રકાશ ફેલાવી રહેલા દીવા અને નાના મોટા તંબૂઓનું વસેલું એક ગામ જોવામાં આવતું હતું. રણધીર અવનવા તરંગો કરતો અને વિચારો બાંધતો મહંમદના તંબૂની નિકટમાં પેલા આરબ સ્વારોની સાથે આવી પહોંચ્યો. રશીદુદ્દીન બોલ્યો: "નામવર! આપ અહીં જરા થોભો. સરદાર સાહેબ કદાચ ઉંઘમાં હશે, એટલે તેમને જગાડીને મારે આપની આમદના ખબર આપવા જોઇએ."

એમ કહી રશીદુદ્દીન મહંમદના તંબૂનું સંરક્ષણ કરી રહેલા પેહેરેગીરોને વટાવીને સીધો તંબૂમાં ચાલ્યો ગયો અને રણધીરસિંહ વિચારમાં જ લીન બનેલો ઊભો રહ્યો. બીજા ત્રણ સ્વારો પણ તેની પાસે જ ઊભા હતા. અચાનક વિચાર સૂજી આવ્યો: "પણ હું ફસાતો તો નહિ હોઉં? હું એકલો છું અને આ લોકો મને ફસાવશે તો? તેમના લશ્કરની મધ્યમાં હું એકલાનો પ્રાણ લેવો તે કોઈપણ રીતે મોટી વાત નથી. માટે એકદમ મહંમદના તંબૂમાં પેસતાં પહેલાં વિચાર કરવો જોઇએ, અને યવનોની મીઠી જીભમાં ફસાઈ જવું ન જોઇએ."

રણધીર આમ વિચાર કરતો ઊભો હતો એવામાં તો મહંમદ કાસીમ પોતે જ ઉતાવળો ઉતાવળો તંબૂની બહાર દોડી આવ્યો. તેની પાછળ રશીદુદ્દીન હાથમાં દીવો લેઇને ચાલ્યો આવતો હતો. લાલ રંગનું લાંબી બાંયોનું રેશમી પહેરણ, માથે ખસી ગએલી જરી કસબની નકસીદાર ટોપી અને પગમાં ટૂંકી બાંયોની ઇજાર સાથે ઉતાવળા ચાલ્યા આવતા જુવાન આરબ સરદારને રણધીર તુરત જ

ઓળખી ગયો. રણધીરે રશીદુદ્દીનને તેની પાછળ દીવા સાથે આવતો જોયો, એટલે તેની સાથે મહંમદ પોતે જ હોવાની તેની ખાત્રી થઇ. પોતાને તંબૂની અંદર જવાની જરૂર પડ્યા પહેલાં મહંમદને પોતાને જ બહાર આવતો જોઇને રણધીર ખુશ થયો અને ઘોડાપરથી સત્વર ઉતરી ગયો. રણધીરની પાસે આવતાં જ હસતે મુખડે મહંમદે પાતાનો હાથ લંબાવ્યો અને રણધીરે પણ તેવા જ હર્ષદર્શન સાથે પોતાનો હાથ લંબાવીને હસ્તમીલાપ કર્યો. મહંમદ બોલ્યો: "રણધીરસિંહજી! તમારી આમદથી હું ખુશ થયો છું. તમે પણ મારી પેઠે સુલેહસંપના ચાહનારા છો અને ખૂન રેડાય તે તરફ અણગમો ધરાવો છે એમ જાણી વળી હું જ્યાદે ખુશ થયો છું. અરે હાં, રશીદ! હવે તમે સઘળા જાઓ અને નિરાંતે આરામ લો; ખુદાની મરજી હશે તો આપણુને કદાચ લડાઈ પણ લડવી પડશે નહિ!" એમ કહી મહંમદે મંદ સ્મિત કર્યું અને આગળ કહ્યું: "હું અને આપણા નવા મીજમાન અહીં જ વાતો કરતા બેઠા છીએ; પણ અંદરથી કાંઇક બેસવાનું લાવ તો!"

રશીદે દોડીને તંબૂમાંથી બે મોટા પાટલા આણી આપ્યા અને તેપર ગાલીચા પાથર્યા, એટલે મહંમદ અને રણધીર તેપર બેઠા. સ્વારો મહંમદની રજા માંગી ચાલતા થયા. મહંમદે જ પહેલાં વાતચીત ઉપાડી: "ગઇ કાલે મને મારા બાતમીદારે ખબર આપ્યા કે આપ આ તરફ એકલા આવો છો અને મેં અનુમાન કર્યું કે તમારો વિચાર લોહી રેડાયા પહેલાં જો બની શકે તો સુલેહ કરવાનો હશે. હું માનું છું કે હું મારા અનુમાનમાં ખોટો નહિ હોઉં."

રણધીર બોલ્યો: "તમારો રૂકકો મળ્યા પછી મારો પણ એવો વિચાર થયો છે કે લોહી ન રેડાય અને સુલેહ થઇ જાય તો વધારે સારૂં; પણ મને તમે એકવાર જણાવો કે તમે કેવી શરતોથી સુલેહ કરવા ઇચ્છો છો?"

મહંમદ મ્હોં ગંભીર કરીને બોલ્યો: "જુઓ રણધીરસિંહજી! મારી પોતાની મોટાઇનું બયાન હું કરૂં તે ખોટું; પરન્તુ મારે તમને જણાવવું જોઇએ કે તમારો રાજા બહુ અભિમાનમાં ચડી ગયો છે; જો જો હાં, માઠું ન લગાડશો; લડાઇના મેદાનમાં આપણે દુશ્મન તરીકે લડીશું, પરન્તુ અત્યારે તો આપણે પાસે બેઠા છીએ માટે એક બીજાના દોસ્ત છીએ, અને તેથી મારા મનનો સઘળો ઉભરો તમારી પાસે ખાલી કરી નાંખવામાં હું કાંઇ હરકત જોતો નથી."

"કાંઇ ફીકર નહિ; ખુલ્લા દિલથી તમારે જે કહેવું હોય તે કહો."

"જુઓ, દાહિરરાય આજકાલ બહુ અભિમાની થઇ ગયો છે. અમારા કેટલાક સરદારો સિંધમાં આવ્યા અને તેઓમાંના કેટલાક હાર્યા, કેટલાક મરાયા અને કેટલાક કંટાળીને પાછા ફર્યા; પરન્તુ આ વખતે હું એટલા સૈન્ય અને સામગ્રી સાથે આવ્યો છું કે-ખુદા તેમ ન કરે-ને જો કદાચ લડવું પડે, તો સિંધના રાજાને કે તેના એક પણ સરદાર-વહીવટદારને જીવતો રહેવા ન દઉં અથવા તો નસાડી મેલું. આ વખતે મેં મારા મનથી નક્કી કર્યું છે કે કાં તો સિંધને અરબ્બી સલ્તનતમાં જોડી દેવો અને નહિ તો અહીંથી એક પણ માણસને લેઇને પાછા અરબસ્તાનમાં જવું નહિ. પરન્તુ આવી ખૂનખાર લડાઇ થાય અને તમારા તથા અમારા હજારો માણસો બેજાન થાય તેમાં હું કાંઇ પણ લાભ સમજતો નથી."

"પણ તેમાં દાહિરરાયે અભિમાન શું બતાવ્યું? અને જો કદાચ અભિમાન બતાવ્યું હોય તોપણ તે કાંઈ ગેરવાજબી નથી. આરબ પ્રજાને સિંધમાં આવતી અટકાવવી તેમ કરવાનો અમ હિંદુઓનો ધર્મ છે."

આ સાંભળીને મહંમદ ખડખડ હસી પડ્યો. તેના હસતા મુખપર ટુંકડી કાળી મૂછો ફરફર નૃત્ય કરી રહી. તે બોલ્યોઃ "અશક્ય, કેવળ અશક્ય વાત છે કે અરબ્બી લશ્કરને આ વખતે દાહિર હરાવી શકે; દાહિરના દહાડા નક્કી ભરાઇ રહ્યા છે અને તેથી તેને લડાઈ કરવાનું સૂઝ્યું છે. ખુદા તાલાની ચોક્કસ મરજી છે કે સિંધપર ખલીફાની હકુમત બેસે અને સિંધનો રાજા ઇસલામી ધર્મનો દોસ્ત બને."

રણધીર આંખો વિકસાવતો બોલ્યોઃ "શું સિંધના હિંદુઓ ઇસલામી બને?"

"નહિ, નહિ, મારા કહેવાનો માયનો તમે સમજ્યા નહિ. સિંધની પ્રજાને બળાત્કારથી ઇસલામી બનાવવાનો અમારો ઇરાદો નથી, તેમ જ દાહિર નહિ લડતાં સુલેહસંપ કરે તોપણ તે ઇસલામી બને તેવો અમારો આગ્રહ નથી, પરન્તુ હજરત મહમ્મદ પયગમ્બરે ઉપદેશેલા ઇસલામી ધર્મનો તે દોસ્ત બને-દુશ્મન ન રહે! અમારો વિચાર જ એ છે કે સિંધ જીત્યા પછી અમારા કોઇ પણ સરદારને સિંધમાં ન રાખતાં કોઇ લાયક હિંદુ રાજવંશીને જ સિં-

ધનો રાજા ઠરાવવો અને તે ખલીફાના હુકમ પ્રમાણે સિંધનું રાજ્ય સુલેહ શાંતિથી ચલાવ્યે જાય. અમારે તો હજી આખી દુનિયા જીતવાની છે; એકલા સિંધનું જ બચકું ભરવાથી કાંઇ અમારી મોટી ભૂખ મટી જાય તેમ નથી!" મહંમદ મોટી મોટી વાતો કરીને રણધીરને આંજી નાંખવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

રણધીર બોલ્યો: "એ ઠીક છે, પણ દાહિર તમને એમ પત કરે તેમ તો કદી નહિ જ બને. તે તમારી સાથે પોતાના પૂરેપૂરા બળથી લડશે અને તમને હરાવશે; હરાવી નહિ શકે તો તે હારશે, મરશે, પણ નાસી નહિ જાય અને એમ ને એમ સિંધ તમને સોંપી દે એટલે બધે અંશે તમારાથી ડરી પણ નહિ જાય. તમને સિંધ સોંપી દેવામાં આવે અને તમે લોહી રેડાયા વિના સુલેહ કરવાની માંગણી કરો છો, તે તો બની શકે જ શી રીતે?"

"તો જેવી ઇચ્છા; અમે તો નક્કી કરી રાખ્યું છે કે દાહિરની સાથે યુદ્ધ કરીએ, તો કાંતો તેને મારવો અને કાંતો નસાડવો; પછી કોઈ લાયક રાજવંશીને સિંધ સોંપીને ચાલ્યા જવું; અમે માત્ર દેશ જીતવાને જ નીકળ્યા છીએ, રાજ્ય કરવાની કે તેની કમાણી ખાવાની અમારી મંશા નથી. વારૂ, આપ દાહિરરાયના કાંઇ સગા છો કે કેમ?"

"હા, થોડા વખતમાં જ રાજકુંવરી સાથે મારાં લગ્ન થવાનું નક્કી થયું છે!"

"ત્યારે તમે પણ સિંધના એક લાયક રાજવંશી છો; દાહિરરાયને અમે હરાવીએ અને સિંધ તમને સોંપવા ધારીએ તો તમે તેની રાજ્યલગામ હાથમાં લ્યો ખરા કે નહિ?"

રણધીરને ભવિષ્યવાદી સંન્યાસી સાંભરી આવ્યો, અને મનમાં વિચારમાળા જાગી: "મારૂં ભાગ્ય જ મને સિંધપતિ બનાવે તેવાં ચિન્હો જણાઇ આવે છે! તેમ જો ન હોય, તો મહંમદની છાવણીમાં મારૂં અચાનક આવવું ક્યાંથી થાય? મહંમદ પોતે જ આવી વાત ઉચારે તેવો સંયોગ પણ ક્યાંથી બને? ખરેખર, મારૂં ભાગ્ય મને ખરે માર્ગે દોરે છે! ધન્ય છે, સંન્યાસી! તારા ભવિષ્યકથનને!" મહંમદને ઉત્તર આપતાં તે બોલ્યો: "હું તો હમેશાં સુલેહનો જ રાગી છું. લડાઇ ટંટા મને ગમે જ નહિ. દાહિરરાયનો એક કર્મચારી છું એટલે તેમની આજ્ઞાનું પાલન કરીને સેના લેઇ

દુશ્મનની સામે મારે થવું જોઇએ; પરન્તુ લોહી રેડાય તેવું મને જરા પણ પસંદ તો નહિ જ. પડોશી રાજાઓથી દોસ્તી રાખીને રહેવું એ તો એક રાજકર્તાની ફરજ છે."

"ખરી વાત છે; તમારી બુદ્ધિ ખરેખર ઉમદા છે; તમારા જેવો બુદ્ધિવાળો અને લડવામાં બહાદૂર એવો બન્ને ગુણમાં પૂરો સેનાપતિ મારી પાસે હોય તો હું જોતજોતામાં આખી દુનિયાને કબ્જે કરી લઉં! દાહિરરાયના સારા ભાગ્યે તમે તેને મળ્યા છો; તમારા હાથમાં સિંધનું રાજ્ય હોય તો પ્રજા પૂરેપૂરી સુખી થાય." મહંમદે રણધીરની ખૂબ પ્રશંસા કરી.

"પ્રજાનું સુખ એ જ રાજાનું સુખ છે એવું અમારા હિંદુ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે." રણધીર બોલ્યો.

"તો પછી તમે અમને મદદ કરો; અમે દાહિરરાયને હરાવીને કે પદભ્રષ્ટ કરીને તમને જ સિંધનું રાજ્ય સોંપીએ! તમને પણ લાભ અને અમને પણ લાભ!" મહંમદે એ વાત ઉચ્ચારતાંની સાથે રણધીરના મુખપરના ભાવ પરખવાને બારીક નજર કરી.

"દાહિરરાયનું લૂણ ખાઇને તમને હું કેવી રીતે મદદ કરી શકું? અલબત્ત જોકે આખો સિંધુદેશ મારા આધિપત્ય નીચે આવે એ એક મોટો લાભ મને થાય; પરન્તુ—"

રણધીરનો વળતો ભાવ જોતાં જ મહંમદ વચમાં બોલી ઉઠયો: "વળી પરન્તુ-બરન્તુ શું છે? જુઓને, એમાં કાંઇ લૂણહરામી નથી; તમારા હાથમાં સિંધનું રાજ્ય આવ્યા પછી, જેવો ઉપકાર દાહિરે તમારી ઉપર કર્યો હોય તેવો જ ઉપકાર તમે દાહિરના પુત્રો ઉપર કરીને તેનો શુભ બદલો વાળી શકશો. સત્તા હોય તો શુભ કર્મો પણ કરી શકાય."

રણધીરે મનમાં વિચાર્યું: "ધન્ય છે, સંન્યાસી! તારા ભવિષ્યકથનને! મ્હોમાં કોળીયો આવી ગયો છે અને તે ગળી જઉં એટલી જ વાર છે!" થોડી વાર રહીને રણધીર બોલ્યો: "એ વાત ઠીક છે; પણ હું ખુલ્લી રીતે તો તમારા લશ્કરમાં ભળી જઇ શકીશ નહિ."

રણધીરને સંપૂર્ણ રીતે પલળી ગએલો જોઇએ મહંમદ હર્ષમાં આવી ગયો. તેના વદનપર આનંદની લાલી ચમકવા લાગી અને આસપાસ નજર કરતો ધીમે રહીને તે બોલ્યો: "રણધીરસિંહજી!

ખુલ્લા પડવાની કાંઇ જ જરૂર નથી. તમે ખુલ્લા પડીને અમને મદદ કરી શકો, તે કરતાં દાહિરના સેનાપતિ રહીને જ વધારે મદદ કરી શકશો. અમે તમારી સાથે લડીશું અને તમે ભલે અમારી સાથે પણ લડજો; પરન્તુ તમારી સઘળી છાની બાતમી અમને પહોંચાડતા રહેજો, એટલે પછી અમને બીજી કાંઇ પણ મદદની જરૂર નથી.”

રણુધીરસિંહ કાંઇ પણ ઉત્તર નહિ આપતાં વિચાર કરતો થોડી વાર મૂંગો બેસી રહ્યો અને મહંમદ તેનો જવાબ સાંભળવાને આતુરતાથી તેના વદન ભણી દૃષ્ટિ કરી રહ્યો. કેટલીક વારે લાંબો વિચાર કરીને રણધીર બોલ્યો: “પણ આ નિમકહરામી કરતાં મને મારૂં દિલ ડંશ દે છે.” એમ બોલતાં રણધીરનું મ્હોં પડી ગયા જેવું જણાયું.

“અરે, ભલા માણસ! શરીરના મજબૂત છો, પણ મનના આવા પોચા ક્યાંથી? આખા સિંધનું રાજ્ય મળશે તે શું ભૂલી જાઓ છો? અને મને કહેશો કે દાહિરના બાપ ચચરાજે વળી કયે દિવસ સિંધનું રાજ્ય નીતિથી મેળવ્યું હતું?”

“હા, એણે તો કેવળ અધર્મનો જ આશ્રય લીધો હતો.”*

“જો દાહિરના બાપે એવા અધર્મથી રાજ્ય મેળવ્યું હતું, તો દાહિરનું રાજ્ય તેને ફસાવીને તમારે તમારા હાથમાં લેવું એમાં અન્યાય જેવું કાંઇ જ નથી; માટે મનને ડગમગતું રાખો નહિ અને ચોક્કસ મનથી મને કોલ આપો કે ‘હું તમને મદદ કરીશ!’”

“અસ્તુ ત્યારે! અને તમે તમારા વચને રહેજો! આપને રોજે રોજની બાતમી મળતી રહેશે એ નક્કી માનજો!” એમ કહી રણધીર ઉઠયો.

---

* સિંધનો રાજા સાહાસીરાય નામે હતો. તેના સમયમાં પ્રજા સુખી હતી અને તે ન્યાયી હતો. તેનો સઘળો કાર્યભાર રામ નામનો તેનો મંત્રી કરતો હતો. રામ ન્યાયી, સદ્ગુણી અને વિશ્વાસુ માણસ હતો, અને તેણે રાજ્યપર પોતાની સત્તા સારી પેઠે જમાવી હતી. સાહાસીરાયને તેના પર પૂરતો વિશ્વાસ હોવાથી તે તેની રાજ્યમંત્રણાની વચ્ચે પડતો નહિ. ચચરાજ તે સમયે રાજ્યમાં સાધારણ સ્થિતિનો નોકર હતો. ધીમે ધીમે રામનું મંત્રીપદ તેને આપવામાં આવ્યું. ત્યારપછી ચચ સાહાસીરાયની રાણી સુભાનદેવી સાથે પ્રેમમાં પડયો. સાહાસીરાયના મરણ સાથે ચચ રાજ્યને બથાવી પડયો અને જે જે રાજાઓ સામે થયા તેમને હરાવીને મારી નાંખ્યા. રાણી સાથે તેણે ખુલ્લી રીતે પુનર્લગ્ન કર્યું. પોતાના ભાઇ ચંદ્રને તેણે અલોર સોંપ્યું અને પોતે આખા સિંધનું રાજ્ય મંત્રીશ્વર બુદ્ધિમાનની મદદથી ચલાવવા લાગ્યો.

"અમે તો ખુદાના બોલથી જે કાંઇ બોલીએ છીએ તે ફેરવતા જ નથી!" એમ કહી મહંમદ પણ ઉઠયો અને વાતો કરતા કરતા બન્ને ચાલ્યા. મહંમદ તેને છાવણીની બહાર વળાવી આવ્યો અને પછી પાછો ફર્યો. રણધીર પુનઃ અશ્વારોહણ કરી દેવલના કિલ્લામાં પેઠો, ત્યારે રાત્રિનો ચોથો પ્રહર ચાલતો હતો.

## પરિચ્છેદ ૭ મો.

### મંદિરપરની ધ્વજા.

રણધીરસિંહે દેવલના કિલ્લામાં પ્રવેશ કરીને સૌથી પહેલાં વહીવટદારની મુલાકાત લીધી, અને બુદ્ધિમાને સૂચવ્યા પ્રમાણે તેને પૂછયું: "તમે લશ્કર સંબંધે અમને કેટલીક મદદ કરી શકો તેમ છે?"

વહીવટદારનું નામ જાહીન હતું અને તે બુદ્ધધર્મી હતો. રણધીરના પ્રશ્નના ઉત્તરમાં તેણે કહ્યું: "સાહેબ! અમે લશ્કર સંબંધી તો કાંઇ પણ મદદ આપી શકીએ તેમ નથી કારણકે નિયમસર યુદ્ધ કરી શકે તેવા લડવૈયા તો અમારી પાસે ઘણા જ થોડા છે; પરન્તુ ચાંચીયા લોકોએ અમને વચન આપ્યું છે કે અમે આરબો સામેના યુદ્ધમાં શામેલ થઇશું."

રણધીર બોલ્યો: "ઘણી સારી વાત છે. ખરૂં કહીએ તો ચાંચીયા લોકોના તોફાનમાંથી જ યુદ્ધની આ જ્વાળા સળગી છે એટલે તેઓ આપણને મદદ કરવાને તૈયાર થાય તો તે સ્વાભાવિક જ છે."

"પરન્તુ સાહેબ! તેઓ આપણને જમીનપરના યુદ્ધમાં મદદ નહિ કરે, કારણકે તેઓ તેવા યુદ્ધમાં લડવાની કાંઇ પણ કુનેહ ધરાવતા નથી."

"ત્યારે?" રણધીરે ઉત્સુક વૃત્તિથી પ્રશ્ન કર્યો.

"મહંમદ કાસીમે પોતાના લશ્કરનો કેટલોક ભાગ હજી દરિયામાં તરતો રાખ્યો છે, તે લશ્કરને સતાવવાનું અને ડુબાવી દેવાનું કામ એ લોકો કરી શકશે, કારણકે તેઓ એ કામમાં જ પ્રવીણ છે."

"મહંમદે દરિયામાં પણ હજી લશ્કર રાખ્યું છે કે?" રણધીરે પ્રશ્ન કર્યો.

"હા જી; કિનારાપર તેણે જે લશ્કર ઉતાર્યું છે તેટલું જ બીજું લશ્કર દરિયામાં છે એવી બાતમી ચાંચીયા લોકો પોતે જ લાવ્યા છે અને તેઓ તેટલા લશ્કરને સારી રીતે પહોંચી વળી શકશે એમ તેમણે જણાવ્યું છે." જાહીને જણાવ્યું.

"ત્યારે પછી કિનારાપરનું લશ્કર તો ઘણું થોડું હોવું જોઇએ અને તેને તો સિંધી યોધાઓ મચ્છરની પેઠે મસળી નાંખશે!"

"સાહેબ!" જાહીન બોલ્યો: "પણ હું ધારૂં છું કે કિનારાપર ઉતરેલા લશ્કરનો વિસ્તાર આપે હજી નિહાળ્યો નથી."

"હા, નથી નિહાળ્યો; શું બહુ મોટું લશ્કર છે?" રણધીરે પ્રશ્ન કર્યો.

"ઘણો મોટો વિસ્તાર તે રોકી રહ્યું છે અને તે પરથી હું માનું છું કે લશ્કર બહુ મોટું હોવું જોઇએ."

રણધીર હસીને બોલ્યો: "તમે ભૂલ કરો છો; લશ્કર હજી મેં જોયું નથી, સાંજે આપણે સાથે જઇને જોઇ આવીશું, પરન્તુ મેં જે કાંઇ સાંભળ્યું છે તે પરથી હું કહી શકું છું કે મહંમદનું લશ્કર છૂટી છૂટી ટુકડીઓમાં પડાવ નાંખીને રહ્યું છે, તે પરથી તમે તેને મોટું માનતા હશો, પરન્તુ સંખ્યામાં તે તેટલું મોટું ન હોવું જોઇએ."

"એ પણ સંભવિત છે." એમ કહી જાહીન વધારે દલીલો કરતો અટક્યો.

તે દિવસે સાંજે રણધીરસિંહ જાહીનને સાથે લેઇને કિલ્લાના બૂરજપર ચડ્યો. બૂરજપરથી કિનારાપરનું સઘળું લશ્કર બરાબર રીતે જોઇ શકાતું હતું. દૃષ્ટિ દરિયાકિનારા સુધી લંબાવી શકાતી હતી અને આસપાસની સીમ પણ જોઇ શકાતી હતી. જાહીને કહ્યું: "નામદાર! અહીંથી આપ હવે મહંમદના લશ્કરનો વિસ્તાર જોઇ શકો છો; આપને તે નાનો જણાય છે કે મોટો?"

"બહુ મોટો નથી. આપણું લશ્કર પણ જ્યારે પડાવ નાંખીને રહેશે ત્યારે મહંમદના લશ્કર કરતાં વધારે વિસ્તારવાળી જગ્યા રોકશે તે તમે જોઇ શકશો." રણધીર બોલ્યો.

વહીવટદાર અવાચ્ય રહ્યો. તેને રણધીરસિંહનું કથન રૂચતું નહોતું. બે હજાર માણસોનું લશ્કર મહંમદના લશ્કર કરતાં મોટું દેખાય એ તેને સંભવિત જણાયું નહિ. રણધીર આગળ બોલ્યો: "પરન્તુ દરિયામાંનું લશ્કર તો અહીંથી નથી જોઇ શકાતું."

"જી ના; તે લશ્કર જોવાને માટે આપણને ભગવાન બુદ્ધના મંદિરપર ચડવું પડશે. કિલ્લાના બૂરજ કરતાં એ મંદિરનો બૂરજ વધારે ઉંચો છે અને તે પરથી દરિઆમાંનું લશ્કર આપણે જોઇ શકીશું."

"ત્યારે આપણે તે પણ જોઈ લેવું જોઇએ." એમ કહી રણધીરસિંહ વહીવટદારને સાથે લેઇને મંદિરમાં ગયો. મંદિર ઘણું મોટું હતું અને તેની ઉપર ઘણો ઉંચો બૂરજ કેવળ પત્થરનો જ બાંધેલો હતો. તે બૂરજ ઉપર એક મોટો વાંસ અને વાંસની ટોચે એક મોટી લાલ* ધ્વજા ફરફરી રહી હતી. ધ્વજા હમેશાં પવનમાં ઝૂલતી જ રહેતી હતી અને જ્યારે તેનો પટ પવનમાં ઉડતો હતો ત્યારે આખા મંદિરપર તે પથરાઇ રહેતી હતી. રણધીરસિંહ અને જાહીન મંદિરના બૂરજપર આવ્યા. તે બૂરજપરથી નજર કરતાં વિશાળ સમુદ્ર દૃષ્ટિએ પડતો હતો. સિંધુ નદીના મુખનું જળ મોટા ઘોષ સાથે સમુદ્રમાં રેડાતું હતું તે જોઇ શકાતું હતું અને ઘોષનો ધ્વનિ પણ સાંભળી શકાતો હતો. દરિયાકિનારાથી કેટલેક દૂર મહંમદનો લશ્કરી કાફલો તરતો જોઇ શકાતો હતો. રણધીરે સૂક્ષ્મદર્શક કાચને આંખપર રાખીને જોવા માંડયું અને કેટલીક વાર સુધી તેનું અવલોકન કરીને કાચ જાહીનને આપ્યો. જાહીને તેની મદદથી કાફલાનું નિરીક્ષણ કરતાં કહ્યું: "કિનારાપરના લશ્કર કરતાં આ લશ્કર નાનું જણાય છે; આપને કેમ જણાય છે?"

"મને પણ તેમ જ જણાય છે. આ નાના લશ્કરને તો ચાંચીયાઓ ડુબાવી દઇ શકશે એમ હું માનું છું; અને કિનારાપરના લશ્કરને પહોંચી વળવાને જે લશ્કર હું લાવ્યો છું તે પૂરતું છે. મહારાજા પાસેથી કાંઇ વધારે લશ્કર મંગાવવાની હવે મને જરૂર જણાતી નથી. કેમ, તમને શું માલૂમ પડે છે." રણધીરે જાહીનનો મત પૂછયો.

"હું તો માનું છું કે મદદની ખાતર થોડું લશ્કર મંગાવી રાખ્યું હોય તો વધારે સારૂં; કદાચ મહંમદને બીજા લશ્કરની મદદ મળી જાય અને આપણું બળ ઓછું થઇ જાય તો!"

"એ ભય નિષ્ફળ છે. આપણા લડવૈયાઓ સુનંદા અને એક એક જણ પાંચ પાંચ આરબોને યમસદન મોકલી શકે તેવા બહાદૂર છે."

---

* ચચનામામાં એ ધ્વજાનો રંગ 'લીલો' જણાવ્યો છે.

"તો આપને જેમ ઉચિત લાગે તેમ ખરૂં." એમ જણાવીને જાહીન ચૂપ રહ્યો.

રણધીરે પૂછ્યું: "યુદ્ધ કરવાને માટે તમે કયું સ્થળ પસંદ કરવા ઇચ્છો છો?"

"હું તો કિલ્લાની અંદર રહીને જ યુદ્ધ કરવાનું ઉચિત સમજું છું, કારણકે આરબ લોકોની મુખ્ય મતલબ દેવલના કિલ્લામાં પેસીને મેડ તથા ચાંચીયા લોકોનો નાશ કરી નાંખવાની છે અને તેથી આજ ઘણા દિવસ થયાં કિલ્લાના દરવાજા બંધ રાખ્યા છે."

"કિલ્લાની અંદર રહીને યુદ્ધ કરવા જેવી કાયરતા દર્શાવવાની આપણને કાંઇ જરૂર નથી. ખુલ્લા પડીને યુદ્ધ કરીશું અને દુશ્મનોને જેર કરી નાંખીશું. મંત્રીશ્વર બુદ્ધિમાનને આ બૂરજપર રાખવા અને તે સઘળા યુદ્ધનું નિરીક્ષણ કરતા રહે એવી ગોઠવણ કરવા હું ધારૂં છું."

"તો તે પણ ઠીક છે." જાહીને સંમતિ આપી.

રણધીર મંદિરપરની ધ્વજા તરફ ઉંચી દૃષ્ટિ કરીને બોલ્યો: "અને આપણી સલામતીની નિશાની ખાતર આ ધ્વજા ઠીક છે, કારણકે સૌ તેને જોઇ શકે એટલી તે ઉંચી છે."

"જી, હા."

"બરાબર; આપણા લશ્કરને આપણે ચેતાવીશું કે જ્યાંસુધી આ ધ્વજાને ઉતારી નાંખવામાં ન આવે ત્યાંસુધી સૌએ હીંમતમાં રહેવું અને યુદ્ધ ચાલુ રાખવામાં પાછી પાની કરવી નહિ."

"બરાબર છે; પરન્તુ જેટલા દિવસ સુધી યુદ્ધ ચાલશે તેટલા દિવસ સુધી રોજ સાંજે તેને ઉતારવાની અને પુનઃ સ્હવારે ચડાવવાની જરૂર પડશે."

"એવી ગોઠવણ કરવાની આપણને કાંઇ જરૂર નથી. ધ્વજા તો ચડેલી જ રહેશે અને તે ચડેલી હોય ત્યાંસુધી કોઇએ હીંમત હારવી નહિ એવું સૂચન સૈનિકોને કરવાનું છે." રણધીરે જાહીનને સમજાવ્યું.

"વળી આપણી એ યોજના આપણા લશ્કરનાં માણસો વિના બીજા કોઇના જાણવામાં આવે નહિ." જાહીને ચેતવણી આપી.

"આપણા યોદ્ધાઓ ઉપર એટલો બધો અવિશ્વાસ રાખવાનું કાંઇ કારણ નથી; પરન્તુ યુદ્ધ કેવી રીતે કરવું તે સંબંધી મારી આ યોજના તમને બરાબર લાગે છે કે નહિ?"

"બરાબર છે; મંત્રીશ્વર આ બૂરજપર જ રહીને યુદ્ધનું નિરીક્ષણ કર્યા કરે તે પણ બરાબર છે; પરન્તુ આ ધ્વજાનું સંરક્ષણ બહુ સંભાળપૂર્વક કરવાની જરૂર પડશે."

"તેની તો કાંઇ જ ફીકર નથી." એમ કહી રણધીરસિંહ મંદિરના બૂરજપરથી નીચે ઉતર્યો અને જાહીન પણ તેની પાછળ ઉતર્યો.

*　　*　　*　　*　　*

ત્યારપછી ત્રણ દિવસ ચાલ્યા ગયા. રણધીરસિંહે કાંઇ વધુ લશ્કર દાહિરરાય તરફથી મંગાવ્યું નહોતું, તેમ જ બુદ્ધિમાનને પણ લખી જણાવ્યું નહોતું કે કરેલી તપાસપરથી પોતે શું નિશ્ચય કર્યો હતો. બુદ્ધિમાન્ લશ્કર સાથે આવીને દેવલનગરના પાધરમાં પડયો, અને તે સમાચાર મળતાં જ રણધીર તેને મળવા માટે ગયો. રણધીરને જોતાં જ બુદ્ધિમાન્ ઊભો થઇને તેને ભેટી પડયો અને બોલ્યોઃ "રણધીરસિંહજી! તમે સહીસલામત રીતે દેવલનગર પહોંચ્યા છો તેના ખબર પણ તમે મને મોકલાવ્યા નહિ શું? અરે! મારો જીવ તો કેવળ મૂઠીમાં જ સમાઇ ગયો હતો! મને તો એ ચિંતા થતી હતી કે રખેને તમે દુશ્મનોના કોઇ માણસોના પંજામાં સપડાઇ ગયા હો! પણ તમે મને કેમ કાંઇ પણ ખબર મોકલાવ્યા નહિ?"

રણધીર ઇષત્ સ્મિત કરીને બોલ્યોઃ "મંત્રીશ્વરજી! મારે માટે એવો ભય રાખવાની કાંઇ જ જરૂર નહોતી; હું કાંઇ દુશ્મનોથી ગાંજ્યો જઉં તેવો નથી."

"તમારી શૂરતા બદ્દલ તો મારી ખાત્રી જ છે; પરન્તુ તમે એકલા હતા તેથી મને ચિંતા થતી હતી. વારૂ, પણ મને કહેશો કે દુશ્મનોનું બળ કેટલું છે? તેના પણ તમે કાંઇ ખબર મને પહોંચાડયા નહિ એ ઠીક ન કર્યું!"

"દુશ્મનોનું બળ આપણે સહજમાં મસળી નાંખીએ તેટલું છે! જ્યાં કાંઇ પણ ચિંતા કરવા જેવી સ્થિતિ જ નહોતી, ત્યાં તમને કે મહારાજાને કાંઇ ખબર મોકલવાની પણ શું જરૂર?"

"ત્યારે તમે મહારાજા પાસેથી પણ કાંઇ વધુ લશ્કર મંગાવવાની જરૂર જોતા નથી, એમ જણાય છે. પણ આરબો આ વખતે એટલા નાના લશ્કર સાથે લડવા આવ્યા હોય એ મને નવાઇ જેવું લાગે છે!"

"તેમાં નવાઇ જેવું કાંઇ જ નથી. લશ્કરનો કેટલોક ભાગ આરબ સરદારે હજી દરિયામાં તરતો રાખ્યો છે અને એ લશ્કરને અહીંના મેડ અને ચાંચીયા લોકોએ દરિયામાં ડુબાવી દેવાનું જ માથે લીધું છે; અને પછી આરબ સરદાર પાસે લશ્કરી બળ ઘણું થોડું રહેશે !" એમ કહી રણધીરે મંત્રીશ્વરને પોતે રચેલી સઘળી યોજના સમજાવી. કિલ્લાના દરવાજા બંધ છે તે ઉઘાડી નાંખવા, યુદ્ધ કરવાને લશ્કર સાથે બહાર પડવું, મેડ તથા ચાંચીયાઓને દરિયાઇ લશ્કરને હંફાવવા માટે પગલાં લેવાની વરદી આપી દેવી, બુદ્ધના મંદિરના બૂરજપર મંત્રીશ્વરે રહેવું અને યુદ્ધનું નિરીક્ષણ કરવું તથા મંદિરની ધ્વજાનું સંરક્ષણ કરવું, પોતે લશ્કરના અગ્રપદે રહીને યુદ્ધ માંડવું એ સઘળી યોજના રણધીરસિંહે બુદ્ધિમાનને વિસ્તારપૂર્વક કહી સંભળાવી.

બુદ્ધિમાને તે સઘળું સાંભળી રહ્યા પછી કહ્યું: "તમે અગાઉથી વિચાર ગોઠવી રાખવાનું કામ ઠીક કર્યું છે અને તમે જે કાંઇ યોજના રચી હશે તે દીર્ઘ વિચાર પછી જ રચી હશે, એટલે હું તેમાં કાંઇ ફેરફાર કરાવવાની ધારણા રાખતો નથી; પણ તમે યુદ્ધના અગ્રપદે પહેલી વખત જ નીગાયા છો, તે માટે હું તમને સૂચના કરૂં છું કે કાંઇ પણ યોજના અમલમાં મેલતાં પહેલાં દીર્ઘ વિચાર કરજો."

"આપની સૂચનાને માટે આભાર માનું છું, પરન્તુ દરેક બાબતમાં હું લાંબો વિચાર કરૂં છું જ." રણધીરે ઉત્તર આપ્યો.

તે દિવસે રીતસર આરબ સરદાર મહંમદ કાસીમને કાસદ મારફત સંદેશો કહેવરાવવામાં આવ્યો. તેમાં જણાવ્યું હતું કે તેણે સિંધનો દરિયા કિનારો છોડીને સત્વર પોતાના દેશમાં ચાલ્યા જવું અને નહિતો બીજા દિવસના પ્રભાતમાં યુદ્ધને માટે તૈયાર થવું.

---

## પરિચ્છેદ ૮ મો.

### ધ્વજા પડી !



પહો ફાટતાં જ યુદ્ધ શરૂ કરવામાં આવનાર હતું કરણકે મહંમદ તરફથી યુદ્ધ આરંભવાનો જવાબ ફરી વળ્યો હતો. રાત્રે સર્વ કોઇને તે ખબર આપી દેવામાં આવ્યા. દેવલના મેડ અને ચાંચી-

થાઓને પણ જણાવી દેવામાં આવ્યું કે જે વખતે મહંમદના કિનારા-પરના લશ્કર સાથે યુદ્ધની શરૂઆત થાય તે જ વખતે તેમણે દરિયામાં પડેલા લશ્કરની સતાવણી શરૂ કરી દેવી. જાહીનને ખબર આપી દેવામાં આવી કે મંદિર ઉપર મંત્રીશ્વરને માટે બેસવાની તથા સૂક્ષ્મદર્શક કાચ વગેરેની ગોઠવણ કરી રાખવી, અને જે કાંઇ લશ્કર તેની પાસે હોય તે તેણે તૈયાર રાખવું. સઘળા લડવૈયાને સૂચવવામાં આવ્યું કે ધ્વજા ચડેલી હોય ત્યાંસુધી કોઇએ હીંમત હારવી નહિ અને એમ સમજી જોસભેર લડયા કરવું કે વિજય જ પોતાના પક્ષમાં નિર્માણ થએલો છે.

તે રાત્રે રણધીરે પોતાના સઘળા લશ્કરને વ્યૂહમાં ગોઠવ્યું. મોખરામાં નાલિકાસ્ત્રવાળાઓને રાખી તેની પાછળ પાયદળ અને સૌથી પાછળના ભાગમાં ઘોડેસ્વારોને તથા ઉંટસ્વારોને રાખ્યા. યુદ્ધનો પ્રારંભ તીરના મારાથી શરૂ કરવાનું સૂચવવામાં આવ્યું. થોડું પાયદળ અને થોડા ઘોડેસ્વારોને મદદ માટે અલગ રાખીને બાકીના સઘળા લશ્કરને વ્યૂહમાં ગોઠવી દીધું અને તેમને પોતાની માતૃભૂમિને માટે પૂરતું શૌર્ય બતાવીને લડવાનો જુસ્સો ચડાવ્યો. સિંધી શૂરવીરો રણભૂમિમાં નૃત્ય કરવાને આતુર આતુર થઈ રહ્યા.

દુસ્મનની છાવણીમાં પણ તે રાત્રે મોટી ધમાલ મચી રહી હોય તેમ જોવામાં આવતું હતું. આખી રાત બળતી મશાલો સાથે લશ્કરની ટુકડીઓ આવજા કરી રહી હોય તેમ સ્પષ્ટ જોઇ શકાતું હતું. જ્યારે મહંમદે પોતાના સઘળા સિપાહીઓની મધ્યમાં તેમને જુસ્સો ચડાવનારૂં ભાષણ કર્યું ત્યારે સૌએ ખુદા અને ખલીફાના વિજયની ગર્જના કરી, જેનો પ્રતિધ્વનિ રણધીરના લશ્કર સુધી સંભળાયો. રણધીર તો મધરાત સુધીમાં વ્યૂહની રચના કરી પોતાના નિવાસસ્થાનમાં જઇ નિદ્રિત થઇ ગયો હતો. રણધીરે સઘળી જોખમદારી પોતાને માથે લીધી હોવાથી બુદ્ધિમાન્ પણ લગભગ નિશ્ચિંત હતો. પ્રભાત થતાં રણધીર જાગૃત થયો અને એકદમ લશ્કરની મધ્યમાં આવીને ઊભો. સેનાનીઓ તો જાગતા જ હતા કારણકે 'ક્યારે સ્હવાર પડે અને મુસલમાનોનાં માથાં આકાશમાં ઉછાળીએ' તે જ વિચારનો જાપ તેઓ જપી રહ્યા હતા. એક સરદારે રણધીરની પાસે આવીને કહ્યું: "સાહેબ! દુસ્મનના લશ્કરમાં આખી રાત ધમાલ ચાલી રહી હતી અને તેપરથી હું અનુમાન કરૂં છું કે તેઓ પાસે ઘણું મોટું લશ્કર હોવું જોઇએ!"

રણધીર ભ્રકુટી ચડાવીને બોલ્યો: "એટલે, શું તે યવનોથી તું ડરી ગયો છે કે? દુશ્મનનાં પાંચ માણસની બરાબર હું મારો એક માણસ લેખું છું!"

સરદાર બિચારો ચૂપ રહ્યો અને ત્યાં આગળથી ખસી ગયો. સૂર્યોદય થયા પહેલાં રણધીરે ઘોડાપર સ્વાર થઇને સઘળો વ્યૂહ પુનઃ તપાસી વાળ્યો અને પાયદળ ઘોડેસ્વારો વગેરે સજ્જ છે કે નહિ તેની તપાસ કરી. મદદને માટે અલગ રાખેલા લશ્કરમાં પણ તે એક ફેરો ખાઇ આવ્યો. તે પાછો ફરીને સેનાને મોખરે આવ્યો ત્યારે તેણે જોયું કે દુશ્મનનું લશ્કર પણ પોતાની સામે યુદ્ધને માટે તૈયાર થઇને ઊભું હતું.

જોતજોતાંમાં પૂર્વ દિશામાં સૂર્યનાં કિરણો ફૂટયાં અને આરબ સરદાર બખ્તર અને આયુધોમાં સજ્જ થઇને પોતાના લશ્કરને મોખરે આવ્યો. રણધીર તેને પોતાની સામે આવીને ઊભેલો જોતાં જ મન્દ સ્મિત કરીને બોલ્યો: "યવન સરદાર! તારા સંખ્યાબંધ સરદારો પોતાનાં મસ્તિકને આ દેશમાં મૂકીને ગયા છે તે કદાચ તું ભૂલી ગયો હોઇશ અને તેથી જ તારા તાજા યુવાન્ લોહીથી આ સિંધુદેશની ભૂમિને તૃપ્ત કરવાને તું આવ્યો હોઇશ; તો ભલે! મારી મરજી છે કે તું જ યુદ્ધનો પ્રારંભ કર કે જેથી તારી હાર થતાં તને યુદ્ધની પૂરી તક ન આપવાનો દોષ મારે માથે ન રહે!"

મહંમદ રણધીરના શબ્દો સાંભળીને મન્દ સ્મિત કરીને બોલ્યો: "તારી મરજી સાચવવી તે હું મારી ફરજ સમજું છું, પણ મને તારા લશ્કરની દયા આવે છે, કારણકે, જો, તારા લશ્કર ભણી તું નજર કર! બિચારા માણસોનાં મ્હોં કેવાં બાયલાં અને નિસ્તેજ બની ગએલાં જણાય છે? માટે તું પોતે જ શરૂઆત કરી લે!"

રણધીરે તુરત જ ધનુષ્યની દોરીને કાન સુધી ખેંચીને એક તીર આરબ લશ્કરમાં ફેંક્યું. મંદિરના બૂરજ સામે નજર રાખી રહેલા સિંધી સરદારોએ બુદ્ધના મંદિરપરની ધ્વજાને વંદન કરી જય અપાવવાની પ્રભુસ્તુતિ કરી સેનાનીઓને યુદ્ધની આજ્ઞા આપી અને તુરત જ *નાલિકાસ્ત્રોના અવાજ તથા તીરોનો ફણફણાટ શરૂ થયો. મહંમદની પાસે મોટું લશ્કર હોવા છતાં દેખાવમાં તો તેણે સિંધી લશ્કરના જેવડું નાનું લશ્કર જ રાખ્યું હતું. આથી સિંધી

---

*બંદૂકના સરખાં ફોડવાનાં તે સમયનાં નાનાં હથિયારો.

સેનાનીઓ દુશ્મનને થોડા સમયમાં ઠાર કરી નાંખવાની હિંમતવાળા થયા હતા. શરૂઆતથી જ લડાઇએ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. લડનારાઓ મરણીયા થઇને દુશ્મન ઉપર તૂટી પડે તેવી રીતે બન્ને પક્ષો એક બીજા ઉપર પૂરેપૂરા જુસ્સા સાથે તૂટી પડયા. મહંમદ પોતાના લશ્કરમાં ફરીને લડનારાઓને હિંમત આપતો હતો, ત્યારે રણધીર લડાઇ શરૂ થયા પછી દૂર રહ્યો રહ્યો લડાઇને એક તમાશાની પેઠે જોઇ રહ્યો હતો ! નાના નાના સરદારો પોતાના હાથ નીચેની ટુકડીઓને વ્યવસ્થાસર રાખવામાં અને જો કોઇ મરણ પામે તો લશ્કરમાંથી તેને દૂર કરવામાં પૂરતી મહેનત લેતા હતા. પરન્તુ રણધીર તો સઘળું જોતો જ ઊભો રહ્યો હતો. તેનામાં હિંમત નહોતી, શૌર્ય નહોતું કે બળ નહોતું એમ કાંઇ નહોતું, પરન્તુ સિંધુદેશનું આખું રાજ્ય મુસલમાનોદ્વારા પોતાના હાથમાં લેવાની મહત્ત્વાકાંક્ષાનો જે કીડો તેના હૃદયમાં પેઠો હતો તેણે જ તેના સઘળા ઉમદા ગુણોને તેના કાળજામાંથી કોતરી ખાધા હતા ! મહત્ત્વાકાંક્ષાની સાથે મળેલો સ્વાર્થનો દુર્ગુણ કેટલી પાયમાલી કરી નાંખનારો છે ?! જે રણધીર એક ગરીબ કુટુંબમાં જન્મ પામ્યો હોવા છતાં દાહિરરાયથી પોષણ પામ્યો હતો, જે રણધીરને એક સાધારણ સિપાઇની નોકરીપરથી ચડાવીને દાહિરે એક સેનાપતિ બનાવ્યો હતો, એટલું જ નહિ પણ જે રણધીરને પોતાની પુત્રી લગ્નમાં આપીને નિરૂનનો રાજા બનાવવાનો દાહિરે સંકલ્પ કર્યો હતો, તે જ રણધીર આજે દાહિરને દગો દઇને દુશ્મનનો માણસ બનવામાં પોતાની મહત્ત્વાકાંક્ષાની સંપૂર્તિ માનતો હતો, તેથી વધારે મોટું દુર્ભાગ્ય બીજું શું હોઇ શકે ? આર્યાવર્ત ! ઘરમાંથી ફૂટીને દગો દેનારા દુષ્ટ સ્વજનોએ જ તને અત્યારે આ દુર્દશામાં મેલ્યું છે !

માત્ર એકાદ પ્રહરના યુદ્ધમાં તો મામલો વધારે જોરપર આવ્યો. આરબ લશ્કર બહુ આગળ વધી ગયું પરન્તુ સિંધીઓ પોતાના સ્થળેથી ચસક્યા નહિ. તેઓ એક સરખી હિંમત અને શૂરતાથી તીરનો મારો ચલાવ્યે જતા હતા. રણધીરે પોતાના આખા લશ્કરને આજ્ઞા આપી હતી કે મુસલમાનો ગમે તેટલા આગળ વધી આવે તોપણ તેઓએ પાછા હઠવું નહિ કે આગળ પણ વધવું નહિ. આ આજ્ઞા મુસલમાનોને આડકતરી રીતે મદદ આપનારી થઇ પડી. બપોર થતામાં મુસલમાનો બહુ આગળ વધી ગયા અને બન્ને લ-

સ્કરો લગભગ ભેટભેટા આવી જશે તેવો મામલો જોવામાં આવ્યો. તીર ઉપરાંત તલવારો પણ યુદ્ધમાં ઉમેરાય તેવો રંગ દેખાવા લાગ્યો.

બુદ્ધિમાન્ સઘળું યુદ્ધ મંદિરના બૂરજ ઉપર રહીને નિહાળ્યા કરતો હતો. મંદિરના ઘુમટ પર પ્રસરતી ધ્વજા વાયુમાં ઝૂલતી હતી, તે તરફ તે વારંવાર નજર કરી રહ્યો હતો. આરબ લશ્કર કરતાં પોતાનું લશ્કર વધારે બહાદૂરીથી લડતું હતું એમ તે જોઇ શક્યો હતો, પરન્તુ લશ્કરથી દૂર રહીને રણધીર સઘળું જોયાં કરતો હતો. નાના નાના સરદારોને પોતાના હાથ નીચેની ટુકડીઓની વ્યવસ્થા અમુક ધોરણ મુજબ રાખવા અથવા વ્યૂહમાં ફેરફાર કરવા જે સૂચનાઓ તેણે લશ્કરના મુખ્ય સેનાપતિ તરીકે કરવી જોઇએ, તે નહિ કરતાં તે અલગ રહેતો, તે બુદ્ધિમાનને રૂચ્યું નહિ. તેણે તુરત જ એક કાસદને સંદેશો આપવા માટે મોકલ્યો કે તેણે યોધાઓ અને સરદારોને ધૈર્ય આપવાનું તથા તેઓનો ઉત્સાહ વધારવાનું કામ કરવું જોઇએ. કાસદ યુદ્ધભૂમિ તરફ રવાના થયો.

બરાબર મધ્યાહ્ન થયો. સૂર્યનો સખ્ત તાપ અને યુદ્ધનો અપાર શ્રમ યોધાઓનાં અંગોપાંગને પ્રસ્વેદબિંદુઓથી તરબોળ કરી રહ્યો હતો. મુસલમાન લશ્કરનો એક છેડાનો ભાગ સિંધી લશ્કરની સાથે ભેળાઇ ગયો હતો અને તલવારો મ્યાનમાંથી બહાર પડી ચૂકી હતી. લશ્કરનો બાકીનો ભાગ પણ ભેટભેટા થઈ જવાની અણીપર હતો, એટલામાં કાસદે રણધીરસિંહ પાસે આવીને બુદ્ધિમાનનો સંદેશો કહી સંભળાવ્યો. રણધીરને ભાન આવ્યું. પોતે આમ કેવળ અલગ રહ્યાથી કદાચ ખુલ્લો પડી જશે એમ માનીને તેણે એક તેજદાર અશ્વ ઉપર સ્વારી કરી અને યુદ્ધ કરતા લશ્કરની તરફ અશ્વને મારી મૂક્યો. માત્ર થોડી પળોમાં રણધીરસિંહ પોતાના લશ્કરના ગોળાકાર વ્યૂહની મધ્યમાં આવીને ઊભો અને લડવૈયાઓને ઉત્સાહ ચડે તેવાં વચનોથી તેમને ઉત્તેજવા લાગ્યો.

પરન્તુ તે જ ક્ષણે બૂરજ પરની ધ્વજા ફરફરતી જોવામાં આવી નહિ ! ધ્વજાદંડ પણ નહોતો અને મંદિરનો ઘુમટ પણ ખંડિત થયો હતો. સિંધી લશ્કર ચમકી ગયું અને આગળ મારો ચલાવવાનું બંધ કર્યું. આરબો એકી સામટા સિંધીઓપર તૂટી પડ્યા અને બન્ને લશ્કરો ભેળસેળ થઇ ગયાં. સરદારો રણધીરની પાસે ગભરાટમાં દોડી આવતાં બોલ્યાઃ “સાહેબ! ધ્વજા એકદમ ઉતરી ગઇ કેમ? દુશ્મ-

નોનો મારો ચાલુ છે અને આપણો મારો બંધ કરાવવાનું કારણ શું?"

"તેનું કારણ હું જાણતો નથી; મંત્રીશ્વરને રૂચ્યું હોય તે ખરૂં." રણધીરે ઉતાવળે જવાબ આપ્યો.

"તો પછી ધ્વજા ચડયા વિના મારો ચલાવવાની આજ્ઞા આપો; દુસ્મનો આગળ વધતા જાય છે, આપણા લસ્કરની કત્લ થતી જાય છે."

"હું ધ્વજા ચડાવવાનું સૂચવવા માટે માણસ દોડાવું છું." રણધીર બોલ્યો.

"પણ અત્યારે એ વખત જ ક્યાં છે?" એક સરદાર બોલ્યો અને તે જ ક્ષણે "નાસો નાસો" ની બૂમો સંભળાઇ. આરબોના ધ્વનિ પણ શ્રવણગોચર થયા. રણધીર એકદમ અશ્વની સાથે પલાયન કરવા લાગ્યો અને સિંધી સરદારો તથા લડવૈયાઓ સેનાપતિને નાસતો જોઇને તેની પાછળ નાસવા લાગ્યા. આરબો નાસતા સિંધી લસ્કરની પૂઠે પડયા અને જે કોઇ હાથમાં આવ્યું તેઓને કાપીને પોતાનો માર્ગ કરતા કરતા દેવલના કિલ્લા સુધી પહોંચી ગયા.

રણધીરસિંહ અને તેની પાછળ નાઠેલા સૈનિકો કિલ્લાની અંદર પેસી ગયા અને તે સાથે જ દરવાજા બંધ કરવામાં આવ્યા. કેટલાક સિંધી સૈનિકો જેઓ ઘાયલ થએલા હતા તથા જેઓ નાસી જવા કરતાં રણભુમિમાં જ મરણ પામવાનું વધારે પસંદ કરતા હતા તેઓ આરબોની તલવારોના ભોગ થઇ પડયા. તેઓનાં ધડ અને મસ્તિકને પોતાના પગ તળે છૂંદતા અને કચરતા આરબો દેવલના કિલ્લા પાસે આવીને અટકયા. મહંમદ પોતાના અશ્વને મોખરે લાવીને બોલ્યો: "બહાદૂર લડવૈયાઓ! કાફરો હાર પામી ચૂકયા છે. તેઓમાં હવે લડવાનું બળ બિલકુલ રહ્યું નથી. માટે આપણે આગળ વધતાં જરા પણ થોભવાનું નથી; ચાલો, ચાલો, કિલ્લાને નિસરણીઓ લગાવો અને સઘળા લડવૈયાઓ એક પછી એક કિલ્લાની અંદર દાખલ થાઓ."

મહંમદના હુકમનો તાકીદે અમલ કરવામાં આવ્યો. લોઢાની બનાવેલી નિસરણીઓ કિલ્લાને લગાવીને આરબ યોધ્ધાઓ કિલ્લાપર ચડયા. કિલ્લાની અંદર લડવાની બીજી કાંઇ પણ તૈયારી રાખવામાં નિષ્ફળ નીવડેલા રણધીરસિંહ અને તેના સૈનિકો આરબોની સામે થઇ શકયા નહિ, તેથી થોડા વખતમાં આખું આરબ લસ્કર કિલ્લાની અંદર પેસી ગયું. દરવાજા તોડી નાંખવામાં આવ્યા. અને

થોડા વખત પહેલાં જે મહંમદ કિલ્લાની બહાર હતો તે અત્યારે પોતાના આખા લશ્કરની સાથે દેવલના કિલ્લાની અંદર આવીને ઊભો !

જે ઉંચા બૂરજવાળા મંદિરપર ધ્વજાદંડ હતો તે તરફ આખા લશ્કરને આગળ વધવાની મહંમદે આજ્ઞા કરી. બુદ્ધિમાન્ આ સમયે ગભરાએલી સ્થિતિમાં બૂરજપર જ ઊભો હતો. શું કરવું તે તેને સુજતું નહોતું. પોતે જે વખતે યુદ્ધનું નિરીક્ષણ કરી રહ્યો હતો તે વખતે એકાએક એક* તોપના ગોળાની પેઠે છૂટેલા પત્થરના મારાથી મંદિરના બૂરજનો કેટલોક ભાગ, તે ઉપરનો ધ્વજાદંડ અને ધ્વજા એ સઘળું ઉડી પડ્યું હતું. બૂરજ ઉપર ધ્વજા નહિ જોવાથી સિંધી લશ્કરમાં નાસભાગ થઇ અને ઘણું માઠું પરિણામ આવ્યું તે જોઇ બુદ્ધિમાન્ અતિચિંતાતુર બની ગયો હતો. ધ્વજાદંડનો જ નાશ કરવાનું દુશ્મનને ક્યાંથી સૂજી આવ્યું, તે ધ્વજાદંડ જ આપણા લશ્કરનું લક્ષ્યબિંદુ હતું તે દુશ્મન કેવી રીતે સમજી ગયો, એ સઘળો વિચાર કરવામાં બુદ્ધિમાનની બુદ્ધિ એટલી ગુંચવણીમાં પડી કે તે પોતાના મગજનું પણ ભાન ભૂલી ગયો. રણધીરની અસાવધતા માટે તેને જરા માઠું લાગ્યું, પરન્તુ તે બિચારો સરલ સ્વભાવનો વૃદ્ધ

*આ એક નવીન પ્રકારનું હથિયાર હોય તેમ જણાય છે કે જેનો ઉપયોગ તે સમયે યુદ્ધોમાં થતો હોવો જોઈએ. તેને 'પાષાણાસ્ત્ર' અથવા પત્થર ફેંકવાનું હથિયાર કહીએ તો ચાલી શકે. અરબ્બી ઇતિહાસોપરથી જણાય છે કે આ હથીઆર ઘણું મોટું હોવું જોઇએ. તેમાંથી તોપોમાંથી ગોળા છૂટે છે તેવી રીતે મોટા પત્થરો જોરથી છૂટતા હોવા જોઈએ. તેમાંથી છોડવામાં આવતા પત્થરોનો મારો કેટલો સખ્ત હશે, તે ધ્વજ, ધ્વજાદંડ અને મંદિરના ઘુમટને તોડી પાડવાની તેની શકિતપરથી સમજી શકાય છે. ખલીફાની માલેકીનું આ પાષાણાસ્ત્ર કે જેનું નામ અરબ્બી ભાષામાં 'અરૂસક' રાખવામાં આવ્યું છે તે ચલાવતાં ૫૦૦ માણસના બળની જરૂર પડતી અને તેમાંથી ઘણા જોરથી પત્થર છૂટતા. મંદિરની ઉંચાઈ ૪૦ હાથ, તે પરના ઘુમટની ઉંચાઇ ૪૦ હાથ અને ધ્વજાદંડની ઉંચાઇ પણ ૪૦ હાથની જણાવવામાં આવી છે. અને તેટલી ઉંચાઇસુધી જોરબંધ પત્થરને ફેંકી શકે તેવું તે સમયનું વિચિત્ર અસ્ત્ર આશ્ચર્ય પમાડે તેવું હોવું જોઇએ. આ અસ્ત્ર ચલાવનાર અધિકારીનું નામ જઉબત સાલમી હતું કે જેણે, જો ધ્વજાદંડને તે ન ઉડાડી મેલી શકે તો, પોતાના હાથ કાપી નાંખવાની સરત કરી હતી અને જો તે ઉડાડી મેલે તો મહંમદે તેને ૧૦ હજાર દીનારનું ઈનામ આપવાનું વચન આપ્યું હતું.

મંત્રી જાણતો નહોતો કે દુષ્ટ અને ફૂટેલા રણધીરની નીચતાનું ફળ એ પરિણામ હતું! પોતાની પાસેનાં માણસોને મંદિર નીચે ઉતરી જવાની આજ્ઞા કરતાં બુદ્ધિમાને કહ્યું: "ચાલો, મારા શૂરવીરો! હવે આપણું અહીં કામ નથી; મહા અનર્થ થયો છે. દાહિરરાયને હવે આપણો શું મ્હોં બતાવીશું? ચાલો, આપણે નીચે ઉતરીએ!"

એક જણ બોલી ઉઠયો: "પણ મહારાજ! યવનો તો મંદિરને ઘેરીને ઊભા છે, તેઓ મંદિરમાં પણ પેસવાની તૈયારીમાં છે!"

"શું? શું?" ડોળા વિકસાવતો અને શૌર્ય તથા ક્રોધના આવિર્ભાવથી કમ્પતો બુદ્ધિમાન્ બોલ્યો: "એ હરામખોરો આપણા પવિત્ર ધર્મનું પણ અપમાન કરવા ચાહે છે? ચાલો રણવીરો! રણમાં પડવાનો અતિ શુભ પ્રસંગ અત્યારનો જ છે, માટે જલ્દી ચાલો, વિલંબ નહિ કરો!"

બુદ્ધિમાન્ અને તેની સાથેનાં માણસો બૂરજપરથી ઉતરીને મંદિરમાં દાખલ થયા; ત્યાં એક આરબ સરદાર પોતાની સાથે પચાસ માણસોને લેઇને મંદિરના દ્વારમાં દાખલ થતો જોવામાં આવ્યો. બુદ્ધિમાન્ ત્રાડ મારીને બોલ્યો: "ઓ દુષ્ટ યવન! સબર કર; અમારા પવિત્ર મંદિરમાં જો તું પેસીશ તો તારા ટુકડા કરી નાંખીશ."

બુદ્ધિમાન્‌ની એ બમની સાથે જ મહંમદ લશ્કરમાંથી સૌની આગળ ધસી આવ્યો અને બોલ્યો: "અરે કાફીર! તારો આખો કિલ્લો અમારા તાબામાં આવી ગયો છે, છતાં પણ હજી તું તારા ધર્મને માટે મગરૂર છે. ચાલો, સિપાઇઓ! સૌ માંહે પેસો!"

મહંમદની આજ્ઞાની સાથે આખા લશ્કરનો ધસારો મંદિરપર થયો અને બુદ્ધિમાન્ તથા તેની સાથેના સિંધી લડવૈયાઓ મરણીયા થઇને ખુલ્લી તલવાર સાથે આરબો ઉપર તૂટી પડયા. મંદિર માંહેના સાધુઓ અને બીજાઓમાં પણ આ મામલો જોઇને શૌર્ય સ્ફુરી આવ્યું અને તેઓ પણ બુદ્ધિમાન્‌ની સાથે ભેળાયા. સિંધીઓ થોડા હોવા છતાં તુમુલ યુદ્ધ મચ્યું. બુદ્ધિમાન્‌ની વૃદ્ધાવસ્થા અત્યારે તરૂણાવસ્થાના રૂપમાં ફેરવાઇ ગઇ હતી. બકરાંઓની પેઠે જ તે દુશ્મનનાં માણસોને કાપ્યે જતો હતો. બીજાઓ પણ પૂરતા શૌર્યથી લડતા અને કપાઇને મરતા જતા હતા. સાધુઓનાં માથાં પણ મંદિરના દ્વારમાં શાલિગરામની પેઠે અહીં તહીં પડેલાં હતાં. બુદ્ધિમાનના અંગમાં કેટલાક ઘા થયા હતા અને તેમાંથી લોહી વહી રહ્યું

હતું; પરન્તુ પોતાના શરીરની તે સ્થિતિનું ભાન બુદ્ધિમાનને નહોતું ! બુદ્ધિમાનનાં થોડાં માણસો મોટા આરબ સૈન્ય પાસે ટકી શક્યાં નહિ. થોડી વારમાં તે સઘળાં કપાઇ ગયાં અને આરબોએ બુદ્ધિમા-માનને ઘેરી લેઇ, તેની તલવાર ઝુંટવી લેઇ, તેને પોતાનો કેદી બનાવ્યો, તથા મહંમદની આજ્ઞાથી તેને ઘાયલ અને બેભાન સ્થિતિમાં આરબ છાવણીમાં લેઈ જવામાં આવ્યો.

*   *   *   *   *

ત્રણ દિવસ સુધી દેવલ તોફાન અને રમખાણથી ઉછળેલું ને ઉછળેલું જ રહ્યું. દેવલનો વહીવટદાર જાહીન તો આરબ લસ્કર કિલ્લામાં પેઠું હતું, ત્યારથી નાસી ગયો હતો. રણધીર બુદ્ધિમાનને કેદ પકડાએલો સાંભળીને દેવલમાંથી ખસી જવાનું વાજબી માની થોડાં માણસો સાથે પલાયન કરી ગયો હતો. મેડ અને ચાંચીયા દરિયામાં ફાવી શક્યા નહોતા કારણકે મંદિરપરની ધ્વજાને લગતી બાતમીની સાથે દરિયામાં તરતા લસ્કરપર ચાંચીયાનો દરોરો થશે એ ખબર રણધીર તરફથી મહંમદને લડાઇની આગલી રાત્રે ગુપ્ત રીતે મળી ગયા હતા અને તેથી રાતોરાત તેણે આખું લસ્કર કિનારાપર ઉતારી લીધું હતું. મેડ અને ચાંચીયા કિલ્લામાં પેઠેલા આરબોની સાથે બહાદુરીથી લડયા પણ તેઓની સંખ્યા થોડી હોવાથી તેઓ કપાઇ ગયા. રણધીરના લશ્કરના થોડા સરદારો અને સિપાઇઓ પણ પૂંઠ બતાવાને નાસવા કરતાં મરણને વધારે પસંદ કરતા હતા તેથી તેઓ પણ આરબોની સાથે ઝનૂનથી લડયા, પરન્તુ પરિણામ આશાજનક નીવડયું નહિ. મોટું આરબ લસ્કર ગણ્યા ગાંઠયા સિંધીઓને કાપી નાંખવામાં હરેક પળે ફત્તેહમંદ થતું હતું અને દાહિરરાય સાથે સિંધના હિંદુ રાજ્યનો પણ અસ્ત થવા બેઠો હોય તેવાં અશુભ ચિહ્નો જણાતાં હતાં !

દેવલના તે બુદ્ધ મંદિરમાં વસતા સાધુઓને આરબોએ ઇસલામી ધર્મના ઝનૂનમાં કાપી નાંખ્યા હતા. ૭૦૦ સાધ્વીઓને કેદ કરી તેમનો માલ અસબાબ લુંટી લેવામાં આવ્યો હતો.* સઘળાં હિંદુ મં-

---

* 700 beautiful females, who were under the protection of Budh, were all captured with their valuable ornaments and clothes adorned with jewels. Four men at a time were admitted into the fort. Some say 400 men came in at once, and took away by force their ornaments. *Chach Namah.*

દિરો તોડી નાંખીને તેના જ પત્થરોવડે મસ્જીદો બાંધવાનો મહંમદે હુકમ આપ્યો. ઉંચા બૂરજવાળા બુદ્ધના મંદિરનો મીનારો તોડી નાંખવામાં આવ્યો, મંદિરમાંની મૂર્ત્તિઓને ફેંકી દેવામાં આવી અને તેને કેદખાનું બનાવી તેમાં દેવલમાંથી પકડેલા કેદીઓને ગોંધવામાં આવ્યા. તોફાન અને ધમસાણને લીધે જે મોટાં મોટાં મકાનો ખંડિત થયાં હતાં તે સઘળાં મંદિરના પત્થરવડે સમારવામાં આવ્યાં અને ચાર હજાર માણસોના આરબ લશ્કરને ત્યાં વાસ આપવામાં આવ્યો.

દેવલ ! સિંધના સુપ્રસિદ્ધ બંદર ! તારી દુર્દશા એક રાજદ્રોહીએ કરાવી ! તે સત્ય કોઇ પણ જાણતું નહોતું, પરન્તુ સર્વવ્યાપી પરમાત્માની ધ્યાનની બહાર પાપીનું પાપ નહોતું જ !

## પરિચ્છેદ ૯ મો.

### બ્રાહ્મણરાજનું ગૌરવ.

સિંહમૂછ, ભોરિંગમણિ, કરપીધન, સતી નાર,
તે જીવતાં પરકર નવ ચડે, ત્યમ ક્ષત્રી તલવાર.

**શામળ.**



દેવલનો કિલ્લો અને બંદર આરબોએ પોતાના તાબામાં લીધાં તેની ખબર મહંમદે દાહીરને લખી મોકલી અને સાથ એમ પણ જાહેર કર્યું કે સિંધુદેશ ઉપર જો ખલીફાનું વર્ચસ્વ કબુલ કરવામાં આવશે નહિ, તો પોતે સિંધમાં આગળ વધ્યાવિના રહેશે નહિ. મહંમદના આ સંદેશાએ દાહરનાં રોમને કંપાવ્યાં. દેવલનો કિલ્લો કબ્જે કરવામાં ફતેહ મેળવીને ગર્વિષ્ઠ બનેલા મહંમદને સિંધી સેનાની બહાદૂરીની પૂરેપૂરી ખબર આપવી, એવો નિશ્ચય દાહિરે કર્યો અને ગર્વ સાથે જણાવ્યું કે "બચ્ચા ! મારી તથા મારાં માણસોની થોડી ગફલતને લીધે તું જે નાની જીત મેળવી ગયો છે તેથી તું જરા પણ ફુલાઇશ નહિ; હું પોતે જ તારી સામે આવીશ અને તને સિંધુદેશની પવિત્ર રજમાં રગદોળીને પાવન કરીશ."

મહંમદે દાહિરનો જવાબ વાંચતાં જ પોતાની સેનાને હુકમ ફરમાવ્યો કે [૧]સિંધસાગરમાં વહાણો હંકારો અને નિરૂનનગર તરફ પ્રયાણ કરો. લશ્કરને જળમાર્ગે મોકલીને મહમદ થોડાં માણસો સાથે [૨]સીસમને પગરસ્તે નિરૂન તરફ જવાને રવાના થયો. છ દિવસ સુધી લાગલાગટ મુસાફરી કરીને મહંમદ નિરૂનની સીમમાં પડયો. નિરૂન પરગણું અત્યારે ભંડારકણ નામના એક સામાણીના હાથમાં દાહિરે સોંપ્યું હતું; પરન્તુ રણધીરનું લગ્ન થયા પછી તેને તે પરગણું સોંપવાનો દાહિરનો વિચાર ભંડારકણના જાણવામાં આવતાં તે દાહિર ઉપર ગુસ્સે થયો હતો. પોતાના હાથમાંથી નિરૂન લેઇને બીજાને સોંપવામાં આવે તેને પોતાનું એક અપમાન સમજતો હોવાથી મહંમદ કાસીમનું શરણુ લેવાનો તેણે મનથી નિશ્ચય કર્યો હતો. પોતાના નગર ઉપર મહંમદને લશ્કર સાથે ચડી આવેલો જોઇને ભંડારકણ તેનો સત્કાર કરવાને તેના પડાવની જગ્યાએ ગયો અને મહંમદની સમક્ષ અમૂલ્ય વસ્તુઓનું નજરાણું કરી પોતાની તાબેદારી દર્શાવી. મહંમદને તો તે જ જોઇતું હતું. વગર લડાઇએ નિરૂન તાબે થએલું જોઇને તેને આનંદ થયો, અને ભંડારકણને અભયવચન આપી તેના નજરાણાનો સ્વીકાર કર્યો.

નિરૂનમાં આરબોએ પોતાનો જયધ્વનિ ગજાવ્યો. મહંમદે સામાણી પાસેથી અમૂલ્ય નજરાણાં તથા કેટલીક સુંદર સ્ત્રીઓને ગુલામડીઓ તરીકે મેળવી. નિરૂનમાં બુદ્ધનું મંદિર હતું તેની બાજુએ મહંમદે એક મોટી મસ્જીદ બંધાવી. મસ્જીદની વ્યવસ્થા માટે એક ઇમામ નીમ્યો અને પછી તે સીવીસ્તાન તરફ જવાને નીકળ્યો. સીવીસ્તાન સિંધુ નદીની પૂર્વ દિશાએ આવેલું હતું.

આરબોનો આશ્રય લેઇને પોતાનો સ્વાર્થ સાધવામાં તત્પર થએલા ભંડારકણે પણ પોતાના એક નાના લશ્કરને સાથે લેઇને મહમંદની મદદ માટે તેની સાથે ફરવાનું અને એ રીતે એ આરબ સરદારની ખુશામત કરવાનું વાજબી માન્યું. નિરૂનથી ૩૦ કોસ દૂર મૌજ[૩] નામનો એક કિલ્લો હતો. સીવીસ્તાન અને મૌજમાં

૧ અસલી સિંધુ નદી; આ કથાના સમયમાં તેને મીહરાન, બહીદ-આગર, સીહૂન ઈત્યાદિ નામો પણ અપાયાં હતાં.

૨ ઘણું કરીને મંચર સરોવર પાસેનું સીસમ નામનું ગામડું.

૩ ઇલીયટ ચચનામાની[૧] એક પ્રતમાં આ ગામનું નામ બાહરાજ [illegible]

દાહિરના સ્વર્ગવાસી કાકા ચંદરનો પુત્ર *બ્રજરાજ રાજ્ય કરતો હતો. મહંમદે ત્યાંના હિંદુઓને સમજાવીને વશ કરવા માટે ભંડારકણુને બ્રજરાજના કિલ્લા તરફ એકલો રવાના કર્યો. તેણે સૌથી પહેલાં બ્રજરાજને ખબર કહેવરાવ્યા કે પોતે કેટલાક રાજદ્વારી કારણસર વાતચીત કરવાને આવે છે. નોકર તે ખબર બ્રજરાજને આપવા ગયો ત્યારે બ્રજરાજ પોતાના સેનાપતિની સાથે મહંમદની ચડાઇનો જવાબ કેવી રીતે આપવો તે વિષે મસલત કરતો રાજમંદિરમાં બેઠો હતો. નિરૂનનો સામાણી પોતાને મળવા આવ્યો છે તે ખબર સાંભળતાં જ બ્રજરાજને રોમેરોમે ઝાળ વ્યાપી ગઇ. નોકરને ઉત્તર આપતાં તેણે કહ્યું: “સામાણી કુળને કલંકિત કરનારા એ દુષ્ટને કહે કે તેં યવનોની મિત્રાચારી કરીને દેશદ્રોહ કર્યો છે તેથી તારૂં અપવિત્ર મ્હોં જાવાની બ્રજરાજની ઇચ્છા નથી.”

સેનાપતિએ નોકરને તેવો જવાબ લેઈ જતાં અટકાવ્યો અને બ્રજરાજને કહ્યું: “મહારાજ! આપના એ જવાબની કાંઈ પણ અસર નહિ થાય અને વળી તે શા કારણસર આપણને મળવા આવ્યો છે તે પણ આપણે જાણી શકીશું નહિ; માટે તેને અંદર આવવા દો, તેને પોતાની વાત કહેવા દો અને પછી તેને જે ધીટકાર આપવો હોય તે આપજો.”

બ્રજરાજ આંખોમાંથી રક્તધારાઓ વર્ષાવતો બોલ્યો: “અરે, પણ એ દુષ્ટનું મ્હોં જ આપણે શામાટે જોવું જોઇએ? યવન સરદાર તરફનો જ કાંઇ સંદેશો લેઇને તે આવ્યો હશે, એની મને ખાત્રી છે.”

“સાંભળીએ તો ખરા, તે શું સંદેશો લાવ્યો છે. આપણે જે જે જવાબ દેવા ઇચ્છીએ છીએ તે તેને મ્હોંએ જ દઇએ તો ઠીક.” સેનાપતિએ સમજાવ્યું અને બ્રજરાજે ભંડારકણુને અંદર આવવા દેવાની નોકરને આજ્ઞા આપી. થોડી પળોમાં તે બ્રજરાજની સન્મુખ આવીને ઊભો અને બ્રજરાજે તેનાથી હાથ મેળવી, આસન આપી, ઉપલકીયો સત્કાર કર્યો. બ્રજરાજ તેની તરફ એટલો બધો તિરસ્કાર ધરાવતો થયો હતો કે તેની સાથે વાતચીત કરવાની પણ તેની ઇચ્છા નહોતી, તેથી સેનાપતિએ જ વાતચીત ઉપાડી.

* ચચનામામાં તેનો ઉચ્ચાર ‘બચેહરા’ છે. ઇલીયટ તેને ‘બજ્રા’ કહે છે.

"મહારાજ આપને જોઇને આનંદ પામ્યા છે અને આપની વાતચીત સાંભળવાને ઉત્સુક થઇ રહ્યા છે."

સામાણીએ ચલાવ્યું: "બ્રજરાજજી! તમે જાણતા હશો કે દેવલનો કિલ્લો આરબોએ કબ્જે કરી વાળ્યો છે અને હવે તેઓ સીવીસ્તાન તરફ વળ્યા છે. મને પણ તેઓનું બળ જોઇને તેમનો આશ્રય લેવાની જરૂર પડી છે. આરબ સરદાર મહંમદ કાસીમે મને આપની તરફ મોકલ્યો છે અને કહેવરાવ્યું છે કે જો તમે ખલીફા સાહેબનું વર્ચસ્વ કબૂલ રાખશો અને તેમને લાયક નજરાણું કરશો તો તમને તેઓ તરફથી કાંઇ પણ ઇજા કરવામાં આવશે નહિ અને નહિતો દેવલના જેવી દુર્દશા બૌજ તથા સીવીસ્તાનની પણ થશે. બ્રજરાજજી! મારી તરફથી આપને એ સલાહ છે કે દાહિર આજકાલ બળહીન બની ગયો જણાય છે અને વળી પોતાનો દેશ સાચવવાનું તેને કાંઇ ભાન નથી; તેમ જ મુસલમાનો આખી દુનિયાના જૂદા જૂદા દેશોમાં પગભર થવા લાગ્યા છે અને આપણા મહાન્ જ્યોતિષીઓ પણ કહે છે કે સિંધ ઉપર ઇસલામી રાજ્ય થશે. સિંધને પણ કબ્જે કરવાની તેઓ પ્રતિજ્ઞા લેઇ બેઠા છે; તો સમયવર્તી બનીને તેઓનાથી મિત્રાચારી કરવી તેમાં જ લાભ સમાએલો છે."

ભંડારકણનું ભાષણ સાંભળતાં જ બ્રજરાજનું મગજ તપી આવ્યું. તેના છેવટના શબ્દો સાંભળવાનું તે સહન કરી શક્યો નહિ અને એકદમ ગર્જના કરતો બોલ્યો: "ઓ દુષ્ટ! દેશદ્રોહી! દાહિરરાયની નિંદા અને યવનોનું કીર્તિગાન કરનાર નરાધમ! ધિક્કાર હો તને અને સો વાર ધિક્કાર હો તને જન્મ આપનારી તારી માતાને! ઓ નરપિશાચ! સામાણીના પવિત્ર કુળમાં જન્મ લેઇને તેને ભ્રષ્ટ કરવા કરતાં તું પત્થર પડ્યો હોત તો જ વધારે સારૂં હતું! ઓ દુષ્ટ! સિંધના રાજવંશીઓ યવનોને તાબે થવા કરતાં રણમાં પડવાનું વધારે વાજબી માને છે તે શું તું જાણતો નથી? આખા સિંધની આહુતિ આપવી તે બહેતર છે, પરન્તુ ખલીફાનું વર્ચસ્વ કબૂલ કરીને જીવતા રહેવું તે પૂર્વજોની સો પેઢીઓને દુર્ગતિમાં નાંખવા જેવું કામ સિંધી રાજવંશીઓથી નહિ જ થાય! ઓ નીચ! ઓ બાયલા! આરબ સરદારને બ્હેકાવીને તેમને ઉત્તેજન આપવા કરતાં તને સિંધસાગરમાં પડીને આત્મહત્યા કરવાનું કેમ ન ગમ્યું?

મરણ પછી જે રાજ્ય ફના છે તે રાજ્યને માટે તેં દેશનો દ્રોહ કરવા જેવું પિશાચનું કામ કર્યું, એટલું જ નહિ પણ મને સમજાવવાને આવતાં પણ તું તારા મનમાં લજાયો નહિ ! જા, પાતકી ! અહીંથી સત્વર જા, નહિતો હું તારો ઘાત કરી નાંખીશ !" એમ કહેતાં જ ગુસ્સાથી તપ્ત થઇ ગએલા મગજવાળો બ્રાજરાજ ઉઠ્યો અને ખીંટીએ ભેરવેલી તલવાર લેવાને દોડયો, પરન્તુ સેનાપતિએ તેને તલવાર લેતાં અટકાવ્યો અને કહ્યું: "મહારાજ ! ગમે તેટલો નીચ હોવા છતાં પણ તે એક દૂત છે, તેનો ઘાત કરવો એ પાપકર્મ છે, માટે તેને જવા દો."

બ્રાજરાજનાં તિરસ્કારયુક્ત વચનો સાંભળીને ભંડારકણું અપમાનના રોષથી કમ્પ્યો, પરન્તુ પોતે બ્રાજરાજના મંદિરમાં હોવાથી કાંઇ પણ ન બોલતાં સીધો ચાલ્યો ગયો. બ્રાજરાજનો અને તેના રાજ્યનો હરકોઇ રીતે નાશ કરાવવાનું જ ચિંતવન કરતો તે રાજમંદિરમાંથી નીકળ્યો, પરન્તુ કાંઈ ખટપટ કર્યા વિના ત્યાંથી પાછા ફરવાનું તેને રૂચ્યું નહિ. મૌજ અને સીવીસ્તાનમાં સામાણીઓની વસતિ ઘણી મોટી હતી, તેઓને બ્રાજરાજની વિરૂદ્ધ ઉશ્કેરવાનો તેણે પ્રયત્ન કર્યો. પોતાના પરિચયવાળાં મોટાં મોટાં કુટુંબોમાં તે ફર્યો અને તેમને તેણે સમજાવ્યું કે "બ્રાજરાજ પોતે મહેલમાં ભરાઇ બેસીને આરબોને હાથે પ્રજાનો નાશ કરાવવા ઇચ્છે છે." સામાણીઓ આથી પોતાના રાજાની સામે ચીડાયા અને પોતાનો એક કુટુંબી (નિરૂનનો સામાણી) પોતાના હિતનું અને ખરૂં જ કહેતો હશે એમ તેઓ માની બેઠા. તેઓએ બ્રાજરાજને કહેવરાવ્યું કે "મહારાજ ! આરબો બહુ બળવાન્ છે, માટે તેઓની સાથે મિત્રાચારી કરવામાં જ લાભ છે. આપણે પવિત્ર હિંદુ ધર્મ પાળીએ છીએ અને ખુનખાર લડાઇઓમાં માણસોનાં લોહી રેડાય તે ધર્મને અપવિત્ર કરવા જેવું છે; માટે આરબ સરદારની સામે નહિ થતાં તેઓની સાથે મિત્રાચારી કરવામાં જ લાભ છે."

બ્રાજરાજને પોતાની પ્રજાનો આ સંદેશો સાંભળીને આશ્ચર્ય સાથે ખેદ ઉત્પન્ન થયો. તેણે પ્રજાને કહેવરાવ્યું કે આરબોની સાથે લડવું અને સિંધના હિંદુ રાજ્યનું રક્ષણ કરવું તે રાજા પ્રજા ઉભયની ફરજ છે. પ્રજાએ તે માન્યું નહિ અને ખુલ્લું જણાવ્યું કે "મહારાજ ! તમે તો તમારા રાજમંદિરમાં ભરાઇને બેસશો, પરન્તુ

અમારો ઘાણ નીકળી જશે, માટે પ્રજાના સંરક્ષણનો વિચાર કરો!"

અજરાજને એ બીકણ વિચાર કરવાનું ગમ્યું નહિ અને તેણે સામાણીઓના શબ્દોનો સ્વીકાર કર્યો નહિ. થોડા દિવસમાં મહંમદનું લશ્કર કિલ્લાની સામે આવીને ઊભું. અજરાજે પોતાનું લશ્કર આરબ સરદારના લશ્કરની ખબર લેવાને તૈયાર કર્યું. પોતાના સંરક્ષણના ભયથી થરથરતા અને ભંડારકણે બાયલાં બનાવી મૂકેલાં મનવાળા સામાણી પ્રજાજનો અજરાજની પાસે આવીને બોલ્યા: "મહારાજ! અમે છેવટને માટે કહીએ છીએ કે આરબ લશ્કરની સામે થવાનું છોડી દો અને અમારાં બાળબચ્ચાંના સંરક્ષણનો વિચાર કરો! મહંમદની પાસે હજારો માણસોનું લશ્કર છે અને તે કિલ્લામાં પેસતાંની સાથે જ અમારા વિત્તનો અને સ્ત્રી-પુત્રાદિનો નાશ કરવા લાગશે. આટલી મોટી પાયમાલીના બદલામાં આપ માત્ર તેની મૈત્રી કરશો તો કાંઇ પણ નુકસાન થશે નહિ."

અજરાજ બોલ્યો: "મારી પ્રજાના આવા બાયલા વિચારો જાણીને હું બહુ જ ખેદ પામું છું. તમારી હિંમત ક્યાં જતી રહી? આપણે આરબોને હરાવીને નસાડી મૂકીશું તેવો હિંમતભર્યો વિચાર તમે કોઇ કેમ કરતા જ નથી? આરબોને તાબે થવાનું પસંદ કરતાં તમારૂં સ્વદેશાભિમાન અને તમારૂં ધર્માભિમાન ક્યાં જતું રહે છે? મહંમદ કિલ્લામાં પેસીને તમારાં મંદિરો તોડીને મસજીદો કરશે તે તમને ગમે છે શું? મારા શૂરવીર પ્રજાજનો! દેશ અને ધર્મને માટે જાતનો ભોગ આપવામાં તમે કેમ આટલા પછાત રહો છો? જાઓ, તમે ડરતા હો તો હું કિલ્લાના દરવાજા બંધ કરાવીશ અને પછી યુદ્ધ કરીશ કે જેથી તમારો ભય કેટલેક અંશે દૂર થાય."

અજરાજે પોતાના લશ્કરને કિલ્લાની બહાર કાઢીને દરવાજા બંધ કરાવ્યા. મહંમદને સંદેશો કહેવરાવ્યો કે તેણે લડવાને તૈયાર થવું. ભંડારકણ, અજરાજે પોતાનું અપમાન કર્યું હોવાથી રોષભરેલી મુખમુદ્રા સાથે, સામો આવ્યો. અજરાજ પોતાના લશ્કરને મોખરે આવીને બોલ્યો: "ઓ દેશદ્રોહી! તું મારી સાથે લડવાને યોગ્ય નથી! તું કે જે હિંદુ હોવા છતાં મુસલમાનોનો આશ્રય લેઇને મુસલમાનો કરતાં પણ વધારે તુચ્છ હૃદયવાળો થયો છું, તેવા અધમજન સાથે લડીને હું મારા ગૌરવને હલકું પાડીશ નહિ, માટે જા, તારા સરદારને કહે કે, જો સીવીસ્તાનના શૂરવીર યોદ્ધાના હાથનો સ્વાદ ચાખવો હોય તો તે પોતે સામો આવે."

સામાણી આ શબ્દો સાંભળતાં જ બળું બળું થઇ રહ્યો. અજરાજે પોતાને વચનરૂપી કાતીલ ઘા માર્યો હતો, તે તે સમજી ગયો અને અજરાજ ઉપર દાંત પીસતો પાછો હઠયો. હવે મહંમદ જાતે પોતાના લશ્કરની સાથે સામે થયો. ભંડારકણના અપમાનથી મહંમદ પણ અજરાજ ઉપર ગુસ્સો થયો હતો અને તેથી લશ્કરને મોખરે આવતાં જ તેણે અજરાજના લશ્કરની સામે મારો ચલાવવા માંડ્યો જેનો જવાબ અજરાજના લશ્કરે પણ મહંમદના લશ્કરની સામે મારો ચલાવીને આપ્યો. પહેલે દિવસે તો બન્ને લશ્કરો એટલા જોરથી લડ્યા કે એક તટસ્થ માણસ કોનો વિજય થશે તેનો કાંઇ પણ નિર્ણય કરી શકે નહિ. બીજે દિવસે અજરાજના લશ્કરનો અર્ધો ભાગ કિલ્લાની અંદર પેસીને કોટની ઉપર રહી મહંમદના લશ્કરની સામે તીરોનો મારો ચલાવવા લાગ્યો, જેથી તેનું આખું લશ્કર કાયર કાયર થઇ ગયું. સિંધી લડવૈયાઓમાંના જેઓ કિલ્લાની બહાર હતા તેઓમાંના કેટલાક મરણ પામતા હતા, પરન્તુ કિલ્લાની અંદરથી લડનારાઓને કાંઇ પણ ઇજા થતી નહોતી, જ્યારે તેઓ મહંમદના લશ્કર ઉપર સહેલાઇથી મારો ચલાવી શકતા હતા. આથી બીજા દિવસની સાંજે મહંમદને પોતાનાં માણસોનું મોટી સંખ્યામાં મરણ થએલું જણાયું. હવે તે ચિંતામાં પડ્યો. અજરાજને કિલ્લાનો આશ્રય હતો અને પોતાને ઉઘાડા મેદાનમાં ઊભા રહીને લડવાનું હતું એટલે લડાઇનું પરિણામ શું આવશે તેની તેને મોટી ફીકર થવા લાગી. રાત્રે તંબૂમાં પોતાના સઘળા સરદારોને બોલાવ્યા અને તેઓની સલાહ માંગતાં કહ્યું: "મારા બહાદૂર સરદારો! અજરાજની સામે થઇને આપણે મોટી ચિંતામાં પડ્યા છીએ. તેનો કિલ્લો બહુ મજબૂત છે અને કિલ્લાની અંદરથી લડનારાઓ આપણને ઘણું મોટું નુકસાન કરે છે. જો થોડા દિવસ એમ ને એમ ચાલશે તો આપણું સઘળું લશ્કર કદાચ અહીં ને અહીં જ ખૂટી જશે."

સરદાર રશીદુદ્દીન બોલ્યો: "તો પછી આપણે યુદ્ધને બંધ કરીને કિલ્લાને ઘેરો ઘાલીને પડીએ."

"તેથી શું ફાયદો?" મહંમદે પૂછ્યું.

"કિલ્લાની અંદર ખોરાક પાણીનો ખૂટકો પડવા લાગશે એટલે અજરાજ પોતાની મેળે આપણા તાબામાં આવશે." રશીદુદ્દીને કહ્યું.

સ્વલ્પ વિચાર કરીને મહંમદ બોલ્યો: “ તેનું એક બીજું નુકસાન છે. કિલ્લાની અંદર કેટલો ખોરાક છે તે આપણે જાણતા નથી; કદાચ ચાર–છ માસ સુધી ચાલે તેટલો ખોરાક તેમની પાસે હોય, તો આપણને અહીં તેટલો વખત બેસી રહેવું પાલવે નહિ. ”

ઇમાદુદ્દીન નામનો બીજો સરદાર બોલ્યો: “ એમાં શું હરકત છે, નામવર ? આપણને કાંઇ ખોરાકની તંગી પડવાની નથી ! ”

“ પરન્તુ તેટલો વખત દાહિરને મોટું લસ્કર એકઠું કરવામાં મદદગાર થાય ખરો કે નહિ ? અને જો વળી બહારથી કોઈ સામો થાય તો આપણને ઘેરો ઉઠાવી લેવો જ પડે. ”

ભંડારકણ બોલ્યો: “ નામવર ! બીજી પણ એક અડચણ છે. કિલ્લાની અંદર જેટલા સામાણી છે તેઓ સઘળા આપણા ટેકામાં છે. ઘેરો ઘાલવાથી તેઓને જો ખોરાકની ખૂટ પડશે તો તેઓ આપણાપર ગુસ્સે થશે. ”

“ બરાબર છે; માટે ઘેરો ઘાલવાનો વિચાર તો માંડી જ વાળવો. હવે કાંઇ બીજી યુક્તિ શોધી કાઢો. ” મહંમદ બોલ્યો.

કોઇ પણ સરદારની બુદ્ધિ આગળ ચાલી શકી નહિ. સૌ એક બીજાના મ્હોં સામું જોવા લાગ્યા એટલામાં ભંડારકણ બોલ્યો: “ હું યુક્તિ બતાવું. કિલ્લાની બહાર બ્રજરાજનું જે કાંઇ લશ્કર છે તે ઘણું થોડું છે એટલે તેની પર ઓચીંતો હલ્લો લેઇ જઇને તેને પણ કિલ્લાની અંદર પેસાડી દેવું. ”

ઇમાદુદ્દીન હસતો બોલ્યો: “ દેખો, દેખો, યુક્તિ શોધી કાઢી ! થોડું લશ્કર કિલ્લાની અંદર રહીને લડે છે તેથી તો ત્રાસી ગયા છીએ અને સઘળું લશ્કર કિલ્લાની અંદર રહીને લડે, તો પછી આપણી કેવી કમબખ્તી થાય તેનો કાંઇ વિચાર કર્યો ? ”

રશીદુદ્દીન મહંમદના કાનની પાસે કાન લેઇ જઇને ધીમેથી બોલ્યો: “ નામવર ! આ હિંદુડાથી ચેતતા રહેવા જેવું છે હો ! અત્યારે તો તે આપણને આપણો પોતાનો જણાય છે, પણ તે જે કાંઈ યુક્તિ બતાવે છે તે આપણો પોતાનો જ નાશ કરનારી નીવડે તેવી છે, માટે મને સંશય પેદા થયો છે કે કદાચ એ કાફર આપણને ઠગવાને જ આપણો બનીને રહ્યો હોય અને ખરી રીતે કદાચ તે દુશ્મનનો માણસ પણ હોય ! ”

મહંમદે ડોકું ધુણાવીને સૂચવ્યું કે તે વાત પણ પોતાના ધ્યાનમાં જ છે, અને પછી ભંડારકણને પૂછ્યું: "બ્રજરાજનું લશ્કર કિલ્લામાં પેસાડી દેવાથી તો આપણાપર દુશ્મનો વધારે ભયંકર મારો ચલાવી શકે."

"નહિ, નામવર! આપ ભૂલો છો. તેઓ આપણા પર મારો ચલાવશે ખરા, પરન્તુ આપણે કોટની તદ્દન નજીકમાં જઇ પહોંચીશું એટલે તેઓ આપણને બહુ જ થોડી ઇજા કરી શકશે. કોટ ઉપર રહીને લડનારા દુશ્મનનાં માણસો આપણને વધારે ઇજા ત્યારે જ કરી શકે કે જ્યારે આપણે કોટથી દૂર હોઇએ. કોટની કેવળ નજીકમાં તેઓ મારો ચલાવી શકશે નહિ. વળી તેથી આપણને બીજો પણ લાભ થશે. કોટનાં બારણાં તોડવાનું કામ આપણે કરી શકીશું. અત્યારે કોટના સઘળા દરવાજા બ્રજરાજ સાચવી રહ્યો છે, તે કિલ્લામાં પેસતાં જ તે દરવાજા આપણા હાથમાં આવશે અને આપણે તેને તોડી નાંખીને માંહે પેસી શકીશું." ભંડારકણે કહ્યું.

ભંડારકણની આ યુક્તિ મહમંદને કાંઇક રૂચી ખરી, પરન્તુ પોતાના સરદારોને ભંડારકણની વફાદારી બાબત શક ગયો હોવાથી તે ખુલ્લી રીતે પોતાનો અભિપ્રાય દર્શાવી શક્યો નહિ, તેમ જ કઇ યુક્તિથી કામ લેવું તે બાબત કાંઇ નિર્ણય પણ તેણે કર્યો નહિ. એકાદ પ્રહર રાત્રિ જતાં તેણે મસલત ચલાવવાનું બંધ કર્યું અને સરદારો ચાલ્યા ગયા. મધ્ય રાત્રિએ તેણે પુનઃ પોતાના વિશ્વાસુ આરબ સરદારોને પોતાના તંબૂમાં એકઠા કર્યા અને ભંડારકણની યુક્તિ હાથ ધરવા જેવી છે કે નહિ તે બાબત સૌનો અભિપ્રાય પૂછ્યો. ભંડારકણ એક હિંદુ હોવાથી જે સરદારો વહેમાયા હતા તેઓ તેની તે યુક્તિની સામે પડ્યા અને બીજાઓને તે યુક્તિ વાજબી જણાઇ. મહંમદને પણ તે વાજબી લાગી હતી તેથી તેણે વહેમાએલા સરદારોને સમજાવ્યા અને બીજે દિવસે સ્હવારે કિલ્લાની બહારના લશ્કરપર હલ્લો કરીને તેને કિલ્લાની અંદર પેસાડી દેવું તથા કોટના દરવાજાનો કબ્જો લેવો એવું ઠરાવવામાં આવ્યું.

ભંડારકણ અને મહંમદ વચ્ચે જે વખતે વાતચીત ચાલતી હતી તે વખતે રશીદુદ્દીને મહંમદના કાનમાં કાંઇક ગુપ્ત વાત કહી હતી અને મહમંદે ડોકું ધુણાવ્યું હતું એ બનાવ ભંડારકણના

ધ્યાનની બહાર નહોતો. પોતા વિષે જ કાંઇ ગુપ્ત વાત રશીદુદ્દીને મહંમદનાં કાનમાં કહી હશે એમ તેણે અનુમાન કર્યું. તેનું અંતર્ સંકોચ પામ્યું. પોતે પોતાના દેશના હિંદુ રાજાને છોડીને વિદેશી અને વિધર્મી મુસલમાનોમાં ભળ્યો, છતાં તેનાથી ગુપ્ત ઘણું રાખવામાં આવે છે એમ જાણીને ભંડારકણના અંતરે તેને દંશ દીધો. ભંડારકણ દાહિરનો દુશ્મન નહોતો, પરન્તુ નિરૂન પરગણું રણધીરને સોંપવાની દાહિરે ઇચ્છા બતાવી હતી તેથી તે પરગણું પોતાના હાથમાંથી નહિ જવા દેવાને તે મુસલમાનોને આશ્રયે રહ્યો હતો અને તેમનો તે સંગી બન્યો હતો; પરન્તુ તેને હૃદય હતું. પ્રપંચો, અને કૂળાઓ ન સમજી શકે તેટલો તે મૂર્ખ નહોતો. ગુજરરાજની સામે અજમાવવાયોગ્ય યુક્તિ ભંડારકણે મહંમદને કહી સંભળાવી ખરી, પરન્તુ મહંમદે તે વિષે કાંઇ પણ અભિપ્રાય ઉચ્ચાર્યો નહિ, એટલે ભંડારકણ તુરત જ સમજી ગયો કે પોતાની યુક્તિ ઉપર વિશ્વાસની દૃષ્ટિથી જોવામાં આવતું નથી. રશીદુદ્દીને તે સંબંધે જ મહંમદના કાનમાં કાંઇક કહ્યું હશે, તે બદલ તેની ખાત્રી થઈ. મહંમદને મૂંગો રહેલો જોઇને તેનું મ્હોં ઉતરી ગયું. કાંઇ પણ નિર્ણય કર્યા વિના મહંમદે સરદારોને વિખેરી નાંખ્યા તેમાં પણ કાંઇ ગુપ્ત ભેદ સમાએલો હશે એમ ભંડારકણે માન્યું. તે પોતાના તંબૂમાં આવીને બિછાનામાં પડયો, પરન્તુ નિદ્રા આવી નહિ. અસ્વસ્થ બનેલા ચિત્તના ભાગ્યમાં નિદ્રા હોય જ કયાંથી ? અંતર્ની ગભરામણથી શરીરે ઘામ છૂટયો. પોતે મુસલમાનોની સાથે સંપૂર્ણ વફાદારીથી વર્તતો હોવા છતાં મુસલમાનો તો પોતાને દૂર જ રાખે છે તે જાણી તેને બહુ જ લાગી આવ્યું. કાંઇક પસ્તાવો થયો અને આવા કપટથી વર્તતા મુસલમાનો ભવિષ્યમાં પોતાને પણ સલામત રહેવા દેશે કે નહિ તે માટે ભય પેદા થયો. આ પ્રકારના અનેક વિચારોના વમળમાં તે ગોટવાયો. નિદ્રા આવતી નહોતી અને ઘામથી શરીર તરબોળ થઇ ગયું હતું તેથી તંબૂની બહાર એક ગાદી નાંખીને તે સૂઇ રહ્યો; પરન્તુ વિચારને ચગડોળે ચડેલું મગજ તો ન જ સૂતું. મધ્ય રાત્રિ થઇ એટલામાં પાસેના જ તંબૂ તરફ મહંમદનો એક અંગરક્ષક હાથમાં બળતા દીવા સાથે આવતો જણાયો. ગાદીપર સૂતાં સૂતાં ભંડારકણ તેને જોઇ રહ્યો. તે તંબૂમાં પેઠો અને તુરત જ બહાર નીકળ્યો અને બાજુના બીજા

તંબૂમાં ગયો. એ પ્રમાણે ચાર પાંચ તંબમાં તે ગયો અને બહાર નીકળ્યો એ ભંડારકણે જોયું, પરન્તુ પોતાના તંબૂ તરફ તે ન આવ્યો. થોડી વારે દરેક તંબૂમાંથી સરદારો નીકળ્યા અને તેઓ મહંમદના તંબૂ તરફ ગયા; અને કેટલીક વારે તેઓ પાછા આવ્યા. ભંડારકણના જાણવા બહાર મહંમદની યુક્તિ રહી નહિ. તે સમજી ગયો કે પોતાને દૂર રાખીને એકલા મુસલમાન સરદારોને જ મહંમદે મધ્ય રાત્રે કાંઇ સંકલ્પને માટે બોલાવ્યા હશે. પોતાની તરફ કેટલાક ગેરવિશ્વાસથી જોવામાં આવે છે તે ભંડારકણ હવે સમજી ગયો. તેનું અંતર્ પોતાની મૂર્ખાઇને માટે ભડભડ બળવા લાગ્યું. દાહિરને છોડીને મહંમદનો આશ્રય લેવામાં પોતે મોટી ભૂલ કરી હતી તે તે સમજ્યો અને અંતરૂથી બહુ પસ્તાયો.

બીજા દિવસનું પ્રભાત થયું. સૈન્યને તૈયાર કરવામાં આવ્યું. ભંડારકણ પણ પોતાના સૈન્ય સાથે તૈયાર થયો. તેનું મન હવે મુસલમાનોથી વધારે વાર ભેળાએલા રહેવા માટે ઉંચું થયું હતું, પરન્તુ તેવો કાંઇ દેખાવ તેણે થવા દીધો નહિ. સ્હવાર થતાં જ ભંડારકણને બોલાવીને મહંમદે કહ્યું: "વીર ભંડારકણ! આખી રાત વિચાર કર્યા પછી છેવટે મેં તમારી યુક્તિ પ્રમાણે જ આજે લડાઈ શરૂ કરવાનું નક્કી કર્યું છે."

"વારૂ." તેણે લુખ્ખો અને ટૂંકો જવાબ આપ્યો. આથી તેનું મન વધારે કંપાયમાન થયું હતું. પોતાની યુક્તિ જ છેવટે પસંદ કરવામાં આવી હતી, છતાં પણ મહંમદે પોતાને દૂર રાખીને પોતાના મુસલમાન સરદારોને એકઠા કરીને તે નિશ્ચય કર્યો હતો, તે કરતાં પોતાનું વધારે અપમાન બીજું કાંઇ પણ હોય એમ તે સમજી શક્યો નહિ.

તે દિવસે લડાઇની શરૂઆતમાં જ આરબ સરદારો બ્રાજરાજના લશ્કર ઉપર મોટો હલ્લો લેઈ ગયા. મોટા આરબ સૈન્ય પાસે બ્રાજરાજનું કિલ્લા બહારનું નાનું લશ્કર ફાવી ન શકે તે સ્વાભાવિક જ હતું. કિલ્લાપરના સૈનિકોએ દુશ્મનનાં માણસોપર તીરોની મુશળધાર વૃષ્ટિ કરી, પરન્તુ તેને ગણકાર્યા વિના આરબોએ પોતાનો હલ્લો ચાલુ રાખ્યો. મોટા આરબ લશ્કર નીચે છુંદાઇ જવાના ભયથી બ્રાજરાજના સૈનિકો કોટના દરવાજા ઉઘાડીને અંદર પેસી ગયા અને તુરત જ દરવાજા બંધ કરી નાંખવામાં આવ્યા. કિલ્લાપર ર-

હીને આખું લશ્કર લડવા લાગ્યું પરન્તુ આરબ સૈનિકો કોટની લગોલગ થઇ જતાં તેઓનો મારો નિષ્ફળ જવા લાગ્યો. કોટની અડોઅડ રહેલા લશ્કરપર કિલ્લા ઉપરથી લડનારાઓ કાંઇ પણ અસર કરી શક્યા નહિ અને તેઓની સઘળી મહેકત નિષ્ફળ જવા લાગી.

આરબોએ હવે કિલ્લાના દરવાજા તોડવાનું અને કોટમાં ગાબડાં પાડવા માટે મહેનત કરવાનું શરૂ કર્યું. દરમ્યાનમાં કિલ્લાપરના લશ્કરે આરબ લશ્કરના છૂટા છવાયા માણસોને ઉરાડી મેલવાનું ચાલુ રાખ્યું અને એ રીતે પણ આરબ લશ્કરનાં સેંકડો માણસો મરાયાં. મહંમદ પોતાનાં માણસોનું આટલું નુકસાન થતું જોઇને અને અજરાજને કાંઇ પણ નુકસાન ન થતું જોઇને ચીડાતો હતો અને "જલ્દી કોટ તોડી નાંખો" એવી બૂમો માર્યા કરતો હતો, પરન્તુ કોટ તેમ જ તેનાં બારણાં એટલાં મજબુત હતાં કે બહુ ઉતાવળે તેમ કરવાનું બની શકે તેવું નહોતું. કોટની અંદર એક નાનું ગાબડું પાડવાથી કે એકાદ દરવાજો ઉઘાડી નાંખવાથી કાંઈ પણ વળે તેમ નહોતું, કારણકે તેથી તો આરબો બહુ નાની સંખ્યામાં જ અંદર પેસી શકે અને અજરાજના સૈનિકો જેમ આરબો માંહે પેસતા જાય તેમ તેઓને કાપતા જાય એમ બનવાનો સર્વથા સંભવ હતો. આથી આખું લશ્કર ફક્ત થોડા સમયમાં કિલ્લાની અંદર દાખલ થઇ શકે એવી ગોઠવણ માટે એકી સાથે સઘળા દરવાજા તોડી નાંખવામાં આવે અથવા તો કોટનો થોડો સળંગ ભાગ તોડી પાડવામાં આવે તો જ આરબો સફળ થઇ શકે તેમ હતું.

ચાર દિવસની સતત મહેનત પછી આરબોએ કોટના ત્રણ દરવાજા તોડી નાંખ્યા અને બે સ્થળેથી કોટને તોડી પાડ્યો એટલે આરબોનું મોટું લશ્કર એકાએક કિલ્લામાં પેઠું. આરબ લશ્કરને સામો જવાબ આપવાને અજરાજ પોતાના લશ્કર સાથે સજ્જ થઇને ઊભો હતો. સેનાપતિ તથા સરદારોને તેણે હુકમ આપી દીધો હતો કે કેસરીયાં કરીને જ લડવાનું છે અને આરબોને મારી હઠાવવાના છે એટલું ધ્યાનમાં રાખજો. કિલ્લાની અંદર તુમુલ યુદ્ધ મચ્યું અને સેંકડો પ્રજાજનો પણ આરબોની તલવારનો ભોગ થઇ પડ્યા. આ વખતે ભંડારકણને સામાણીઓના બચાવ માટે મહંમદને બલામણ કરવાની જરૂર પડી કે "નામવર! કિલ્લાની અંદર પ્રજાનાં માણસોની [illegible]

ચલાવવામાં આવે છે તે સારૂં નથી, પરન્તુ તે વાજબી માનવામાં આવતું હોય તોપણ જે સામાણીઓ હોય તેઓપર તો આરબ સિપાઇએ ઘા કરવો નહિ એવો હુકમ આપે આખા લશ્કરમાં ફેલાવી દેવો જોઇએ. સામાણીઓને મેં આપણા પક્ષમાં મેળવેલા છે અને તેઓ પોતાના રાજાને બેવફા બનીને આપણો સત્કાર કરવાને તૈયાર છે, માટે તેઓનો બચાવ કરવો તે ખાસ જરૂરનું છે.”

મહંમદ ઇષત્ સ્મિત કરીને પોતાની ટુંકડી મૂંછોનું હાથવડે ગુંચળું વાળતાં બોલ્યો: “ભંડારકણ! કિલ્લામાં આખું લશ્કર અવ્યવસ્થિત હોય અને જે હિંદુ હાથમાં આવ્યો તેને મારવો, એવા નિયમે જ કામ લેવાતું હોય ત્યાં એકલા સામાણીઓને બચાવી લેવાનું કેવી રીતે બની શકે?”

“નામવર! જો એટલી સાવચેતીથી કામ ન લેવામાં આવે તો પછી જેઓ આપણા તરફ ભક્તિભાવ રાખતા હોય તેઓને લાભ શું?”

“જીવતા રહે તો જ લાભ મળે; આવા મારામારીના મામલામાં એવી સાવચેતી રાખવાનું કેમ બને?” મહંમદ મનમાં બરબડ્યો: “જે સામાણીઓ આજ બ્રાજરાજને બેવફાદાર છે બન્યા છે, તેઓ વખત આવ્યે આરબ સત્તાને પણ બેવફાદાર બનેં; માટે સામાણીઓની સત્તા અખંડિત રહેવા દેવા જેવી મૂર્ખાઈ આ આરબ સરદાર નહિ કરે!”

ભંડારકણ મૂંગો રહ્યો અને નિઃશ્વાસ નાંખતો ચાલ્યો ગયો: “છેવટે યવન તે યવન જ! પોતાની મદદમાં ઊભા રહેનાર સામાણીઓને પણ બચાવવાની તેણે ના કહી, તો વખત આવ્યે તે મને પણ કેમ જીવતો રહેવા દેશે? ઓ ભંડારકણ! એક બાળક કરતાં પણ વધારે ભયંકર મૂર્ખાઇ તેં આદરી છે! તારા જાતિબાંધવોને ઉંધું ચત્તું સમજાવીને તેં તારા પક્ષમાં મેળવ્યા પણ છેવટે તે બિચારાને બચવાની આશા તો થોડી જ છે! હાય! તારા પર વિશ્વાસ રાખનારા તે બિચારાઓનો પણ શું સૌની સાથે ઘાત થશે! ભંડારકણ! ભંડારકણ! સામાણીઓને ફોડતાં પહેલાં તારી જીભ કેમ કપાઇ ગઇ નહિ! આરબોને આશ્રયે જતાં પહેલાં તું કેમ ફાટી પડ્યો નહિ! જો આજે તારી દશા! તારા પર અવિશ્વાસની નજરથી જોવામાં આવે છે એટલું જ નહિ પણ

તારી વાંજબી માંગણીનો અનાદર કરતાં પણ વિચાર કરવામાં આવતો નથી! અરે પ્રભુ! હવે હું શું કરૂં? આ રાક્ષસોમાં રહેવું તે જાન ગુમાવવા જેવું છે અને દાહિર સાથે તો હું કયારનુંએ વૈર કરીને બેઠો છું!"

ભંડારકણ બહુ પસ્તાયો. ભવિષ્યની સ્થિતિના વિચારે તેને બહુ ગભરાવ્યો. તે ક્ષણે તે મહંમદ પાસેથી ચાલ્યો ગયો. બ્રજરાજના તિરસ્કારના શબ્દો સાંભરી આવ્યા. પોતાની ભૂલ આંખોની સામે આવીને ઊભી રહી અને ઉંડો વિચાર અંતરમાં ઉભરાયો.

## પરિચ્છેદ ૧૦ મો.

### બ્રજરાજનું મરણ.

And roused the vengeance blood alone could quell:
He rushed into the field, and, foremost fighting fell.

*Byron.*



મધ્ય રાત્રિનો ઘોર અંધકાર વ્યાપી રહ્યો છે. આકાશમાં ચંદ્ર નથી, ફક્ત તારાઓનો સમૂહ ચળકી રહ્યો છે. સીવીસ્તીનનો કિલ્લો આજે સમરાંગણ બની રહ્યો છે. જ્યાં ત્યાં કપાએલાં માથાં રઝળતાં પડયાં છે. ધડોના ઢગલામાંથી વહી રહેલાં લોહીની સાથે રસ્તાપરની ધૂળ મળી જવાથી થએલો કીચડ દુર્ગંધ મારી રહ્યો છે. ઘાયલ થઇને પડેલા અને મરણ પામતા કોઇ સૈનિકોના મુખમાંથી હાય–વોયની ચીસો સંભળાઇ રહી છે. દરવાજાપર ઘોંઘાટ મચાવી રહેલા આરબ સૈનિકોનો અસ્પષ્ટ ધ્વનિ કર્ણગોચર થાય છે. રાત્રિનો સમય હોવાથી પશુપંખી તો ન જ હોય, પરન્તુ શહેરમાં વસતાં મનુષ્યો પણ માર્ગપર ફરકતાં નથી! સર્વત્ર શૂન્યતા અને તેનો ભંગ કરી રહેલી મરણ પામતી ચીસો સિવાય કાંઇ જોવા કે સાંભળવામાં આવતું નથી. આ સમયે બ્રજરાજ પોતાના મહેલમાં શોકાતુર વદને બેઠો છે. સેનાપતિ તેની સમીપે તેની શોકાતુરતામાં ભાગ લેતો હોય તેવી રીતે શિર ઝુકાવીને બેઠો છે. થોડીવારે મસ્તક ઉંચું લેઇને સેનાપતિ બોલ્યો: "મહારાજ! આપ પોતે જ વિચારો કે ક્ષાત્ર જુસ્સાવાળા રાજવંશીઓએ ગમે તેવી મુશ્કેલીના વખતમાં

પણ મરણ પામવું તે શું હિતકર છે? તે કામ બાયલાનું છે. પોતોના મુલકની દુર્દશા આંખોએ જોઇને સહન કરી શકાતી ન હોય તે ખરૂં, પરન્તુ મરણ પામવાથી તે દુર્દશા ફેરવાઇ ન જતાં ઉલટું ભયંકર સ્વરૂપ પકડશે."

"સેનાપતિ! સેનાપતિ!" બ્રાજરાજ પોતાની રક્તવર્ણીય આંખો ફાડીને બોલ્યો: "તું ડાહ્યો છે અને તારા ડહાપણભર્યાં કથનને હું માન્ય રાખીશ; પરન્તુ તું મને કહે કે મારે જીવતા રહીને શું ઉપાય હાથમાં લેવો કે જેથી હું આરબોને પાછા હઠાવી શકું? લશ્કરનો મોટો ભાગ આજના માત્ર એક જ દિવસમાં મરણ પામ્યો છે તે તું જાણે છે. દુસ્મનો કિલ્લામાં પેસી ચૂક્યા છે. પ્રજાનાં માણસો પણ મોટી સંખ્યામાં મરણ પામ્યાં છે. આ વખતે હું જીવતો રહીને દુસ્મનોનો કેદી બનું, તે કરતાં મરણ પામું તે શું ખોટું છે?"

"ખોટું છે, મહારાજ! ખોટું છે. નર જીવતો હોય તો જ ભદ્રા પામે; મૂઆ પછી ન પામે."

"એવું નિર્બળતાસૂચક ભવિષ્ય કહીને તું મને લલચાવ નહિ; મને વ્યવહારૂ માર્ગ શોધી આપ; હું તારી સલાહ પ્રમાણે વર્તવા તૈયાર છું."

"કહું છું; આપ અધીરા ન થાઓ. મારો વિચાર એવો છે કે આપણે બુધીયાના મુલક તરફ જઇએ અને મને આશા છે કે કાકા કોટલ જેવો બહાદૂર રાજા આપણને મદદ આપ્યા વિના નહિ રહે. એને સ્વદેશનું અભિમાન છે અને વળી તેના હાથ નીચેના સરદારો પૂરેપૂરા શૂરવીર છે."

"સેનાપતિ!" બ્રાજરાજ શાંતિથી બોલ્યો: "પારકી આશાએ જીવવાનું તું મને શામાટે કહે છે? આપણા સીવીસ્તાનના કેટલાક સરદારો પણ આ વખતે આપણી મદદમાં ઊભા રહ્યા નથી; કદાચ દુષ્ટ ભંડારકણે તેમને ફોડયા હશે; તો પછી કાકાના આધારે રહેવું તે મને તો વાજબી લાગતું નથી."

"મહારાજ! તેમાં ગેરવાજબી કાંઇ જ નથી. મહંમદ સીવીસ્તાનમાંથી નીકળીને બુધીયા તરફ અવશ્ય જવાનો છે અને તેથી બુધીયાના સરદારો તેમ જ કાકા કોટલ આપણને અવશ્ય મદદગાર થશે અને આરબોને પાછા કાઢવા તૈયાર થશે."

"બહુ સારૂં, જા ત્યારે; રાણી તથા મારા માટે બે અશ્વો, એક તારા માટે અશ્વ અને જોઇએ તેટલાં હથિયારોની સામગ્રી તૈયાર

આવ: તારી સલાહ માન્ય રાખું છું." એમ કહી બ્રજરાજ રાણીવાસ તરફ જવા ઊભો થયો.

"સામગ્રી તૈયાર થતાં વાર નહિ લાગે; આપ તથા રાણી સાહેબ સત્વર તૈયાર થાઓ; આરબોને જાણવા દીધા વિના આપણે અંધારામાં જ છટકી જવાનું છે."

"નહિ, નહિ, સેનાપતિ! તું એટલી બધી કાયરતા દર્શાવ નહિ; આરબોના લશ્કરને પાર કરીને આપણે જીવતા નીકળીએ ત્યારે જ આપણા શૌર્યની પરીક્ષા થાય; માટે આરબો આપણને કળી જાય તેનો ભય રાખ નહિ. પણ રહે; નદી પાર કરવાને તરાપા તૈયાર છે? અત્યારે તે ચલાવનાર મળી શકશે?"

"ચલાવનાર નહિ મળે તો હું પોતે તૈયાર છું; અને તરાપાનો તો તોટો જ નથી." એમ કહીને સેનાપતિ ગયો. બ્રજરાજ રાણીવાસ તરફ વિદાય થયો.

* * * *

અરુણોદય થઈ ગયો હતો. સૂર્યનાં સોનેરી કીરણોનું દર્શન થવાને હજી થોડી વાર હતી. બ્રજરાજ, રાણી અને સેનાપતિ બખ્તરમાં સજ્જ થઇને પોતાના ચપળ અશ્વોને દોડાવતા ચાલ્યા જતા હતા. રાત્રે ને રાત્રે વિદાય થઇને અત્યારે તેઓ કિલ્લાથી દશ કોસ દૂર આવી ગયા હતા. આરબો તેમને ઓળખી શકે તે પહેલાં તેઓ કિલ્લાનું પાધર પસાર કરી ગયા હતા તેથી કોઇની પણ સાથે ઝપાઝપીમાં ઉતરવું પડ્યું નહોતું. અશ્વ ઉપર બેસીને ચાલતાં ચાલતાં બ્રજરાજે પૂછ્યું: "સેનાપતિ! બુધીયાના સરદારો અને કાકા કોટલ શૂરા અને પરદેશીઓના દુશ્મન તો છે જ; પરન્તુ દુષ્ટ ભંડારકણ તેમને પણ ફોડી ચૂકયો હશે તો?"

"કાકા કોટલ ફૂટે તેવો માણસ નથી."

"પરન્તુ સિંધુદેશના દુર્ભાગ્યે કદાચિત્ તેમ બન્યું હોય તો?" બ્રજરાજે પૂછ્યું.

"તોપણ આપણને બુધીયાના સરદારો તો અવશ્ય મદદ કરશે, મહારાજ!" સેનાપતિએ જણાવ્યું.

"ત્યારે આપણે કાકા તરફ જાસૂસ મોકલીને પુછાવ્યું હોત અને પછી આપણે નીકળ્યા હોત તો કેવું સારૂં હતું?"

"તેટલો વખત જ કયાં હતો ? રહવાર થતાં જ આપણું બાકી રહેલું નાનું લશ્કર દુશ્મનને હાથે કપાઇ જાત અને આપણી દુર્દશા થાત."

રાણી બોલી: "પાછળ ઘોડાના દાબડાના અવાજ આવે છે; કોઈ સાંભળો છો ?"

ત્રણે અશ્વ ઊભા રહ્યા. ત્રણે જણ સરવા કાન કરીને સાંભળવા લાગ્યા તો ઘોડાના દાબડાના અવાજ ખરેખર આવતા હતા. સેનાપતિ બોલ્યો: "મહારાજ! દુશ્મનો આપણું પલાયન કળી ગયા જણાય છે!"

બ્રજરાજ જુસ્સાદાર ખોખરે અવાજે બોલ્યો: "તોપણ શું ફીકર છે? આપણે દુશ્મનોની ખબર લેવાને તૈયાર જ ઊભા છીએ. તીરકામઠાં તૈયાર રાખો, તલવારો સંભાળો અને ઊભા રહો; હવે આપણે અહીંથી દૂર જવું નથી. તેમને નજીક આવવા દો."

પાછળ આવનારાઓની રાહ જોઇને ત્રણે જણ ઊભાં. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ દાબડા વધારે ને વધારે નજીક સંભળાતા ગયા; પરન્તુ બે કે ત્રણ ઘોડાના દાબડાના જ તે અવાજ હતા. સેનાપતિ બોલ્યો: "અવાજપરથી વધારે માણસો હોય તેમ જણાતું નથી." થોડી વારમાં બે અસ્વારો બ્રજરાજની તરફ ઘોડાપર દોડયા આવતા દેખાયા. તેઓ લગભગ નજીક આવ્યા એટલામાં તેઓમાંનો એક બોલ્યો: "ઓહો બ્રજરાજ!"

બ્રજરાજ ધાંટો કાઢીને તીર ખેંચતો બોલ્યો: "હા! દ્રોહી ભંડારકણ! તું જ મારી પાછળ પણ આવ્યો છે કે? લે દ્રોહી! તારી નીચતાનું ફળ!" એમ કહેતાં જ બ્રજરાજે તીર છોડયું અને ભંડારકણ તેથી વીંધાઇને ઘોડાપરથી દડી પડયો. તેની સાથેનો સ્વાર ભયંકર ચિત્કાર કરતો બોલી ઉઠયો: "હાં હાં! બ્રજરાજ! તમે ભયંકર સાહસ કર્યું છે."

"કેમ? તે ભંડારકણ નથી?" એમ બોલતો બ્રજરાજ તરફડતા ભંડારકણની પાસે ગયો. ભંડારકણમાં ચૈતન્ય હતું—ભાન પણ હતું. તે બોલ્યો: "બ્રજરાજ! તમે મને તીર માર્યું તે કાંઈ ખોટું કર્યું નથી. મારા જેવા દ્રોહીને મારી નીચતાનું તેવું જ ફળ મળવું જોઇએ; પરન્તુ અત્યારે હું પણ આરબ સૈન્યમાંથી નાસી છૂટવા માટે જ આ બાજુએ મારા માત્ર એક વિશ્વાસુ માણસ સાથે આવતો હતો. આરબોને આશ્રયે રહેવામાં મેં ભૂલ કરી હતી

એમ મને સૂજવાથી પૂર્ણ પશ્ચાત્તાપ સાથે હું તેઓમાંથી નાસી છૂટયો છું અને જો તમે મારી નાંખ્યો ન હોત તો તમને મદદ કરવાની જ મારી ઇચ્છા હતી !”

બ્રજરાજ નિઃશ્વાસ નાંખીને બોલ્યોઃ “પ્રભુ ! પ્રભુ ! તમારૂં ચિત્ત આ પ્રમાણે પરિવર્તન પામ્યું છે તેની મને ખબર નહિ હોવાથી જ મારે હાથે આ પાપ થયું છે ! ભંડારકણુ ! હું તમારી ક્ષમા ચાચું છું ! હું શું કરૂં ? તમારી પેઠે હું પણ દુઃખથી ઘેરાઇ ગયો હોવાને લીધે તમને દુશ્મન માનીને મેં ઘા કર્યો હતો.”

ભંડારકણુનાં આંતરડાં તીરથી વીંધાઇ ગયાં હતાં અને લોહી વહ્યું જતું હતું. તે બચી શકે તેવી આશા હવે રહી નહોતી. તેની સાથેનો માણસ બોલ્યોઃ “તેમાં આપનો શું વાંક ?”

એકાદ ઘડીમાં ભંડારકણે તે નિર્જન અરણ્યમાં પ્રાણ છોડયો અને અગ્નિસંસ્કાર કરવામાં વખત ગુમાવવાનું ઉચિત નહિ જણાવાથી સૌએ મળીને તેને ત્યાં ને ત્યાં જ દાટી દીધો, અને તેઓ આગળ ચાલ્યા. દ્રોહી, વૈરાંધ અને અવિચારી ભંડારકણુનું એ મરણ અન્ય કોઇના જાણવામાં પણ આવ્યું નહિ.

* * * * *

કાકા કોટલ એક સામાણી હતો અને બુધીયાનો સઘળો પ્રદેશ તેના તાબામાં હતો. બુધીયાના પ્રદેશનાં નાનાં મોટાં ગામ સરદારો અને વહીવટદારોના તાબામાં સોંપીને કાકા કોટલ તેનો કાર્યભાર ચલાવતો હતો. કાકા કોટલ પ્રચંડ શરીરવાળો, શૂરો અને દીર્ઘદર્શી રાજા હતો, પરન્તુ વ્હેમી હતો. દેવ–દેવીઓના ચમત્કાર અને જ્યોતિષ્ શાસ્ત્ર ઉપર તેને અત્યંત શ્રદ્ધા હતી. બુધીયાના પ્રદેશમાં પ્રવેશ કરતાં જ જૂદા જૂદા સરદારોએ અને રાજાઓએ બ્રજરાજનો સત્કાર કર્યો. બ્રજરાજે તેમને પોતાની સ્થિતિનું નિવેદન કર્યું અને જણાવ્યું કેઃ “હવે માત્ર કાકા કોટલ ઉપર જ મારો સઘળો આધાર છે અને તેની મદદ લેવા માટે હું મારી રાજધાની છોડીને આવ્યો છું.”

બુધીયાના સરદારો બ્રજરાજની સાથે જોડાયા અને તેઓ સઘળા કાકા કોટલ પાસે ગયા. બ્રજરાજે પોતાની સ્થિતિનું નિવેદન કર્યું અને આરબોને સિંધમાં આગળ વધતા અટકાવવા માટે હિંદુઓએ પ્રાણ જતાં સુધી લડવું જોઇએ એવી સૂચના કરીને તેને ઉશ્કેર્યો. કાકાના મનપર તેની કાંઇ અસર થઇ જણાઇ નહિ ! બ્રજ-

રાજે કહ્યું: "સિંધના શૂરવીર રાજા! તારાપર તો આખા સિંધની પ્રજાનો આધાર છે અને તું પોતે જ આમ નિર્બળ કેમ બની ગયો છે? આરબો આ વખતે સિંધમાં પેઠા, તો સિંધ અને હિંદ થોડા જ વખતમાં પરદેશીઓના હાથમાં ગયું સમજ. પછી સામાણી, લાખાણી અને વાણીઆ બ્રાહ્મણ સૌ કોઇ મુસલમાન થશે, સૌની સ્ત્રીઓ આરબોની ગુલામડીઓ થશે, દેશ વેરાન થશે, હિંદુ ધર્મનું નામ પણ નહિ રહે, ભગવાન્ બુદ્ધ અંધકારમાં ડૂબી જશે અને આર્યાવર્ત અધમ અવસ્થામાં આવી પડશે; માટે મારૂં માન અને કમર કસીને થા તૈયાર."

"બ્રજરાજ!" કાકાએ આસ્તેથી વચનો ઉચ્ચાર્યાં: "નક્કી છે કે આપણી સઘળી મહેનત નિષ્ફળ જવાની છે. આરબ લોકો સિંધ ઉપર રાજ્ય કરવાને જ સરજાએલા છે અને ઇશ્વરે પોતે જાહેર કર્યું છે કે સિંધુદેશ એક વાર વિદેશીઓના હાથમાં જશે જ."

"અરે, અરે! પ્રયત્ને કરીને સઘળું સાધ્ય છે, કાકા!"

"નહિ, નહિ, તેમ બને જ નહિ. હજી પરમ દિવસે જ એક વૃદ્ધ સંન્યાસી અહીં આવ્યો હતો અને તેણે પોતાનાં જ્યોતિષને લગતાં જૂનાં જૂનાં પુસ્તકો જોઇને પણ મને સિંધુદેશનું ભવિષ્ય કહ્યું હતું કે સિંધુદેશ આરબોના હાથમાં જશે અને આરબોની સાથે મિત્રાચારી રાખનારાઓ આબાદ થશે."

"અરેરે! વ્હેમી રાજા! તું વળી જ્યોતિષ્ ઉપર આધાર રાખીને ઉદ્યમને વિસારી મૂકનારો ક્યાંથી થયો? હશે, ભાઇ! જેવું અમારૂં ભાગ્ય!" એમ કહી બ્રજરાજ કાકાના દરબારમાંથી પાછો ફર્યો. બુધીયાના સરદારો અને રાણાઓ કાકાનો નિરાશાજનક ઉત્તર સાંભળીને હતાશ થઇ ગયા. બ્રજરાજનું અંતર્ નિરાશાના વાયુથી ફુદડી ફરતું હતું–ભ્રમતું હતું. શું કરવું તે કોઇને સૂઝ્યું નહિ. સૌ સીસમના કિલ્લામાં એકત્ર થયા. બ્રજરાજની પાસે તો કાંઇ પણ લશ્કર નહોતું, પરન્તુ બુધીયા રાણાઓએ પોતાનાં લશ્કરો એકઠાં કર્યાં. *સીસમનો કિલ્લો ઘણો મજબૂત હતો અને તેને આશ્રયે રહીને આરબો સાથે લડવાનો બ્રજરાજે નિશ્ચય કર્યો હતો. મહંમદ કાસીમ ફાૈજ અને સીવીસ્તાનના કિલ્લા લૂંટીને બુધીયાના તાબાના પ્રદેશમાં

* 'તુહફતુલ કીરામ' જણાવે છે કે સીસમનો કિલ્લો કાકા કોટલના પુત્રના હાથમાં હતો અને તેનો વહીવટ તે કરતો હતો.

જ બેઠો હતો. બ્રજરાજને તે દિશાએ નાસેલો સાંભળીને તે આગળ વધ્યે જતો હતો. એવામાં બ્રજરાજે સીસમના કીલ્લામાં લશ્કર એકઠું કર્યાના સમાચાર તેને કાકાએ જ આપ્યા! કાકાનો મહંમદે સત્કાર કર્યો અને તેના પ્રદેશને નહિ લૂંટવાનું તેને વચન આપ્યું.

થોડા દિવસોમાં મહંમદ પોતાના મોટા લશ્કર સાથે સીસમના પાધરમાં આવીને પડયો. બ્રજરાજે પોતાના રાણાઓ, સરદારો અને સેનાપતિઓને એકત્ર કર્યા અને જણાવ્યું: "સિંધના શૂરવીરો! હું મારો કિલ્લો છોડીને લશ્કર તથા મદદ મેળવવાની આશાએ બુધીયાના પ્રદેશમાં આવ્યો, પરન્તુ 'ઘરના ઉઠયા વનમાં ગયા, તો વનમાં લાગી આગ' એવી જ સ્થિતિમાં હું આવી પડયો હતો! કાકાએ મને નિરાશ કર્યો અને છેવટે તમે સઘળાએ એકત્ર થઇને મારી લાજ રાખી છે. યવનો આપણા આર્ય દેશમાં પેસે તે મને એકલાને જ નહિ પણ તમને, મને અને સૌ કોઇને હાનિકારક છે. તે લોકો આપણાં શાસ્ત્રોને, ધર્મને અને ઇશ્વરને નિંદે છે એટલું જ નહિ પણ હિંદુ સ્ત્રીઓને ગુલામડીઓ કરી, વટલાવી, તેમનું પાતિવ્રત્ય ભંગ કરવામાં જ પોતાનો વિજય સમજે છે. તેમની સત્તાને કબુલ કરનારાઓ પોતાના દેશનો દ્રોહ કરે છે અને તેથી કાકા કોટલ પણ દેશદ્રોહી ઠર્યો છે. તમે સઘળા ખરૂં ક્ષાત્ર ખમીર ધરાવો છો અને તેને સંપૂર્ણ રીતે દીપાવજો. આપણું લશ્કર દુશ્મનના લશ્કર કરતાં નાનું છે, પરન્તુ એક મરણીયો સો શૂરાઓને ભારે પડે છે તે તમે સઘળા સારી પેઠે સમજો છો. આજનો દિવસ છેલ્લો ગણીને, કેસરીયાં કરીને, મરણીયા થઇ દુશ્મનપર તૂટી પડજો; જીવતા રહીશું તો જય ભોગવીશું અને મરણ પામીશું તો સ્વર્ગની અપ્સરાઓને વરીશું. બન્ને રીતે આપણને તો લાભ જ છે; માટે તમારા દેશને સાચવવા, તમારા ધર્મને સાચવવા, તમારી સંપત્તિને સાચવવા અને તમારી દેવીસ્વરૂપ સ્ત્રીઓને તથા તેમના પાતિવ્રત્યને સાચવવા પૂરા જુસ્સાથી લડજો તથા તમારી સૌની એક માતા જે આર્યભૂમિ છે તેને દીપાવજો!"

બ્રજરાજના માત્ર થોડા શબ્દોએ સૌના દિલમાં જુસ્સાનું ઉષ્ણ જળ સિંચ્યું અને લડાઈ શરૂ થતાંની સાથે શસ્ત્રાસ્ત્રનો વરસાદ જ શરૂ થયો! બ્રજરાજ પોતે લશ્કરને મોખરે રહ્યો તથા રાણી અને સેનાપતિ લોઢાનાં બખ્તરો પહેરીને લશ્કરની ગોઠવણમાં ગુંથાયા. બીજા

રાણાઓ અને સરદારો પોતપોતાનાં નાનાં લશ્કરોને મોખરે આવીને ઊભા. પહેલા દિવસની સાંજે લડાઇ બંધ પડતાં આરબ સૈન્ય હિંદુ સૈનિકોથી કાયર કાયર થઇ ગયું. સિંધમાં પેઠા પછી હિંદુ સૈનિકોનું ખરેખરૂં ખમીર મહંમદે સીસમની લડાઈમાં જ જોયું અને બીજા દિવસની લડાઇનું શું પરિણામ આવે છે તે જોવાને તે આતુર બન્યો. ઘણી સંભાળ સાથે તેણે લશ્કરની ગોઠવણ કરી અને બીજા દિવસના પ્રભાતમાં યુદ્ધ શરૂ કર્યું. બ્રજરાજના સૈન્યની નાની સંખ્યામાં પહેલે દિવસે કેટલોક ઘટાડો થયો હતો અને બીજા દિવસના યુદ્ધને માટે જેઓ જીવતા રહ્યા હતા, તેમાંના કેટલાક ઘાયલ થયા હતા. વસ્તુતઃ આરબો સામે ટક્કર ઝીલવાને બ્રજરાજની પાસે આરબ લશ્કરના પ્રમાણમાં ઘણું જ નાનું સૈન્ય હતું, અને તેથી તેઓ આરબ સૈન્ય ઉપર મરણીયા થઇને તૂટી પડયા. બ્રજરાજ અને તેની રાણી પણ સેનાની મધ્યમાં રહી દુશ્મનોને પોતાનો હાથ બતાવવા લાગ્યા પરંતુ તે દિવસના સૂર્યાસ્ત સાથે બ્રજરાજ, રાણી, સેનાપતિ અને લગભગ આખું લશ્કર સમરાંગણરૂપી વેદીમાં હોમાઇ ગયું! હિંદુઓના અશ્રુઓની ધારા તેમાં આહુતિરૂપે પડી, સેંકડો કુટુંબો તેમાં હવિષાન્ન થઇને પડયાં અને જ્યાં ત્યાં આરબો તીડોના ટોળાની પેઠે વ્યાપી રહ્યા. બ્રજરાજની ઘસાઇ ભુંસાઈ જતી કીર્તિરેખા જ આજે માત્ર તેના નામનું સ્મરણ કરાવે છે!

## પરિચ્છેદ ૧૧ મો.

### રણધીરનું ઝનૂન!



દેવલના યુદ્ધમાં સખ્ત હાર ખાઇને રણધીરસિંહ અલોરમાં પાછો ફર્યો, તે સાથે જ સૌ કોઇનાં મ્હોં પડી ગયાં. આરબ સૈન્યને પાછું હઠાવીને વિજયડંકા સાથે અલોરમાં પ્રવેશ કરવાની અને તુરત જ રાજકુંવરીનો હાથ મેળવવાની રણધીરની અભિલાષા નિષ્ફળ ગઇ અને લગ્નોત્સવની ક્રિયાની ધામધુમ બંધ રહેવાની સાથે રણોત્સવની તૈયારીઓની સૌ કોઇએ આશા રાખી. સૂર્યદેવીનું મ્હોં પણ પડી ગયું અને પોતે પોતાના પ્રિયતમને મળશે ત્યારે તેનું વદન કેટલું ખિન્ન હશે તેની કલ્પના તેના હૃદયને વિશેષ દુઃખદાયિની થઇ

પડી; દાહિરના અંતરમાં નિરાશા પ્રવર્તી અને જ્યારે તેણે સાંભળ્યું કે મંત્રીશ્વર બુદ્ધિમાન્ દુશ્મનોના હાથમાં કેદ પડયો છે, ત્યારે તેના ખેદનો પાર રહ્યો નહિ. તેણે બહુ કલ્પાંત કર્યું અને રણધીરને ફરીફરીને પૂછ્યું કે "તે ચાણાક્ષ મંત્રી જ્યારે દુશ્મનોના હાથમાં સપડાયો છે, ત્યારે તમે લડાઇમાં પણ શું સાવધાનતા રાખી હશે?"

રણધીરે તે પ્રશ્નના ઉત્તરમાં દાહિરને સઘળી યોજના સમજાવી અને બુદ્ધના મંદિરની ધ્વજા તથા ઘુમટ પડી જવાથી આ સઘળો અનર્થ થયો છે, કારણકે તે ધ્વજાને અમે લડાઇ ચાલુ રાખવાનું નિશાન રાખ્યું હતું, એ સઘળું જણાવ્યું. દાહિરે તુરત જ લડાઇની તૈયારીઓ વધારે મોટા પ્રમાણમાં ચલાવવાની રણધીરને વરદી આપી અને મહંમદ આગળ વધતો આવે તે પહેલાં જ તેને માર્ગમાં જઇને અટકાવવો એવો નિશ્ચય કર્યો. પોતાના તાબાના સઘળા પ્રદેશમાં દુહાઈ ફેરવી દીધી કે જેઓનામાં લડવાની કાંઈ પણ શક્તિ હોય તેમણે પોતાની માતૃભૂમિના બચાવ માટે કંમર બાંધીને તૈયાર થવું. નાના નાના ખંડિયા રાજાઓ, સરદારો અને વહીવટદારોને હુકમ મોકલાવ્યા કે તેમણે પણ લશ્કરને સજ્જ રાખવું. આયુધશાળાના શસ્ત્રાસ્ત્રસંગ્રહ ઉઘડાવીને તેમાંના કટાઇ ગએલાં હહથિયારો સજાવી તૈયાર રાખવાની વરદી આપવામાં આવી. સર્વત્ર જાહેર કરી દેવામાં આવ્યું કે આજ સુધી આરબ સરદારોને પાછા કાઢવામાં કાંઇ મુસ્કેલી નડી નહોતી, પરન્તુ આ વખતનો સરદાર આગળ વધ્યો હોવાથી માથું મૂકીને લડવાનો વખત પણ આવશે, માટે સૌએ પોતપોતાની ગોઠવણમાં રહેવું.

રાજાનું ફરમાન બહાર પડતાં સર્વત્ર ઉત્સાહ પ્રસર્યો. "આરબ સરદાર ઘણું આગળ વધીને સિંધમાં પેસી ચૂક્યો છે તો હવે તેની સાથે ભેટો કરવાનો લાભ—યવનોના રક્તથી સિંધુનદીના જળને રક્તવર્ણમય બનાવવાનો લાભ હિંદુઓને મળશે" તેવા નવીન ઉત્સાહથી સિંધુદેશ ગાજી રહ્યો. મહંમદના કાન સુધી તે ઉત્સાહના પડઘા સંભળાયા, અને તેણે હજ્જાઝને બીજું ઘોડેસ્વાર તથા પાયદળ લશ્કર મદદ માટે મોકલી આપવાનો પયગામ મોકલ્યો. દરમ્યાનમાં તેણે દાહિરરાય તરફ એક જાસૂસ મોકલ્યો અને તેની સાથે એક સંદેશો મોકલ્યો. જે વખતે દાહિરરાયનો મુલક આરબોની સામે થવાને તનમનાટ કરી રહ્યો હતો, તે વખતે આ જાસૂસ અ-

લોરમાં આવી પહોંચ્યો. ઉગતા પ્રભાતની દાહિરરાયની કચેરીમાં પોતે હાજર થઇને આરબ સરદાર મહંમદ બીન કાસીમ તરફનો પયગામ રજૂ કરનાર છે એમ તેણે દાહિરને કહેવરાવ્યું. રોજ કરતાં તે પ્રભાતનો દરબાર વધારે દેદીપ્યમાન દેખાયો. દાહિર પોતાની પ્રતિભાનું દર્શન દુસ્મનના જાસૂસને કરાવવાને માટે વધારે મોટા ઠાઠ સાથે બેઠો. એક બાજુએ યુવરાજ જયસિંહ તથા કુમાર પુષ્પસિંહ અને બીજી બાજુએ નવું મંત્રીપદ લેનાર સિંહાકાર તથા સેનાપતિ રણધીરસિંહ બિરાજ્યા હતા. રણધીરની તેજસ્વી આંખ આખા દરબારમાં સર્વત્ર ફરી રહી હતી, અને સૌના મ્હોંપરના વિકારપરથી તેમના અંતરના વિચાર સમજી લેવાને મથન કરતી જણાતી હતી. એવામાં આરબ જાસૂસ કચેરીમાં પેઠો, અને સૌનાં નેત્રો આશ્ચર્ય અને ક્રોધના મિશ્રિત આવેશ સાથે તેની તરફ ખેંચાયાં. તે સીધો આવીને દાહિરરાયની સમીપમાં આવીને ઊભો રહ્યો. કોઇના મુખમાંથી કાંઇ પણ શબ્દ નીકળે તે પહેલાં તે બોલ્યોઃ "દાહિર!"

તે સંબોધન સાંભળતાં જ રણધીરની આંખ ફાટી! તલવારપર હાથ નાંખતો તથા કઠોર સ્વર કાઢતો તે બોલ્યો: "અદબથી, અદબથી!"

જાસૂસની આંખો રણધીર તરફ ખેંચાઇ, અને તેના મુખમાંથી પણ એક સરખા કઠોર સ્વરથી શબ્દો નીકળ્યા: "અદબ શું તે હું સમજું છું!"

રણધીર બોલ્યો: "ત્યારે શું નથી જાણતો કે તું સિંધુપતિ મહારાજા દાહિરરાયની સમક્ષ આવીને ઊભો છે? શું સિંધુપતિની સમક્ષ મસ્તિક પણ નહિ નમાવવા જેટલો તને ગર્વ ચડયો છે."

જાસૂસ બોલ્યો: "અય હિંદુ સરદાર! તું એકદમ આટલો આકળો શાને થાય છે? શું તું પણ એટલું નથી સમજતો કે હું તારા રાજાની પ્રજાનો એક શખ્સ નથી અને તેથી મારે માથું નમાવવાની દરકાર રાખવાની જરા પણ જરૂર નથી?"

આ ઉત્તર સાંભળતાં રણધીરને રોમે રોમે જ્વાળા વ્યાપી ગઇ હોય તેમ તેણે ભરકચેરીમાં પોતાની તલવાર ખેંચી અને તે ઉગામતાં દાહિરરાયની સામે નજર કરીને કહ્યું: "આજ્ઞા આપો મહારાજ! આ દુષ્ટ યવનનું નમન નહિ કરતું મસ્તિક હું આપના પગની રજને ચુમ્બન કરતું કરવા ઇચ્છું છું! સિંધુપતિની સમક્ષ પોતે એકલો

આંતીને ઊભો હોવા છતાં આવાં ગર્વિષ્ઠ વચનો કાઢનાર એ દુષ્ટનો ઘાત જ કરવો જોઇએ, મહારાજ ! સત્વર આજ્ઞા આપો, મારી તલવાર તૈયાર થઇ રહી છે ! ”

દાહિરે રણધીર તરફ પોતાનો હાથ લંબાવીને કહ્યું: “ સબુર કરો, રણધીરસિંહ ! એ દુષ્ટ યવનનો ઘાત કરવો તેવું જ તેનું વર્તન છે...... ”

રણધીર આકળો બનતો વચમાં બોલ્યો: “ તો પછી આજ્ઞા આપતાં વિલંબ શામાટે ?”

“ કારણકે તે એક જાસૂસ છે અને તેથી તેનો ઘાત કરવો એ આપણા રાજવંશીઓના ધર્મની વિરૂદ્ધ છે; અરે આરબ જાસૂસ ! જો તું એક જાસૂસ ન હોત તો આ કચેરીમંડપ તારા લોહીથી ભીંજાઇ ગયો જ હોત ! ”

જાસૂસ તિરસ્કારમિશ્રિત સ્મિત કરતો બોલ્યો: “ અને મારા મરણનું વૈર આરબો કદાપિ લીધા વિના રહેત નહિ ! મને મારવાથી તમારી જ પાયમાલીને તમે ઉંઘમાંથી જગાડી લેખાત !”

દાહિર ક્રોધ કરતો બોલ્યો: “ એ બકબકાટ હવે બંધ કર, અને બોલ, તું શું કહેવા આવ્યો છે? તને કોણે મોકલ્યો છે ?”

“ હું આરબ સરદાર ઇમાદુદ્દીન મહંમદ બીન કાસીમ સકીફી તરફથી પયગામ લેઇને આવ્યો છું કે તમારૂં દેવલબંદર અમે લઇ લીધું છે. ત્યાં ઇસલામનો જયજયકાર વર્તાઇ રહ્યો છે. નિરૂન પણ અમે અમારે કબ્જે લીધું છે. બ્રજરાજને મારીને સીવીસ્તાન અમે હાથ કર્યું છે. બુધીયાના સરદારોને હરાવીને કાકા કોટલને પણ અમારો આશ્રિત બનાવ્યો છે; માટે જો તમારે તમારૂં રાજ્ય અખંડિત રાખવું હોય અને જો તમારે તમારા જાન બચાવવા હોય, તો તમારે પણ ઇસલામનો આશ્રય લેવો અને એકદમ અમારા ફરમાનનો અમલ કરી જે શરતો ઠરાવવામાં આવે તે કબુલ કરવી એવો અમારા સરદાર તરફનો પયગામ છે અને જો તમે સામે થવા માંગતા હો, તો કાંતો મીહરાનને પાર કરીને તમે અમારી સામે આવો, અગરતો અમે તે પાર કરીને તમારી સામે આવવા તૈયાર છીએ. તમને પસંદ હોય તે માર્ગ તમારે માટે ખુલ્લો છે.”

પયગામ સાંભળતાં જ રણધીરનો પિત્તો એકદમ ઉછળી આવેશે જણાયો અને દાહિરના મુખમાંથી કાંઈ પણ શબ્દો નીકળે તે

પહેલાં જાસૂસને જવાબ આપતાં તે બોલ્યો: "જા, જા, તારા સરદારને કહેજે કે બીજાઓને તેં માર્યા કે વશ કર્યા હોય તેપરથી ફુલાઇને તું દાહિર જેવા સિંહની ગુફામાં પ્રવેશ કરવાની મૂર્ખાઇ કરીશ નહિ! અહીં શિયાળવાં ભરાઇ બેઠાં નથી પણ વનરાજો ગાજે છે, માટે શ્વાનની પેઠે અહીં તહીં વ્યર્થ ભટકવાનું મેલી દઇને જીવતો રહેવા માટે મીહરાનને પાર કરવાનો વિચાર છોડી દે અને પાછો ફર!"

દાહિર બોલ્યો: "નહિ, નહિ, રણધીરસિંહજી એમ ઉતાવળા નહિ થાઓ. આપણે આપણા મંત્રીઓની સલાહ લેઇને જ તેને ઉત્તર આપવો જોઇએ. મંત્રીશ્વર સિંહાકાર! તમે આ સંબંધે શું મત દર્શાવો છો?'

સિંહાકાર બોલ્યો: "મારો મત તો એવો છે કે તેઓ ભલે મીહરાનને પાર કરીને આ બાજુએ આવે. નદી પાર કર્યા પછી તેઓ પૂર્વ સિંધમાં કેદીની અવસ્થામાં આવી જશે, કારણકે હજાઝ તરફથી તાજા લશ્કરની મદદ તેમને મળી શકશે નહિ અને નદીની આ બાજુએ આવી ગયા પછી નાસી છૂટવાનો કાંઇ માર્ગ પણ તેમને માટે રહેશે નહિ."

સિંહાકાર પોતાનો મત દર્શાવી રહ્યા એટલે દાહિરે મહંમદ અલાફીનો મત પૂછ્યો, મહંમદે પોતાનો વિચાર જણાવતાં કહ્યું: "હું ધારૂંછું કે મહમદ મીહરાનને પેલે કીનારે રહે તેમાં જ આપણને લાભ છે, કારણકે પૂર્વ સિંધનો પ્રદેશ રસાળ છે અને તેથી તેનાં માણસોને પૂરતો ખોરાક મળશે, ઘોડાઓને પૂરતો ઘાસચારો મળશે અને વળી રસાળ પ્રદેશ જોઇને તે વધારે લલચાશે. પરન્તુ જો તેઓ પશ્ચિમ કિનારે જ રહેશે તો ખોરાકની અને ઘાસચારાની તંગીથી તેનું મોટું લશ્કર બચવા પામશે નહિ."

દાહિર બોલ્યો: "અને રણધીરસિંહજી! તમે શું ધારો છો?"

"મહારાજ! આ બન્ને સલાહો આપણા ભલા માટેની જ છે, પરન્તુ મારો મત તો તે બન્નેથી કેવળ ભિન્ન પ્રકારનો છે. આપણે આરબોને મીહરાન પાર કરવા દઇએ કે પાર કરીને તેઓની સામે જઇએ, એનો ખુલ્લો જવાબ આપણે શામાટે આપવો જોઇએ? આપણે કાંઇ બાયલા નથી કે નદી પાર કરી શકીએ નહિ અને બ્હીકણ નથી કે આરબો પૂર્વ સિંધમાં આવે તેથી આપણે

ડરી જઇએ. તો **મીહરાન** પાર કરવાની કે ન કરવાની પસંદગી આપણે આરબો ઉપર છોડવી જોઇએ. આપણે તો તેમને હઠાવવાને પૂરતા શક્તિમાન્ હોવાથી તેઓને ગમે તે માર્ગ તેઓ પસંદ કરે તેની સામે આપણે વાંધો દર્શાવવાની જરૂર નથી. પસંદગીનો લાભ હમેશાં નિર્બળ પક્ષને મળવો જોઇએ." આરબોની અનુકૂળતા સાચવવા ઇચ્છનાર દ્રોહી રણધીર બોલ્યો.

"બરાબર છે; મારો પણ એવો જ મત છે. આપણી પસંદગીનો માર્ગ ગ્રહણ કરીને આપણે કાયરતા દર્શાવવી નહિ જોઇએ. માટે અરે જાસૂસ ! જા, તારા સરદારને કહેજે કે અમે લડવાને તૈયાર છીએ, **મીહરાનને** પાર કરવાની બાબતમાં તમને પસંદ પડે તેમ કરો; તમે નદી ઓળંગતા હો તો અમે લડવા તૈયાર છીએ અને જો તમે ઓળંગવા ન માંગતા હો, તો અમે ઓળંગીને તમને હરાવવા માટે તૈયાર છીએ."

જાસૂસ તે જવાબ લેઇને ચાલ્યો ગયો. ક્ષણવાર સર્વત્ર મૌન્ય વ્યાપી રહ્યું. **સિંહાકાર** કાંઇક બોલવા જતો હતો, એટલામાં દાહિરે તેને ઇશારત કરી એટલે તે ચૂપ રહ્યો અને પછી તુરત જ કચેરી બરખાસ્ત કરવામાં આવી. **સિંહાકાર, મહંમદ અલાફી** અને રણધીરને રાત્રે રાજાના ખાનગી મહેલમાં આવવાની આજ્ઞા મળી.

*　　*　　*　　*

દેવલના યુદ્ધમાં હાર ખાઇને રણધીર પાછો ફર્યો હતો ખરો, પરન્તુ હજુ સુધી તેના શૌર્ય તથા રાજનિષ્ઠાને માટે કોઇને પણ શંકાગ્રસ્ત થવાનું કારણ મળ્યું નહોતું. વળી અધૂરામાં પૂરૂં તેણે કચેરીની વચ્ચે આરબ જાસૂસનો ઘાત કરી નાંખવાને પોતાનું કૃત્રિમ ઝનૂન એવી તો છટાથી બતાવ્યું હતું કે સૌ તેની વીરતાનાં વખાણ કરવા મંડી ગયા હતા. રાત્રે દાહિરરાયના ખાનગી રાજમહેલમાં બુદ્ધિમાન્‌ની પછી મંત્રીપદ ધારણ કરનાર **સિંહાકાર, મહંમદ અલાફી, રણધીર અને યુવરાજ જયસિંહ એકઠા થયા. થોડી વારે દાહિર પણ તેઓમાં ભળ્યો અને આરબોને હાંકી કાઢવાને હવે કયો માર્ગ લેવો તે સંબંધે મસલત ચાલી.**

**દાહિરે કહ્યું: "સિંહાકાર ! આ વખતે તો આરબો બહુ આગળ વધી ગયા ! ભંડારકણ ફૂટીને આરબોના પક્ષમાં પેઠો અને બજરાજ જેવો રાજવંશી કોહીનૂર ઉડી ગયો હોવાથી સીવીસ્તાન**

પણ દુશ્મનોના હાથમાં જઇને પડ્યું છે. બુધીયાના રાણાઓ મરાયા તથા કાકા કોટલ તો ઠંડો ગાર થઇને બેઠો છે। આ વખતે સિંધના શૂરાઓ આટલા ઢીલા કેમ થઇ ગયા છે તેની મને કાંઇ સમજણ પડતી નથી."

"હું અનુમાન કરૂં છું કે આરબોએ કાંઇક કપટનો આશ્રય લીધો હોવો જોઇએ." સિંહાકારે કહ્યું.

રણધીર બોલી ઉઠ્યો: "કપટ તો શું હોય? કપટ હોય તો કાંઇ જાણ્યામાં આવ્યા વિના રહે? આ વખતે આરબો પાસે સૈન્ય ઘણું મોટું હોવું જોઇએ એમ હું તો માનું છું."

"જ્યારે સૈન્ય મોટું હતું, ત્યારે તમે દેવલબંદરમાં કેમ તે મોટું જોઇ શક્યા નહિ, અને આપણા નાના લશ્કરવડે જ યુદ્ધની શરૂઆત કરી? વળી જો કપટ ન હોય, તો દેવલમાં ધ્વજાદંડ સંબંધી આપણી યોજના દુશ્મનોના જાણવામાં કેવી રીતે આવી હોય? એ તો નક્કી છે કે દુશ્મનના કોઇ માણસે તે યોજના જાણી હોય અને તેથી તેઓએ ધ્વજાદંડવાળો ઘુમ્મટ તોડી પાડવાનો નિશ્ચય કર્યો હોય."

આ બન્ને પ્રશ્નનો ઉત્તર આપતાં રણધીર મનમાં જરા અકળાયો. તે જરા ગુસ્સો દર્શાવતો બોલ્યો: "મંત્રીશ્વરજી! ત્યારે શું તમે એમ માનો છો કે આપણા કોઇ સિપાઇએ ફૂટીને ધ્વજાદંડની યોજના દુશ્મનને જણાવી હશે? શું સિંધના શૂરવીર યોધાઓપર તમે એટલો બધો ગેરવિશ્વાસ રાખો છો?"

સિંહાકાર રણધીરના ગુસ્સાની દરકાર કર્યા વિના બોલ્યો: "શું એમ બનવું સંભવિત નથી?"

રણધીરનું મગજ જરા વધારે તપ્યું; તે બોલ્યો: "ના; મહારાજા દાહિરરાયની કૃપાથી મારી દેખરેખ હેઠળ એક પણ સિપાઇ બેવફા નીવડવાનો સંભવ જ નથી; આવો સંશય પુનઃ દર્શાવશો નહિ, નહિતો સિપાઇઓ છેડાશે અને કહેશે કે શું અમારી વફાદારીની આવી હલકી ગણના કરવામાં આવે છે?"

દાહિરે આ ટપાટપીનો અંત આણવાને વચમાં કહ્યું: "હવે એ વાત જવા દો અને આપણે મુદ્દાની વાતપર આવો. આરબોને પાછા હઠાવવાને આપણે શું કરવું? લશ્કર તો મોટી સંખ્યામાં તૈયાર છે, પણ હવે સવાલ એ છે કે આપણે આપણા પ્રદેશમાં રહીને જ આપણો બચાવ કરવો કે આરબોની સામે જઇને મીહરાનના કીનારાપર પડાવ નાંખવો?"

મહંમદ અલારી બોલ્યો: "તેઓ આપણી સરહદ સુધી આગળ વધે એ આપણે માટે સલામત નથી, કારણકે તેમ થવાથી તેઓ વધારે પ્રદેશ કબ્જે કરતા જશે અને તેમના લશ્કરી બળમાં પણ તેથી વધારો થતો જશે; માટે અધવચથી જ તેમને પાછા કાઢવાને આપણે તેઓની સામે જવું અને મીહરાનને પાર કરીને તેઓ પૂર્વ કિનારે આવે તે પહેલાં તેમને મારી હઠાવવા."

રણધીરે કહ્યું : "તો પછી આપણે નદી ઓળંગવાની પસંદગી આરબો ઉપર રહેવા દેવાનો સંદેશો મોકલવો જોઇતો નહોતો. એ દુષ્ટ યવનોને આપણા કબ્જાના મુલક સુધી આગળ વધવા દેવા નહોતા તો પછી મીહરાનના પશ્ચિમ કિનારામાં જ મહંમદ કાસીમની કબ્ર થવી જોઇતી હતી, મહારાજ!"

"શાંત થઓ, રણધીરસિંહ!" રણધીરનું ઝનૂન જોઇને દાહિરે સ્મિતપૂર્વક કહ્યું.

"અને મહારાજ! હવે બહુ વિલંબ પણ કરવો જોઇએ નહિ; જ્યારે તેઓ બુધીયાના રાણાઓ અને કાકા કોટલને વશ કરી ચૂક્યા છે, તો હવે સિંધસાગરને પાર કરવાની તૈયારીમાં જ હશે. કાંતો તેમને પાર કરવા દો અને નહિતો આજ્ઞા આપો, હું લશ્કર લેઇને ચડી જઉં! સઘળી સામગ્રી તૈયાર છે. આપ પાછળ પધારજો. આપ મને આવી મળશો, ત્યારે એક હજાર આરબોનાં માથાં આપને ભેટ કરીશ એવી પ્રતિજ્ઞા લઉં છું! એ હરામખોરો શું વારે વારે ફાવી જશે? સિંધના શૂરવીરોને તાબે કરવા તે શું તેઓ બચ્ચાંના ખેલ સમજે છે? ઉડાવું આ સમશેરથી, નસાડું સિંધુદેશથી, તેઓને!" ઉત્સાહ અને ઝનૂનમાં આવી જતો રણધીર નેત્રો વિકાસતો અને તલવારપર હાથ નાંખતો ગર્જી ઉઠયો.

"બાપુ!" જયસિંહ પોતાના પિતાને સંબોધીને બોલ્યો: "પરન્તુ મને તો આપણી રાજધાની અને આપણો મુલક સાચવીને બેસી રહેવાનું જ વાજબી જણાય છે. જો આપણે સઘળા લશ્કરની સાથે તેઓની સામે જઇશું, તો પાછળ રાજધાનીનું અને રાજકુટુંબનું સંરક્ષણ શી રીતે થશે? લશ્કર વિદાય થયા પછી અલોરના ગઢમાં વસતિનો મોટો ભાગ સ્ત્રીઓનો જ રહેશે; તેમના સંરક્ષણનો કાંઇક વિચાર કરવો જોઇએ."

રણધીર જયસિંહને પરભાર્યો ઉત્તર આપતાં બોલ્યો: "જયસિંહજી! અલોરની સ્ત્રીઓ પણ વીરનારીઓ છે; દુશ્મનોની સામે કેમ લડવું તે તેઓ પણ સમજે છે! પણ અરે, અલોરના કિલ્લાપર ચડી આવવાની તાકાત જ કોનામાં છે?"

રણધીરના ઝનૂની ઉત્તર પાસે જયસિંહ દબાઈ ગયો. તેનાથી આગળ કાંઇ પણ પ્રશ્ન કરી શકાયો નહિ. દાહિરના મનમાં પોતાના ભવિષ્યના જમાઇ પ્રતિ વધારે પ્રશંસાની લાગણી પેદા થઇ. સૌ ચૂપ થયા એટલે દાહિરે સિંહાકાર તરફ નજર કરીને કહ્યું: "કેમ મારા શૂરા સરદાર! તમે કેમ આ મસલતમાં કાંઈ વિચારો જાહેર કરતા નથી?"

સિંહાકાર બોલ્યો: "આરબોની સામે જઇને તેમને અધવચથી પાછા કાઢવાનો વિચાર બરાબર છે, પણ મારા ધારવા મુજબ તે સિંધસાગરની આ બાજુએ આવે ત્યારપછી તેમની સામે જવું એ વિશેષ હિતકર છે. પરન્તુ અલોરના સંરક્ષણ માટે તો લશ્કર રાખવાનું વિસરી જવું જોઇએ નહિ."

મહંમદ બોલ્યો: "મને પણ તેમ જ વાજબી જણાય છે. રાજધાની અને રાજકુટુંબ સુરક્ષિત રહે તેનો વિચાર કરવો જોઇએ."

સર્વાનુમતે એમ ઠર્યું કે અલોરના સંરક્ષણને માટે બે હજાર સિપાઇઓનું લશ્કર રાખીને બાકીના સઘળા લશ્કર સાથે દાહિરે પોતે જ મહંમદની સામે જવા માટે વિદાય થવું. આરબોએ નદી પાર કરી હોય તો ભલે, નહિ તો પોતે તે પાર કરવી. સિંહાકાર, રણધીરસિંહ, મહંમદ અલાફી અને જયસિંહે પણ સાથે જવાનું ઠર્યું અને નાના કુમાર પુષ્પસિંહને અલોરમાં રાખવાનો નિશ્ચય કર્યો. અલોરના સંરક્ષણ માટેનું લશ્કર વૃદ્ધ સેનાપતિ ગંગાદીનસિંહના હાથ નીચે સોંપવાનું ધાર્યું. લગભગ મધ્ય રાત્રિએ સૌ વેરાયા. સિંહાકાર, રણધીર અને મહંમદ અલાફી લશ્કરને કૂચ કરવાનું ફરમાન આપવાને ગયા અને દાહિરરાય રાણીવાસમાં ગયો.

## પરિચ્છેદ ૧૨ મો.

### "ભલે રણ સંચરજો હોંશથી, રણઘેલા રાજવી !"



મધ્ય રાત્રિનો ધીમો અને ઠંડો વાયુ રાજદરબારના ઉદ્યાન માંહેનાં પુષ્પોપરથી વાઇને સુગંધિત થતો ત્વચાને શીતળતાનો અનુભવ કરાવતો હતો. પૂર્ણિમાનો ચંદ્ર મધ્યાકાશમાં વિરાજીને રજનીસુંદરીની શોભામાં વૃદ્ધિ કરતો હતો. સમસમ અવાજ કરતી નિશા પોતાના પ્રકાશપટને વિસ્તારતી અને કોઇ વસ્તુઓને તે પટમાં દાબતી તથા કોઇ વસ્તુઓને તેનાથી મુક્ત કરતી વેગભેર દોડી જતી હતી. તમરાંનો તીણો રવ રજનીસુંદરીને 'શાંત'નું અભિધાન આપતો અટકાવતો હતો. આ સમયે દાહિરરાયની પત્ની લાડીરાણી રાજમહાલયની આકાશિકાના એક ખૂણામાં પત્થરના એક આસન ઉપર બેઠી બેઠી અવનવા વિચારતરંગોમાં મશગુલ બની રહી હતી. દેશ ઉપર આવી પડેલી આફત, રણધીરસિંહનું હાર ખાઇને પાછા ફરવું, તેથી ઉત્પન્ન થએલો ભય અને શોક, એને લગતા વિચારો એક પછી એક તેના ચિત્તમાં આવ્યે જતા હતા. લાડીરાણી એક શૂરવીર રાજપત્ની હતી. વયમાં જેવી રીતે તે પ્રૌઢ હતી તેવી જ રીતે બુદ્ધિકૌશલ્યમાં પણ આગળ વધેલી હતી. પ્રસંગ પડયે દુશ્મનની સામે રણસંગ્રામમાં ઝઝુમવા જેવી હિંમત પણ તેનામાં હતી. સિંધુદેશ અને હિંદુ ધર્મ માટેનું તેનું અભિમાન પણ બહુ ઉચ્ચ હતું. આરબોને સિંધુદેશમાંથી પાછા કાઢવાને ગમે તેટલો ભોગ આપવાને તૈયાર થવું એવો તેનો દૃઢ નિશ્ચય હતો અને તેવી સલાહ પણ તેણે પોતાના પતિને આપી હતી. યુદ્ધકુશળ ઉપરાંત તે એક રાજકાર્યકુશળ સ્ત્રી પણ હતી અને તેથી દાહિરરાયને કોઈ કોઇ વાર રાજકાર્યમાં પણ તે સાહાય્યભૂત થઈ શકતી હતી. આ પ્રસંગે તે સ્થિર મનથી નજીક આવી લાગેલા યુદ્ધ વિષે જ વિચાર કરતી બેઠી હતી અને મંગળ સાથે અમંગળ પ્રસંગોની પણ કલ્પના કરીને આપત્તિ આવી પડતાં કેવી રીતે બચાવ કરવો, શું કરવું અને શું ન કરવું, તેને લગતા વિચારોની ગુંથણી ગુંથતી હતી.

દાહિરરાય પોતાના મંત્રીઓ સાથે મસલત ચલાવીને રાણીવાસમાં આવ્યો પણ શય્યાભવનમાં રાણીને ન જોતાં જ તે તુરત આકાશિકાપર ચડયો. તેણે રાણીને શાંત ચિત્તે વિચારમાં મશગુલ બેઠેલી જોઇ. તે નિદ્રાધિન નહોતી એમ તેના શરીરની સ્થિતિપરથી સૂચિત થતું હતું. તેની જાગ્રતાવસ્થાની વિશેષ સાક્ષી આપનારા શબ્દો તેના મુખમાંથી નીકળ્યાઃ

"રણધીરસિંહ ન ફાવ્યો તો કાંઈ ફીકર નહિ; તે શૂરો છે, પણ બિચારો સેનાપતિ તરીકે તો નવોસવો જ કહેવાય, એટલે તેની કાંઇ ભૂલને લીધે હાર્યો; પણ તેથી ચિંતાતુર શામાટે થવું? આ વખતે તો મારે રાજાજીને જાતે કહેવું છે કે તમે પોતે યુદ્ધની આગેવાની લ્યો" આગળ બોલતાં હૃદય ખમચ્યું પણ થોડી વારે પાછી વાગ્ધારા આગળ વાધીઃ "મારા સૌભાગ્યની મારે ચિંતા કરવી, તે તો કાયરપણું કહેવાય! રાજાનો ધર્મ જ છે કે તેણે જીવને જોખમે પ્રજાનું સંરક્ષણ કરવું અને આ વખતે તો જે સંરક્ષણ કરવાનું છે તે બહુ જ મહત્વનું છે! આરબો પરદેશી છે, પરધર્મી છે, એટલું જ નહિ પણ સ્વભાવના દુષ્ટ છે; હિંદુઓને વટલાવીને ઇસલામી બનાવવામાં તેઓ સ્વધર્મસેવા સમજે છે, આ દેશની સ્ત્રીઓને પોતાના દેશમાં ગુલામડીઓ તરીકે લેઇ જવા જેવી ક્રૂરતા દર્શાવતાં તેઓ પાછા હઠતા નથી, હિંદુ રાજ્યને સિંધમાંથી નાબુદ કરવાને તેઓનું આ સઘળું મથન છે; એવા અધર્મી, ક્રૂર અને જંગલી લોકોના પંજામાંથી હિંદુઓને બચાવવા—અરે સિંધુદેશની પ્રજા જે અમારા આશ્રય તળે છે તેનું સંરક્ષણ કરવું તે શું એક રાજા તરીકે અમારો મુખ્ય ધર્મ નથી? ભલે જાતનો ભોગ આપવો પડે, ભલે સૈનિકોનાં શિર રણભૂમિમાં ઉછળે, ભલે મારા સૌભાગ્ય ઉપર આપત્તિ આવે (પ્રભૂ એવું ન કરો!) ભલે રાજ્યની સંપત્તિનો અને અમારા જાતીસુખનો તેમાં ભોગ આપવો પડે, પણ એ દુશ્મન પ્રજાને તો આ દેશમાં પેસતી અટકાવવી જ! એક ભૂલ થઇ છે; રણધીરસિંહને પહેલાં ન મોકલ્યો હોત અને રાજાજી જાતે જ ગયા હોત, તો કેટલું સારૂં હતું? એ દુષ્ટોને દેવલબંદરના દરિયામાં જ મારા પતિ ડુબાવી દેત અને ભવિષ્યની ચિંતામાંથી મુક્ત થાત; પણ હશે, દુશ્મનોના ભાગ્યમાં આટલો થોડો વિજય મેળવ્યા પછી મરણશરણ થવાનું લખ્યું હશે તે કેમ મિથ્યા થાય?"

દાહિરરાયના પગ પત્થરની નિઃસરણીના છેલ્લા પગથિયા ઉપર સ્થિર થઈ ગયા. તે ગુપ્ત રીતે રાણીના સઘળા શબ્દોને શ્રવણ કરી રહ્યો અને ચૂપ ઊભો રહ્યો. રાણીના મુખમાંથી વધુ કાંઇ સંભળાયું નહિ. વળી થોડી વાર રહીને તે બોલી: " રાજાજી દુશ્મનની સામે જાય, તો પછી રાજકુટુંબના સંરક્ષણને માટે કેમ કરવું તે એક વિચાર થઇ પડશે. રાજાજી જાય તો જયસિંહ પણ તેમની સાથે જ જવાનો; બીજા મંત્રીઓ અને રણધીરસિંહ પણ જશે; અહીં કોઇ રહેશે કે નહિ તે એક સવાલ છે, પણ કોઇ નહિ રહે તોપણ શી ચિન્તા છે? શું અલોરનગરની વીરનારીઓ એ મૂઠીભર આરબોનો કચ્ચરઘાણ કાઢવાને બસ નથી? શું તેઓનું રક્ત ચૂસી લેવાને સિંધની એ જોગણીઓનાં કરાળ મુખ પૂરતાં નથી? એ આરબ સરદાર મહંમદ કાસીમના કાળજાને તો હું એકલી જ મારા વિષમય તીરથી વીંધી નાંખીશ અને આરબ લશ્કરને રણમાં રગદોળીશ! ઓ ચંદ્ર! ઓ તારાપતિ! તું પોતે સાક્ષીભૂત રહેજે—મારા આ શબ્દોને ખરા ઠરાવી બતાવવાને હાજર રહેજે અથવા તો આકાશમાં ગુપ્ત છુપાઇને જોજે કે આ શૂરી રાજપત્ની દુશ્મનનાં કેટલાં કાળજાંને ખેંચી કાઢીને સિંધુદેશના ભૂખ્યા કૂતરાને ખવડાવે છે, અને આ ભારતવર્ષમાં એક વાર સ્ત્રીઓએ પણ પોતાની વીરતા દર્શાવી હતી તેનું શુભ સ્મારક મેલી જાય છે! " એટલું બોલતાંમાં રાણી જુસ્સામાં આવી ગઇ. પોતે અત્યારે જાણે કે મહંમદ કાસીમની સામે તીર ફેંકવા ન જતી હોય તેમ આસનપરથી તે સત્વર બેઠી થઇ અને તેના શરીરની ઉશ્કેરાએલી—તીર ફેંકવાને સહસા પ્રેરિત થએલી નસો તેના હાથને ધનુષ્ય પકડીને તીર ફેંકવાની રીતિ મુજબ ગતિ કરાવવા લાગી. તે ક્ષણે ક્ષાત્ર જુસ્સો તેના આખા શરીરમાં ધમધમી રહ્યો હોય તેમ જણાતું હતું. ચંદ્રના પ્રકાશમાં દાહિરરાય જોઇ શક્યો કે તેના પગ અને હાથ જુસ્સાથી કંપિત થતા હતા. તે સત્વર રાણીની પાસે દોડી ગયો અને તીર ફેંકવાની પેઠે હાથ કરીને ઊભેલી રાણીના બન્ને બાહુને પાછળથી જ પોતાના હાથવડે પકડી પાડતો તથા મન્દ સ્મિત કરતો બોલ્યો: " હાં હાં રાણી! અહીં ક્યાં મહંમદ કાસીમ છે કે તેની સામે તીર ફેંકવાને ઊભાં થયાં છો? "

સ્વામીને સહસા આવેલા જોઇને તે વીરનારી કિંચિત્ લજ્જિત

થઇ, પરન્તુ હજી તેનો જુસ્સો શમ્યો નહોતો. તે બોલી: "નાથ! ત્યારે એ દુષ્ટ ક્યાં છે?"

"બહુ દૂર છે; હજી સીવીસ્તાનની આસપાસમાં છે." દાહિરરાયે જવાબ આપ્યો.

"પણ તે ચંદ્ર જેટલો દૂર તો નથી ને? આ સામે ચંદ્ર દેખાય છે તેટલો દૂર તે નાસશે, ત્યાંસુધી તો હું મારા વિષમય તીરથી તેના કઠોર કાળજાને વીંધી નાંખીશ, નાથ!"

"ધન્ય છે, રાણી! તમારી વીરતાને ધન્ય છે! પણ હવે જરા વીરતાને શમાવો અને અમને રજા આપો કારણકે પ્રભાતે અમે તમારાથી છૂટા પડીશું!"

"હજી પ્રભાતે? અહો! અત્યારે જ એ દુષ્ટોની સામે તમે કેમ દોડી જતા નથી? અમારા વિરહને ગણકારશો નહિ; અમારા સંરક્ષણની ચિંતા કરશો નહિ; અમે અમારા જ બળથી અમારૂં સંરક્ષણ કરીશું અને સિંધુદેશની કીર્તિને વિશેષ ઉજ્જવલ બનાવીશું; નાથ! એમાં રજાની શું જરૂર પડતી હશે કે? પધારો, રણક્ષેત્રમાં સત્વર પધારો, સ્વામિન્! તેમાં મારી રજાની કાંઇ જ જરૂર નથી; પણ હા! મારા રણઘેલા પ્રિયતમને હું આશીર્વાદ તો આપીશ."

રાણી પોતાના જુસ્સામાં જ તીણા મધુર સ્વરથી ગાવા લાગી: ગાનના શબ્દરૂપી પુષ્પોથી સ્વામીને વધાવવા લાગી:

* "ભલે રણ સંચરજો હોંશથી,
"રણઘેલા રાજવી! ટેક.

"રણ ઉત્સવનાં દૂહાડા આવ્યા, જાણું દીવાળી દન,
"બિરદ બતાવ્યા ટાણું આવ્યું, વાધે હરખ મુજ મન રે...ભલે.
"ક્હો તો ત્યજી દઉં રાણીવાસને, કરૂં રણવાસે સાથ,
"ક્હો તો સજું હથિયાર હું હાથે, કંકણ બદલે, નાથ રે...ભલે.
"ઘૂમું રણે ખખડાવી ખાંડું, ગજવું પ્રલયનાં ગીત,
"વ્યોમ વિષેથી વરસાવું વીજ, અરિપર મેળવું જીત રે...ભલે.
"તેજ વિષે જોગણીનાં ખપ્પર, ઝીલે કોટી લાખ,
"ચૂસી લે લોહી દુશ્મનનાં, રણ ઊરાડી રાખ રે...ભલે.
"ભૂલી અમોને, રાજવી! લડજો, મરજો સામે તીર,
"અલકાપુરીની અપસરા કંઇ, વરશે હો રણવીર રે!...ભલે.
"અમરવેલડી આંગણ રોપીશ, ઉછેરીશ રૂડી પેર,
"તેને રસ રૂઝવીશ ઘા તનના, ચૂસીશ તીરનાં ઝેર રે...ભલે.

---

* રાગ માઢ.

"પણ જયહીણા ફરશો પ્રીતમ, નહિ રૂચે મનધાત,
"કેસરીયાં કરીને ઝૂકવજો, ચૂકવજો અરિદાવ રે...ભલે.
"પીચકારી હું માટે સ્વામી, ભરીને જવનરૂધિર,
"સાથે લાવજો, હોરીખેલન માટે થઇ છું અધીર રે...
"ભલે રણ સંચરજો હોંશથી, રણઘેલા રાજવી !"

ઉત્સાહની સ્ફુર્તિ કરે તેવા રાણીના મધુરા ગીતથી શૂરો દાહિરરાય યુદ્ધમાં જવાને વિશેષ ઉત્તેજન પામ્યો અને હર્ષિત થતો બોલ્યો: "ધન્ય છે, રાણી! તમારા વીરત્વને ધન્ય છે! રાજાઓનાં હૃદયમાં ઉત્સાહને જાગૃત કરનારી વીરબાળાઓ જો તેમના અંતઃપુરમાં ન હોય, તો ખરેખર કાચા પોચા હૃદયના રાજાઓ પોતાના રાજત્વને અને વીર ધર્મને લજ્જિત કર્યા વિના ન જ રહે! તમારા સરખાં રાણીથી મારૂં અર્ધું અંગ શોભી રહ્યું છે તેથી હું મને ભાગ્યશાળી સમજું છું."

"નાથ! અમારી પ્રશંસા કરવાનો આ સમય નથી; પરન્તુ મને સત્વર કહો કે દુશ્મનની સામે જવાને તમે શું યોજના રચી છે?"

"ધીરાં પડો જરા, તે કહેવાને જ હું તમારી પાસે આવ્યો છું અને તે તમને કહીશ જ. જુઓ; હું, જયસિંહ, રણધીરસિંહ, મંત્રીવર સિંહાકાર અને મહંમદ અલ્લાફી એ સઘળા આરબ સેનાની સામે એક મોટા લશ્કર સાથે દક્ષિણ તરફ કૂચ કરી જઇશું. અલ્લોર નગરના અને રાજકુટુંબના રક્ષણાર્થે બે હજાર સૈનિકોને અહીં રાખવાનું ઠરાવ્યું છે; પુષ્પસિંહ પણ અહીં જ રહેશે."

"અને હું?" રાણી અધીરી થતી બોલી.

"તમે પણ અહીં જ!"

"તેમ નહિ બને, નાથ! હું તો તમારી સાથે જ રહેવાની. મારા સ્વામી યુદ્ધમાં જાય, આખો દિવસ યુદ્ધના શ્રમથી શ્રમિત થાય; તેમની સેવા માટે હું સાથે કેમ ન રહું?"

"રાણી!" દાહિરરાય મન્દ સ્મિત કરતો અને રાણીના કંઠને હસ્તદાન કરતો બોલ્યો: "મારા અંગની સેવા કરતાં એક વધારે મોટું કામ મેં તમને સોંપવા ધારેલું છે અને તે તમારે કરવું જ જોઇએ. કહો, વધારે જોખમવાળું કામ કરવાનું માથે લેશો કે ઓછા જોખમનું?"

"વધારે જોખમનું કામ માથે લેવામાં પણ આ દાસી કદિ પાછો પગ કરશે નહિ."

"તો સાંભળો; મારા અંગની સેવા કરતાં આ અલ્લોરનગરની સેવા વધારે આવશ્યક છે. પુષ્પસિંહ હજી બાળક છે. નગરપર આ-

ફત આવી પડતાં તેનું સંરક્ષણ કરવાનું કામ તમારે માથે રહે છે. એ અગત્યની ફરજ બજાવવા માટે તમારે અહીં જ રહેવું જોઇએ."

રાણી વિચારમાં પડી ગઇ. સ્વામી જે કાર્યને વધારે આવશ્યક માને તે કાર્ય માથે લેવું એ પોતાની ફરજ હતી અને તેથી સ્વામીની સાથે જવાની માંગણી માટે તે કાંઇ વધારે આગ્રહ કરી શકે તેવી સ્થિતિમાં રહી નહિ. તે બોલી: "સ્વામીની આજ્ઞા સ્વીકારવાને તૈયાર છું, પણ તેથી તમારી સેવાનો લાભ મને નહિ જ મળી શકે."

"રાજ્યની સેવા તે હું મારી પોતાની સેવા સમજું છું. તમારે મારી કાંઇ પણ ચિંતા નહિ કરતાં અહીં જ રહેવું અને કાર્યભાર તરફ તથા આપત્તિસમયે સંરક્ષણ તરફ બરાબર લક્ષ રાખવું."

"કાંઇ ફીકર નહિ, નાથ! તમે તમારે ખુશીથી દુસ્મનની સામે જાઓ અને વિજય મેળવી સત્વર પાછા ફરો. અમારી ચિંતા કરશો નહિ; કુમાર પુષ્પસિંહની ચિંતા પણ કરશો નહિ. આજે તમને નિદ્રાનો આરામ મળ્યો જણાતો નથી; આ મધુર ચાંદનીમાં–લાંબા વિરહના પ્રારંભમાં–મારા અંકમાં જરા શયન કરો, મારી સેવાનો સ્વીકાર કરો!"

"નિરાંતે નિદ્રા લેવાને હું અહીં નથી આવ્યો, રાણી! તોપણ તમારી માંગણીને સ્વીકારીશ; પણ બ્રહ્મમુહૂર્ત થતાં મને જાગૃત કરજો, પ્રભાતમાં જ સેના કૂચ કરનાર છે."

તે શાંત મધુર રાત્રિમાં દાહિરરાય રાણીના ખોળામાં મસ્તિક મેલીને સૂતો. શીતળ વાયુલહરિએ તેને સ્વલ્પ સમયમાં નિદ્રિત કર્યો. રાણી સ્વામીના મસ્તિકને દાબવા લાગી–દિવસના પરિશ્રમને ઉતારવા લાગી અને મધુર કંઠે પુનઃ ગાવા લાગી:

* "શીળી ચાંદની આકાશેથી અમૃત વરસાવતી રે,
"વિજયને સૂચવતી કોકિલા ટુહૂ ટુહુકારતી રે!
"પુષ્પતારકો ભરી છાબમાં, અમરલોક બાલિકા આભમાં,
"વૃષ્ટિ કરવા સિંધુપતિને શોધતી રે!
"બાલિકા! વિરામતા મમ અંક વિષે સિંધુપતિ રે,
"વીરપૂજા માટે શિદ નભમાંથી નહિ આવતી રે?"

---

* સોરઠ–ત્રેતાળ.

# પરિચ્છેદ ૧૩ મો.

## પિતા સાથે પ્રયાણ.

प्रेम रह्यो परछन्न, गुन औषधि मंत्र अंकइ मुनि,
* * * *
प्रम बीज उर पाहिय, रहियं लाज लपटायो.

प्रवीनसागर.



જે સમયે દાહિરરાય રાણીના અંકમાં સૂતો સૂતો નિદ્રાદેવીનું આહ્વાન કરતો હતો, તે સમયે રાજકુમારિકા સૂર્યદેવી અને પરિમલદેવી રાજમહેલના એક ભાગમાં એક જૂદો જ વિચાર કરી રહી હતી. બન્ને વીરબાળાઓ વાતચીત કરતી બેઠી હતી અને ક્ષણે ક્ષણે તેમના વદન પર ગંભીરતાની છાયા છવાઇ રહેતી હતી.

પરિમલદેવી બોલી: "મોટી બ્હેન! તમારૂં કહેવું ખરૂં છે. આપણે જો ધારીએ તો સમરાંગણમાં પણ પિતાજીની ઘણી સારી સેવા સુશ્રૂષા કરી શકીએ; પરન્તુ આપણને તે સાથે તેડી જશે ખરા?"

સૂર્યદેવીએ કહ્યું: "પહેલાં તો આનાકાની કરશે, કારણકે ગમે તેમ તોએ આપણે હજી બાળક છીએ. અસ્ત્રશસ્ત્રવિદ્યાનું જ્ઞાન આપણે મેળવ્યું છે પરન્તુ સમરાંગણમાં શત્રુની સામે ઉભા રહેતાં જે ધૈર્ય અને જે બળ જોઇએ તે આપણામાં હોવાની ખાત્રી શી? પિતાજી તો એમ જ માને કે યોધાઓનાં માથાં અને લોહીનો વરસાદ વરસતો જોઇને આપણે ગભરાઇ જઈશું, અને તેથી આપણને સાથે તેડી જવાની તે આનાકાની કરશે."

"તે ખરૂં, બ્હેન! આપણે લડી શકીએ નહિ તે ભલે, પરન્તુ ઘાયલ થએલા સૈનિકોની સેવા–સુશ્રૂષા કરવાને ભાગ્યશાળી થઇ શકીએ ને? તે નિમિત્તે પણ શું પિતાજી આપણને સાથે લેશે નહિ?"

"પ્રભાતે લશ્કર કૂચ કરનાર છે. આપણે બન્ને પિતાજીને વિનતિ કરીશું." સૂર્યદેવીએ કહ્યું.

"વિનતિ કરીશું અને સાથે આગ્રહપૂર્વક પણ કહીશું કે અમે તમારી સાથે આવ્યા વિના રહીશું નહિ; પછી શું આપણને પિતાજી નિરાશ કરશે?"

એટલી વાતચીત કરીને બન્ને બ્હેનો નિદ્રાવશ થઇ. બ્રહ્મમુ-

હૂર્તમાં દાહિરરાય ઉઠયો અને નિત્યકર્મથી પરવારીને વસ્ત્રાભૂષણોમાં સજ્જ થઈ બન્ને પુત્રીઓની પાસે આવ્યો. પુત્રીઓએ પિતાને વંદન કર્યું અને પિતાએ આશીર્વાદ આપતાં કહ્યું: "ચિરંજીવી રહો, પુત્રીઓ! તમે જાણતી હશો કે આજે હું મોટા લશ્કર સાથે યવન-સેનાની સામે જઉં છું."

નાની પરિમલદેવી બોલી: "હા, બાપુ! અમે ગઇ રાત્રે જ તે સાંભળ્યું છે, પણ અમોબન્ને બ્હેનોને માટે શી વ્યવસ્થા કરી છે?"

"તમારે તમારી માતાઓની* પાસે અહીં રહેવાનું છે. ભાઇ પુષ્પસિંહ થોડા લશ્કરની સાથે અહીં જ રહેશે અને રાજકુટુંબનું તથા રાજધાનીનું રક્ષણ કરશે. જયસિંહ તથા સઘળા સરદારોની સાથે હું યવનસેનાની સામે જઉં છું."

"નહિ પિતાજી! અમે તો તમારી સાથે જ આવીશું, અને તમને યુદ્ધક્ષેત્રમાં મદદગાર થઇશું." પરિમલદેવી પિતાની સોડમાં ભરાતી બોલી.

દાહિરરાય મન્દ સ્મિત કરીને બોલ્યો: "પુત્રીઓ! યુદ્ધક્ષેત્રમાં તમે મને મદદ કેવી રીતે કરી શકશો? તમે શસ્ત્રાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું છે, પરન્તુ રણક્ષેત્રમાં શત્રુ સેના સામે કેમ ઊભા રહેવું તેને લગતું જ્ઞાન તમે નથી મેળવ્યું. વળી તમારાં સુકોમળ અને કિશોર અવસ્થાનાં શરીર એ ભીષણ રણક્ષેત્રમાં બહુ કષ્ટિત થશે, માટે તમારે તો અલોરના ગઢમાં જ રાજકુટુંબની સાથે સુરક્ષિત રહેવું એ વધારે સલાહભરેલું છે."

સૂર્યદેવી જે અત્યાર સુધી મુંગી રહી હતી તે બોલી: "બાપુ! એમ અમને નિરાશ કરશો નહિ. જો અમને તમે આ યુદ્ધમાં સાથે તેડી નહિ જશો, તો પછી અમે યુદ્ધક્ષેત્રનો અનુભવ કયારે મેળવીશું? અમે બન્ને બ્હેનો તમારી સાથે આવવા ઉત્કંઠિત છીએ."

"બેટા સૂર્યદેવી! તમને સાથે તેડી જવાથી અમને કેટલી અડચણ વેઠવી પડે, તે તું કાંઇ સમજે છે? તમે તમારા મનથી મને મદદગાર થવા માટે આવો, પરન્તુ ખરી રીતે તમે મને બોજારૂપ થઇ પડો. તમને યુદ્ધનું વ્યવહારૂ જ્ઞાન નહિ હોવાથી તેમ જ યુદ્ધ કરવા જેવાં તમારાં હજી શરીર નથી તેથી મને મદદ તો કરી શકો

* દાહિરને બે રાણીઓ હતી. એકનું નામ લાડીરાણી હતું અને બીજીનું નામ બાઇરાણી હતું, જેમાંની બાઈરાણી ફક્ત નામની જ રાણી હતી.

નહિ જ; પરન્તુ તેથી ઉલટું તમારા સંરક્ષણની ચિન્તા મારે હર પળે રાખવી પડે અને જે સમયે યુદ્ધને લગતી હજારો ચિન્તાઓ મારા મગજમાં પરિભ્રમણ કરી રહી હોય, તે સમયે તમારા સંરક્ષણની ચિન્તા મને કેટલી દુઃખદાયિની થઇ પડે ? ”

પરિમલદેવી પિતાની ભીતિને નિષ્ફળ કરવાને બોલી ઉઠી: “ નહિ, નહિ, પિતાજી ! અમે તમને કોઈ પણ રીતે બોજારૂપ થઇ પડીશું નહિ. અમારા સંરક્ષણની ચિન્તા અમે તમારે શિરે રહેવા દઇશું નહિ. શું એટલું પણ અમે નહિ કરી શકીશું ? અને બાપુ ! અમે તમને યુદ્ધમાં મદદગાર થઇ શકીશું નહિ તો બીજી રીતે મદદ કરીશું. ઘાયલ થએલા સૈનિકોની સેવા-સુશ્રૂષા કરીને અમે અમારા જીવનને સાર્થક કરીશું. માતૃભૂમિની સેવા બજાવવાને હજારો રણવીર સિંધી યોધાઓ પોતાના પ્રાણ અર્પવાને તત્પર થાય, તેઓની સેવા-સુશ્રૂષા કરવાનો લાભ પણ અમોને નહિ આપો પિતાજી ? નહિ, નહિ, હરકોઈ રીતે અમે સાથે તો આવીશું જ; કૃપા કરીને અમારી ઉત્સુકતાને નિષ્ફળ કરશો નહિ.”

પુત્રીના શબ્દોથી તુષ્ટ–તૃપ્ત થએલો પિતા બોલ્યો: “ બાપુ ! પણ તમારી માતાઓનો જીવ તમને વીલી મૂકતાં કેમ કહ્યું કરશે ?”

સૂર્યદેવીએ તે પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું : “ એ શું કહો છો પિતાજી ! તમને અને મોટા ભાઇ જયસિંહને કાળના મુખમાં જવા દેવા જેવું ધૈર્ય દર્શાવનાર રાજવંશી વીરનારીઓ શું સ્વદેશની સેવા માટે અમારા પરની મમતાને ત્યાગ કરી શકશે નહિ ? પિતાજી ! તેમની આજ્ઞા અમે હરકોઇ રીતે મેળવીશું. તે બાબત તમે ચિંતા કરશો નહિ, પણ તમે એક વાર અમારી આશાને પરિપૂર્ણ કરો.”

“ વારૂ, તમારી ઉત્સુકતાને હું અભિતૃપ્ત કરૂં છું; તમે ખુશીથી આવજો; પણ તમે સેનાની સાથે આવો છો એ વાત આપણા લશ્કરના કે અન્ય કોઇના જાણવામાં આવવી જોઇએ નહિ. તમે જાણો છો કે વિષયપિપાસુ આરબો આજકાલ ચોમેર ફરી રહ્યા છે. દેવલ અને સીવીસ્તાનમાંથી તેઓએ સેંકડો સ્ત્રીઓને ગુલામડી તરીકે ઈરાક અને અરબસ્તાન ખાતે મોકલી આપી છે. આ કારણથી તમારે તો બહુ જ ગુપ્ત રીતે રહેવાનું છે. નિશ્ચિત સ્થળે પહોંચતાં સુધી કોઇને પણ તમારા પ્રવાસની ગુપ્ત ખબર મળવી જોઇએ નહિ. આજે અમે તો જઇએ છીએ અને તમે આવતી કાલે પ-

ચાસ વિશ્વાસુ સૈનિકોને સાથે લેઇને અમારી પાછળ પાછળ આવજો. અમારી સાથે જ રહેવાથી તમે ઓળખાઇ જાઓ, એવી ભીતિ રહે છે."

"આપની આજ્ઞાનુસાર જ અમે ગુપ્ત રીતે પ્રવાસ કરીશું અને સ્ત્રીવેશનો ત્યાગ કરીને પુરૂષવેશ ધારણ કરીશું, પછી તો ચિન્તા નથી ને? અને પિતાજી! અમારા સંરક્ષણની ચિંતા આપ ક્ષણભર પણ કરશો નહિ. નક્કી માનજો કે અમે સિંહની પુત્રીઓ છીએ, તે પ્રાણાંતે પણ દુસ્મનના બળ કે છળનો ભોગ થઈ પડીશું નહિ!" પરિમલદેવીએ ઉત્સાહ દર્શાવતાં કહ્યું.

"ધન્ય છે પુત્રીઓ! તમારાં શૌર્ય–ધૈર્યને! જાઓ તમારી માતાઓની આજ્ઞા લ્યો; અમે તો હમણાં જ પ્રયાણ કરી જઇશું." એમ કહી દાહિરરાય ત્યાંથી સત્વર ચાલ્યો ગયો. બન્ને રાજકુમારીઓ હર્ષિત થઈ અને તેમાંએ સૂર્યદેવીના હર્ષનો તો પાર જ રહ્યો નહિ. પોતાના પ્રિયતમનાં દર્શનનો લાભ મળી શકે એ પણ એક હેતુ તેણે પિતાની સાથે યુદ્ધમાં જવામાં રાખ્યો હતો અને તે આ રીતે સફળ થયો. તે ત્યાંથી સત્વર પોતાના મંદિરમાં ગઇ અને રણધીરના શય્યાભવનની છતમાં પડતી નાની બારી આસ્તેથી ઉઘાડી તેમાં નજર કરવા લાગી. રણધીર પોતાના વસ્ત્રોમાં સજ્જ થઇને લશ્કરમાં જઇ ઊભા રહેવાની તૈયારીમાં જ હતો. બાજુએ પડેલો શિરપેચ તેણે મસ્તિકપર મેલ્યો અને અરિસામાં મુખ નીહાળ્યું, તે સાથે જ સૂર્યદેવી સોડમાં કુમ્‌કુમ્‌પાત્રને ગુપ્ત રાખી આવીને ઊભી. રણધીર આભો બનતો બોલ્યો: "કેમ દેવી! હું જવાની જ તૈયારીમાં છું અને તમે અહીં ક્યાંથી? હજી પ્રભાત પણ થયું નથી."

"ક્યાં જવાના છો?"

"શું તમે જાણતાં નથી કે યવન સેનાની સામે મહારાજા પોતે ચડવાને તૈયાર થયા છે? તેમની સાથે જ સેનાપતિ તરીકે મારે જવાનું છે."

"તમે જતા નથી." સૂર્યદેવી વ્યંગમાં બોલી.

"હું જ ખરેખર જઉં છું; શું હું તમારી પાસે અસત્ય કહું છું? પ્રિયતમ પ્રેયસીને અસત્ય વચનોથી ઠગે એ શું સંભવિત છે?" રણધીરે એમ કહીને સૂર્યદેવીને ખરડે હાથ મૂક્યો.

"તમે જતા હો તો તમારા અર્ધા અંગને સાથે લેવાનું વિસરી જાઓ છો, એ જોઇ મને નવાઇ લાગે છે, પ્રિયતમ!"

રણધીર ચૂપ થઈ ગયો. શું જવાબ આપવો તે તેને સુઝ્યું નહિ. સૂર્યદેવીએ તેના મુખમાંથી ઉત્તર કઢાવવાને કહ્યું: "કેમ બોલતા નથી, સેનાપતિજી ?"

"હું શું કહું દેવી ? તમને સાથે લેવાં તે વાત મારા અધિકારની નથી, માટે લાચાર છું; જો લગ્ન થયું હોત તો તે માટે હું રાજાજીને આગ્રહપૂર્વક કહી પણ શકત; તમને અહીં મૂકીને જવું તે શું મારા હૃદયનું નાનું સૂનું દુઃખ છે "

"જો તમને ખરેખર દુઃખ જ થતું હોય, તો મને તમારા દર્શનથી વંચિત નહિ રાખવા માટે સાથે લ્યો. પહેલી વાર તો ચાલ્યું પણ આ વાર નહિ ચાલે."

રણધીર એક ઉંડો નિઃશ્વાસ નાંખીને બોલ્યો: "દેવી ! આ સમય એવો દુરાગ્રહ પકડી બેસવાનો નથી ! સ્વદેશભૂમિને માટે હજારો યોધાઓ પોતાનાં સમસ્ત કુટુંબોને ત્યજી દેવાને તૈયાર થાય છે, તો તમે માત્ર વિરહનું દુઃખ વેઠવા જેટલો આત્મભોગ પણ નહિ આપો શું ? ધૈર્ય રાખો ! રાજકુમારી ! એક વાર યવન સેનાને આ દેશમાંથી દૂર હાંકી કાઢવા દો, અને પછી આપણે નિરંતર એકઠાં જ રહીશું !"

"ભલે, જાઓ ! હું પણ તમારી પાછળ જ આવું છું !" સૂર્યદેવીએ ઉતાવળમાં કહી દીધું.

"શું ?" રણધીર આશ્ચર્ય પામતો બોલ્યો: "તમે લશ્કરની પાછળ પાછળ આવનાર છો ? મહારાજાએ હા કહી છે ?"

સૂર્યદેવીએ ઇષત્ સ્મિત કર્યું અને ઉતાવળમાં બોલાએલું ફેરવી વાળતાં કહ્યું: "નહિ, નહિ, સેનાપતિજી ! તમે પોતે મને સાથે લેતા નથી તો હું કેવી રીતે આવી શકું ? એ તો મારૂં દિલ તમારી પાછળ પાછળ આવશે એમ હું કહું છું !"

રણધીર ચતુર રાજબાળાના શબ્દોની આ ફેરવણી સમજી શક્યો નહિ. રાજકુંવરીને લશ્કરની સાથે આવવાની દાહિરરાય તરફથી પરવાનગી મળે તેવો સંભવ જ નહિ હોવાથી રણધીર એ વાતને ખરી માને તેમ જ નહોતું. તે બોલ્યો: "તમારૂં દિલ મારી પાછળ પાછળ આવશે, પણ હું તો મારૂં દિલ તમારી પાસે જ મૂકીને માત્ર ખોળિયાને જ સિંધી સેનાના અધિપતિ તરીકે સાથે લેઇ જઉં છું, દેવી ! ઇશ્વર બન્ને દિલને એકઠાં કરવાનો સમય

નજીક લાવો ! હવે મને રજા છે ? હમણાં ચોઘડીયાં વાગશે-પ્રભાત થશે."

રજા આપવામાં સૂર્યદેવીનું દિલ દુઃખાય તેમ નહોતું, કારણકે પોતાને પતિદર્શનનો લાભ મળશે એમ તે સમજતી જ હતી; રણધીર જ તે યોજનાનો જાણનો નહોતો. સૂર્યદેવીએ સોડિયામાંથી કુમ્કુમપાત્ર કાઢી પ્રિયતમના કપાળને ચંદ્રથી સુશોભિત કર્યું. તે ક્રિયા પ્રિયતમને પ્રેયસી તરફની રજાનું સૂચક ચિન્હ લેખાયું. રણધીર સસ્મિત વદને બોલ્યો: " અહો ! દેવી ! મારા વિજયની તમારી અભિલાષા દરેક પ્રસંગે એકસરખી જ સતેજ જણાય છે ! મારૂં પણ અહોભાગ્ય ! " એમ બોલતો રણધીરસિંહ ત્યાંથી નીકળી ગયો. મહેલના દ્વાર પાસે એક નોકર એક તેજદાર અશ્વને સજ્જ કરીને ઊભો હતો તેના પર સ્વાર થતાં જ તે થોડી વારમાં સેનાની મધ્યમાં આવીને ઊભો. દાહિરરાય રણધીરની જ રાહ જોતો ઊભો હતો, કારણકે બીજા સર્વે સરદારો હાજર થઈ ગયા હતા. રણધીર આવી પહોંચ્યો અને પૂર્વ દિશામાં ઉદય પામતા સૂર્યનાં સોનેરી કિરણોએ સિંધી સેનાનીઓના ભાલાંની અણીઓ ચળકતી કરી, તે જ સમયે સિંધુપતિએ સેનાને કૂચ કરવાની આજ્ઞા આપી. જયઘોષના ધ્વનિ સાથે અને વાદિત્રોના મંગળ નિનાદ સાથે સિંધી યોધાઓએ આરબ સેનાની સામે જવાને પ્રયાણ કર્યું.

---

## પરિચ્છેદ ૧૪ મો.

### મહંમદ કાસીમ આગળ વધે છે.

જે સમયે દાહિર અલોરમાંથી પોતાના સરદારો, મંત્રીઓ અને સેનાની સાથે દક્ષિણ તરફ ચાલ્યો આવતો હતો, તે સમયે આરબ સરદાર મહંમદ કાસીમ સિંધુનદીના પશ્ચિમ કિનારાના પ્રદેશમાં પોતાની સત્તા વધારે સુદૃઢ કરવાના કામમાં લાગી ગયો હતો. નિરૂન પરગણું તો તેણે પોતાના હાથમાં લીધું જ હતું. બ્રાજશજના મરણ સાથે સીવીસ્તાન, ભૌજ અને તેના તાબાના બીજા કિલ્લાઓ પણ મહંમદના હાથમાં જઇ પડયા હતા. સીસમનો કિલ્લો તેણે કાકા કોટલના પુત્ર પાસેથી મેળવી લીધો હતો. એક

નાના સિંધી રાજા બનાના ખંતાલાને કાકા કોટલે સાથે રહીને આરબોનો આશ્રિત બનાવ્યો હતો. આ રીતે ધીમે ધીમે દક્ષિણ સિંધનો સિંધુનદીના પશ્ચિમ કિનારાનો ભાગ મહંમદ મોટે ભાગે પોતાના તાબામાં લેઇ શકયો હતો.

બુધીયાના પ્રદેશમાંથી આરબો નિરૂન તરફ પાછા ફર્યા. પૂર્વ સિંધનો એક સત્તાવાન સિંધી રાણો મોકા બસાયા નામનો હતો. તેને વશ કરી લેવાને મહંમદે પ્રયત્ન કર્યો. મહંમદે મોકા તરફ એક કાસદને મોકલ્યો અને તેની સાથે એવો સંદેશો મોકલાવ્યો કેઃ "સિંધનું જોરતા પરગણું તમને બક્ષીસ આપવામાં આવે છે, અને તે પરગણાના તમને રાજા ઠરાવવામાં આવે છે." જ્યોતિષ્ શાસ્ત્ર ઉપર જ વિશ્વાસ રાખી બેઠેલા બીજા સિંધી સરદારોની પેઠે મોકા પણ જ્યોતિષીઓને જ માનીને તેમના શબ્દોને દેવવાણી જેટલા સત્ય માનનારો હતો. તે એક શૂરો અને તેજસ્વી લડવૈયો હતો, કળાબાજ પણ હતો, પરન્તુ જ્યોતિષ્થી તેનું માથું ફરી ગયું હતું. મહંમદે મોકલેલા કાસદની સાથે તેણે મહંમદને નીચે મુજબ ઉત્તર વાળ્યોઃ

"આરબ સરદાર મહંમદ કાસીમ જોગ. તમારો સંદેશો મળ્યો અને હું તેનો સાર સમજ્યો છું. તમે અમારા તરફ જે માયાળુતા દર્શાવી છે તે માટે હું તમારો ઘણો જ ઓશીંગણ થયો છું. ચોક્કસ માનજો કે તમે જે વચનો આપ્યાં છે તે ઉપર મને પૂરતો વિશ્વાસ છે, અને હું ખરેખર મારા અંતઃકરણપૂર્વક તમારી તરફ સારી લાગણી ધરાવું છું, તેમ જ ખંડણી આપીને તમને તાબે થવાનો મેં નિશ્ચય પણ કર્યો છે. હું તમારી મહેરબાનીને જ સઘળી વસ્તુ કરતાં ઉત્તમ માની તે મેળવવા ચાહું છું. તમારી તાબેદારીના માર્ગમાંથી અમે કદાપિ પાછા હઠીશું નહિ અને તમને તાબે થવું એ અમારી એક મોટી ફરજ છે એમ અમે માનીએ છીએ. પરન્તુ તમારે જાણવું જોઇએ કે રાજાની સામે બંડ ઉઠાવવું, કે તેના કાંઇ પણ ગુન્હા વિના તેને આપેલું વચન તોડવું અને તે પણ ખાસ કરીને તે પોતાના મદદગાર રાજાઓ સાથે સારી વર્તણુક ચલાવતો હોય ત્યારે કરવું તે અપ્રમાણિકતા કહેવાય. એક માણુસની જીંદગી જોખમમાં આવી પડવા જેવો ભયંકર સંકષ્ટસમય આવ્યો હોય તેવા પ્રસંગ વિના પ્રમાણિકતા અને વિશ્વાસનો ત્યાગ કરી નાંખવો એ કાર્ય ઘાતકી અને નગુણા માણસનું છે.

"વળી સિંધુદેશ અમારી જન્મભૂમિ છે અને નિવાસભૂમિ પણ છે. અમારા પિતાએ અને પિતામહોએ તે મેળવેલી છે અને અમને તે વારસામાં મળેલી છે. અમારી વચ્ચે અને દાહિરરાય વચ્ચે નિકટનો સંબંધ છે. સિંધ અને હિંદના બીજા રાજાઓનો તે મહારાજા છે. તે તમને અને તમારી મહત્તાને હાનિ કરે તેથી અમને ઘણો આનંદ અને લાભ પ્રાપ્ત થાય અને તેથી તેની બાજુએ ઊભા રહેવું તે અમારી ફરજ છે. તેનાં સુખ અને દુઃખની એક સરખી અસર અમને પણ થાય અને એક જ દેશના અમે ભાગીદારો છીએ. પરન્તુ અમને અમારી બુદ્ધિ કહે છે અને ગુપ્ત તત્ત્વજ્ઞાન સિદ્ધ કરે છે કે આ રાજ્ય જતે દહાડે અમારા હાથમાંથી બીજા હાથમાં ચાલ્યું જશે. અમારા દેશના જ નિવાસી ઋષિઓ અને તત્ત્વવેત્તાઓએ પોતાનાં તત્ત્વનાં અને જ્યોતિષ્નાં પુસ્તકોમાંથી એવું શોધી કાઢ્યું છે કે સિંધુદેશના રાજ્યને ઇસલામનું લશ્કર જીતી લેશે અને તે લશ્કરનો નેતા વિજયી નીવડશે. હવે જ્યારે તમે મને તમારા વિશ્વાસમાં લીધો છે અને મારા ઉપર મહેરબાની બતાવવાનું વાજબી માન્યું છે, ત્યારે પ્રમાણિકતાની ખાતર મારે તમારી પાસે ખરેખરૂં કહી દેવું જોઇએ. તમારી સાથે લડવાના કે સામે થવાના એવા કોઇ પ્રણ જાતના દેખાવ વિના જો હું મારી મેળે તમને તાબે થઇ જઉં, તો મને બીજા રાજાઓ તરફથી ઠપકો મળે અને એ રીતે મારૂં ઉંચું રાજવંશી કુટુંબ નામોશીમાં આવી પડે. હવે હું મારી દિકરીનું લગ્ન કરવાને બ્હાને *સાકરા તરફ જઉં છું. તમારે લગભગ ૧૦૦૦ ઘોડેસ્વારોને સાકરા જવાના માર્ગ ઉપર રહેવા માટે કૂચ કરી જવાનો હુકમ આપવો અને જ્યારે હું તે રસ્તે થઇને પસાર થઉં ત્યારે તેઓએ મને પકડી લેવો, તથા આરબ છાવણીમાં લેઇ જવો. આમ કરવાથી હું કોઇ પણ પ્રકારના કલંક કે ઠપકાને પાત્ર થઇશ નહિ. પછી લોકો મને નિર્બળ કહેશે નહિ કે દાહિરને પણ આ યુક્તિને માટે કાંઇ સંશય આવશે નહિ. તે એમ માનશે કે આરબો મને જોર જુલમથી ઘસડી ગયા હશે."

મોકાની દ્રોહી અને કપટી યુક્તિ મહંમદને પસંદ પડી. તેણે બનાનાને ૧૦૦૦ ઘોડેસ્વારો સાથે સાકરાના માર્ગપર મોકલ્યો

*ઘણું કરીને હાલનું મીરપુર સાકરા. સાકરા જીમ પરગણામાં આવેલું જણાવવામાં આવે છે; હાલમાં પણ પીરૂ જીમ મીરપુર સાકરાથી બહુ દૂર નથી.

અને અગાઉથી ગોઠવી રાખેલી યુક્તિ મુજબ મોકા પોતાના વીસ સરદારો તેમ જ નાના લશ્કરની સાથે પકડાયો તથા આરબોનો કેદી થયો. મહંમદે આરબ છાવણીમાં અતિહર્ષપૂર્વક તેનો સત્કાર કર્યો અને બેટનું પરગણું તેને જાગીરમાં લખી આપ્યું. તે ઉપરાંત એક લાખ દીનાર તથા પોશાક મહંમદે તેને ભેટ આપ્યાં અને તેના સરદારોને પણ સારી પેઠે નીવાજ્યા. મહંમદે મોકાને રાણાનો ખીતાબ આપ્યો અને તેની નવી જાગીર ઉપર તેનો રાજ્યાભિષેક પણ મહંમદે જ કર્યો! બેટ, તેની આસપાસનો કેટલોક મુલક અને બીજાં ગામડાંઓને પણ મોકાની જાગીર સાથે જોડી દેવામાં આવ્યાં અને એ રીતે પોતાની ફરજ સમજતાં છતાં જ્યોતિષ અને તત્ત્વજ્ઞાનના ભ્રમથી આડે માર્ગે દોડેલો તથા અધમ દ્રોહી યુક્તિથી આરબોનો ગુલામ બનેલો મોકા હવે આરબોનો જ મદદગાર થયો. મીહરાનને પાર કરવા માટે મહંમદ પાસે પૂરતાં સાધનો નહોતાં, તે સાધનો પૂરાં પાડવાનું અને જોઇએ તેટલાં નાવડાં મેળવી આપવાનું મોકાએ પોતાને માથે લીધું: પોતાના જ દેશ ઉપર ચડાઇ લાવવામાં આરબોને મદદ કરવામાં તે દ્રોહી નર પોતાનું ગૌરવ માનવા લાગ્યો!

દાહિરરાય અલોરથી નીકળીને સીધો મીહરાનના પૂર્વ કિનારા તરફ જ ધસ્યો આવતો હતો. આ પ્રવાસ દરમીયાન તેણે મોકા આરબ સરદારને તાબે થયાની ખબર મેળવી હતી. એક પછી એક સરદારો અને ખરા મદદગારોને કુનેહબાજ આરબો કબ્જે કરતા જાય છે તે જોઇને તેનું વદન મ્લાન થવા લાગ્યું, પરન્તુ કોઈ પણ મદદગારની મદદ વિના આરબોને પાછા હઠાવવાની હિંમત દર્શાવનાર સેનાપતિ રણધીર રાજાની સાથે ને સાથે જ રહેતો હોવાથી તે રાજાને જરા પણ નિરાશ થવા દેતો નહિ. મીહરાનના બેટના કિલ્લાની નજીક આવી પહોંચતાં દાહિરના જોવામાં આવ્યું કે આરબો હજી નદીને પાર કરી શક્યા નહોતા. લગભગ બે માસ થયાં ઝીમ અને કોહલના મુલકમાં તેઓ પોતાની છાવણી નાંખીને પડયા હતા. ઘોડાઓ માટે ઘાસચારો ખૂટી પડયો હતો. ખોરાક પૂરતો મળી શકતો નહોતો અને તેથી આખું લશ્કર દુઃખથી આકુળ વ્યાકુળ થઇ ગયું હતું. જૂદી જાતનું અને રસકસ વિનાનું ઘાસ ખાવાથી તથા જંગલી પશુઓના માંસ ઉપર રહેવાથી ઘોડાઓમાં ભયંકર મરકી ફાટી નીકળી હતી અને તેની

અસર સૈનિકોને પણ થવાથી મહંમદ હાલહવાલ સ્થિતિમાં આવી પડયો હતો. જ્યારે આરબ લસ્કરની આ સ્થિતિ દાહિરના જાણવામાં આવી ત્યારે તે સમજી શક્યો કે આરબોને પૂર્વ કિનારાપર રહેવા દેવામાં જ પોતાનું શ્રેય સમાએલું હતું. એ પ્રદેશમાં ઘાસચારો અને અનાજ પૂરતા પ્રમાણમાં મળી શકે તેમ નહોતું અને તેથી ઉલટું પૂર્વ કિનારાપરના પ્રદેશમાં આરબોને સઘળા પ્રકારની સગવડ મળી શકે તેમ હતું. આરબોને હવે મીહરાન પાર કરવા દેવા નહિ એવો તેણે દૃઢ સંકલ્પ કર્યો. સિંહાકર, મહંમદ અલાફી, રણધીરસિંહ, જયસિંહ વગેરેને બોલાવીને તેણે પોતાનો આ સંકલ્પ જાહેર કર્યો. સિંહાકાર તે ઉપર પોતાનો કાંઇ પણ મત ન દર્શાવતાં ચૂપ રહ્યો પરન્તુ મહંમદ અલાફીએ સલાહ આપી કે "આરબોને નદી ઉલ્લંઘવા દેવા નહિ તેમાં જ આપણું શ્રેય છે."

રણધીર પોતાના અંતરનું કાપટય ન કળાવા દેવાની સંભાળ રાખીને બોલ્યોઃ "એ વાત ખરી છે કે આરબો પશ્ચિમ કિનારાપર જ રહે, તેથી તેમની મુશ્કેલીમાં વધારો થાય અને તેટલા પ્રમાણમાં આપણને લાભ થાય; પરન્તુ મહારાજ ! દુશ્મન એવી કુદરતી આપત્તિઓમાં સપડાએલો રહે તેમાં આપણી બહાદૂરી શું ? વળી દુશ્મનને પણ આપણાં શૌર્યવીર્યની શું ખબર પડશે ? માટે મારો વિચાર તો એવો છે કે આપણને આપણી બહાદૂરી દેખાડવાનો પ્રસંગ મળે તેટલા માટે દુશ્મનના લશ્કરને સઘળા પ્રકારની સગવડ આપીને આ પાર આવવા દેવું, અથવા તો આપણે જ નદી પાર કરીને પેલે કિનારે જઇ યુદ્ધ કરવું."

આ વિચિત્ર સલાહ સાંભળતાં જ જયસિંહ તો ગભરાયા સરખો બની ગયો, પરન્તુ કાંઇ બોલ્યો નહિ. દાહિર બોલ્યોઃ "રણધીરસિંહ ! એવી ઉદારતા બતાવવાનો આ સમય નથી; દુશ્મનનું બળ ઓછું કરવાને આપણે યુદ્ધ કરવું જોઇએ, તેને બદલે કુદરત પોતે જ તેની સાથે યુદ્ધ કરીને તેનું બળ ઓછું કરે તે શું ખોટું છે ? કહોને કે આપણું ભાગ્ય જ અદૃશ્ય રીતે તેની સાથે યુદ્ધ કરે છે ! વળી નદીને પશ્ચિમ કિનારે જો આપણે ઉતરી પડીએ, તો ઘણા જ ગેરલાભ થવા પામે. ઘાસચારા અને અનાજની તંગીથી જેવી દશા આરબોની થઇ છે તેવી જ દશા આપણી પણ થવા પામે, એટલું જ નહિ પણ પશ્ચિમ સિંધનો કેટલોક

મુલક આરબોએ પોતાના તાબામાં લીધેલો હોવાથી આપણે વધારે મુશ્કેલીમાં આવી પડીએ."

રણધીર ઉદાસીનપણે બોલ્યો: "તો પછી જેવી મહારાજાની અને સર્વ મંત્રીઓની મરજી."

જયસિંહ હવે પોતાનો અભિપ્રાય ઉચ્ચારી શક્યો અને બોલ્યો: "મારો અભિપ્રાય પણ દુશ્મનોને કુદરતી આપત્તિમાંથી છૂટા કરવા જેવી અપ્રાસંગિક ઉદારતા બતલાવવાનો નથી. પિતાજી! બેટની નજીકમાં મીહરાનનું પાણી છીછરૂં છે અને નદી પાર કરવાની સગવડ આરબોને ત્યાં આગળ જ મળશે. માટે મારો વિચાર એવો છે કે હું એક લશ્કર સાથે બેટમાં જઇને રહું અને ત્યાં આગળથી આરબો નદીને પાર કરવા માંડે તો તેમને અટકાવું. બીજે સ્થળે નદીનો પ્રદેશ ઘણો ઉંડો છે અને ત્યાંથી જો તેઓ ઉતરશે, તો આપણે આખા આરબ લશ્કરને નદીમાં ગરક કરી દેવાને પણ સમર્થ થઇ શકીશું."

"બરાબર, બરાબર!" યુવરાજની યોજનાથી મુદિત થતો દાહિર બોલ્યો: "જયસિંહ! તેમ જ થવું જોઇએ. જો આપણા ગ્રહ આપણને અનુકૂળ હશે, તો જરૂર આપણે આરબોને મીહરાનમાં ડુબાવી દઇ શકીશું અને વગર લડયે વિજયવંત થઇશું."

જયસિંહની યોજનાનો તુરત અમલ કરવામાં આવ્યો. જયસિંહ મીહરાનની શાખા તુલ્ય ગણાતી કોટક નદીમાં થઇને વહાણુવડે બેટમાં જઈ પહોંચ્યો અને કિનારાપર લશ્કરને ગોઠવી દીધું. મહંમદ કાસીમને હજ્જાઝ તરફથી ૧૦૦૦ ઘોડેસ્વારનું તાજું લશ્કર મદદ માટે મળ્યું હતું જેથી તે પોતાની છાવણીને ઉઠાવીને સાકરા સુધી આવી શક્યો હતો. પરન્તુ સામે કિનારે જયસિંહને એક લશ્કર સાથે પડેલો જોઇને તુરત જ તે ગભરાયો. નદીને પાર કરવા માટે બોકા તરફથી નાવડાં અને વહાણોની ગોઠવણ થઇ ચૂકી હતી, પરન્તુ સામે કિનારે પોતાને ડુબાવી દેવાને તૈયાર થએલા દુશ્મનને જોતાં જ તેણે તુરતમાં નદીમાં ઉતરવાનું મુલ્તવી રાખ્યું. એક ગુપ્ત કાસદ મોકલીને રણધીરસિંહને પોતાની છાવણીમાં બોલાવ્યો અને રણધીરસિંહ જ્યારે મીહરાનનું જળ પણ જંપી ગયું હતું તેવે વખતે મહંમદને મીહરાનના પશ્ચિમ કિનારે મળ્યો. જયસિંહ સામે કિનારેથી દૂર થાય અને દાહિર પોતે આરબ લશ્કરની સામે

ઊભો ન રહે, તેવી કાંઇ ગોઠવણ કરવાને મહંમદે ફૂટેલા રણધી-રને સૂચવ્યું.

રણધીર બોલ્યોઃ "આરબ સરદાર! પરન્તુ આજકાલ મારી ગોઠવણનું માન રહેતું નથી. મેં તો આ સંબંધે એવી સૂચના કરી હતી કે તમને નદી ઓળંગવાની સગવડ કરી આપવામાં આવે, પરન્તુ આજસુધીની સઘળી સૂચનાઓ જેવી રીતે દાહિરે કબૂલ રાખી હતી, તેવી રીતે આ સૂચના તેણે કબૂલ રાખી નથી!"

"તેમ થવાનું કારણ શું?"

"પેલા મહંમદ અલાફીને તમે ઓળખો છો ને? તે મારી સૂચનાને અનુકૂળ પડયો નહિ. મીહરાન તમને પાર કરવા દેવો નહિ એવી સૂચના અલોરમાં પણ તેણે કરી હતી."

"ઠીક છે; એનું પણ હું ઓસડ શોધી કાઢીશ, પણ દાહિર અમારી સામે ન આવે તેવી પેરવીમાં તો તમારે રહેવું જ પડશે."

"હું મહેનત કરીશ, પણ વચન આપી શકતો નથી." એમ કહી નાવડામાં બેસી રણધીર પાછો ફર્યો. મીહરાનના પૂર્વ કિનારે તે ઉતરી પડયો અને સઘળી દિશાએ નજર કરી તો સર્વત્ર શૂન્યકાર ભાસવા લાગ્યો. પશ્ચિમ કિનારાપર પડેલા આરબો તો દેખાતા ન-હોતા, પણ પૂર્વ કિનારે નાની નાની ટુકડીઓમાં પડેલા સિંધી સૈ-નિકો જોવામાં આવતા હતા કે જેઓ આરબોને નદી પાર નહિ કરવા દેવાને તૈયાર થઇ રહેલા હતા. આ ટૂકડીઓમાંનો કોઇ સૈનિક પો-તાને ઓળખી જાય તે પહેલાં પોતાની છાવણીમાં પાછા ફરવાને તે વધારે ઉત્સુક હતો. કિનારેથી કેટલેક દૂર તેનો માણસ અશ્વને લેઇને ઊભો હતો, ત્યાં તે ગયો અને અશ્વ ઉપર સ્વારી કરી. એવામાં પા-છળથી કોઇ બે જણ આવીને રણધીરની સામે ઉભા રહ્યા. તેઓએ રણધીરને પ્રશ્ન કર્યોઃ "તમે કોણ છો?"

રણધીર અંતરથી જરા ગભરાયો, પરન્તુ પૂછનારાઓને સાવધા-નતાથી ઉત્તર આપતો બોલ્યોઃ "તમે કોણ છો અને મને તે પ્રશ્ન કરવાનો તમને શો અધિકાર છે?"

પેલામાંના એકે જવાબ આપ્યોઃ "અમે મહારાજ દાહિરરા-યના સેવક છીએ અને તેમના એક મદદગાર કુમાર સૂર્યસિંહના અનુચર છીએ."

"સૂર્યસિંહના અનુચર છો? તે સૂર્યસિંહ કોણ ભલા?" રણધીરે એ નવું નામ સાંભળીને પ્રશ્ન કર્યો.

"સૂર્યસિંહ તે કચ્છના એક રાજકુમાર છે અને મહારાજા દાહિરરાયને મદદ કરવાને એક નાના લશ્કર સાથે પધાર્યા છે. તેઓની આજ્ઞાથી જ આપ કોણ છો તે જાણવા અમે આવ્યા છીએ."

"ઠીક, ત્યારે તમારા રાજકુમારને પ્રણામ સાથે કહેજો કે હું પોતે સિંધી લશ્કરનો સેનાપતિ છું અને અત્યારે સિંધી લશ્કરની રાત્રિચર્યા ગુપ્ત રીતે જોવાને માટે નીકળ્યો છું." એવો ઉત્તર સાંભળીને પેલા બે યોધાઓ જતા રહ્યા અને રણધીર હૃદયથી આનંદ પામતો પરન્તુ થડકતી છાતીએ ત્યાંથી વિદાય થયો, અને થોડી વારમાં પોતાની છાવણીમાં આવીને દાખલ થયો.

આરબ સરદારને લાભ થાય અને સિંધી લશ્કરની હાર થાય એવા હેતુથી જ રણધીર પોતાની સલાહ દાહિરરાયને આપતો હતો અને મુખ્યત્વે કરીને વિજય મેળવવાનો સઘળો આધાર પોતાની ઉપર જ મેલી દેવામાં આવે તેમ ઇચ્છતો હતો. જો સઘળો આધાર રણધીર ઉપર જ રાખવામાં આવે, તો પરિણામે દાહિરનો વિનાશ એકદમ લાવવાનું તેને વધારે અનુકૂળ પડે અને તે કારણથી પોતાની સ્વદેશભક્તિનો અને પોતાના શૌર્યનો વધુ પડતો દેખાવ તે હમેશાં કર્યાં કરતો હતો. બેટમાંથી જયસિંહને ખસેડવાને માટે હવે તેણે યુક્તિ રચવા માંડી. પહેલાં તો મોકા બસાયાનો એક ભાઇ રાસીલ નામે હતો તેને બેટનું લશ્કર સાચવવા માટે તેણે ઊભો કર્યો. રાસીલને તેના ભાઇ મોકા સાથે સારૂં નહોતું, તેથી તે આરબ લશ્કરની સાથે પૂરેપૂરૂં યુદ્ધ મચાવશે એમ માની શકાય તેવું હતું. રાસીલને એ પ્રમાણે તૈયાર કરીને દાહિરરાય પાસે મોકલ્યો અને તે સમયે રણધીર પણ બરાબર દાહિરની પાસે હાજર રહ્યો. રાસીલે દાહિરરાયને નમન કરીને કહ્યું: "મહારાજા! જ્યારે અમારા જેવા વિશ્વાસુ સરદારો આપના ગુલામ તરીકે દુશ્મનોની સામે લડવાને તૈયાર છે, ત્યારે આપે યુવરાજને બેટમાં મોકલીને યુદ્ધને મોખરે કેમ મૂક્યા છે? જો આપ નામવર મને આજ્ઞા આપો તો હું બેટનું સંરક્ષણ કરીશ અને એક પણ આરબ સિપાઇને મીહરાનના પૂર્વ કિનારાપર ફરકવા દઇશ નહિ."

દાહિર બોલ્યો: "રાસીલ! તમારી સેવાબુદ્ધિને માટે હું તમને ધન્યવાદ આપું છું."

રણધીર રાસીલની માંગણીને પુષ્ટિ આપતો બોલ્યો: "મહારાજ! ખરૂં કહું તો મને પણ કુમાર જયસિંહ યુદ્ધને મોખરે રહે એ વાત રૂચતી નહોતી, પણ જ્યારે જયસિંહજીએ પોતે જ બેટમાં રહેવાની ઇચ્છા બતાવી, ત્યારે મારે તે વિષે કાંઇ બોલવું મુનાસબ નહોતું. જ્યારે રાસીલ બેટનું રક્ષણ કરવાનું અને વળી આરબોને નદી પાર નહિ કરવા દેવાનું માથે લે છે, ત્યારે બેટમાં મોકલેલા લશ્કરના અધિપતિપદ ઉપરથી જયસિંહજીને પાછા બોલાવી લેવા અને તે ઓધ્ધો રાસીલને આપવો એ વધારે ઉચિત છે."

"તમને જો એમ રૂચતું હોય તો ભલે તેમ કરો; મને કાંઇ વાંધો નથી. હું તો એમ ઇચ્છું છું કે આરબો પૂર્વ કિનારે આવવા જોઇએ નહિ, અથવા તો મીહરાનનું જળ જ તેમની કબ્ર થવી જોઇએ." દાહિરે પોતાનો એક જ મુખ્ય હેતુ જણાવી દીધો.

રાસીલ બોલ્યો: "મહારાજ! આ સેવક તેટલું કાર્ય પૂરતી ફત્તેહ સાથે બજાવી શકશે."

દાહિરે રાસીલને રૂકકો આપીને બેટમાં મોકલ્યો અને જયસિંહને પાછો બોલાવી લીધો. જયસિંહ એક રાજકુટુંબનો જ માણુસ હતો એટલે તેને ફોડવાનું કામ આરબ સરદારને માટે જરા પણ સંભવિત નહોતું. તેને સ્થળે જો બીજો કોઈ આવે તો તેને શામ કે દામથી હરકોઇ રીતે ફોડી શકાય અને લશ્કરને પૂર્વ કિનારા પર લાવી શકાય એવા હેતુથી મહંમદ કાસીમે રણધીરને બોલાવીને જયસિંહને ત્યાં આગળથી પાછો બોલાવી લેવાની ગોઠવણ કરવા સૂચવ્યું હતું. આ ગોઠવણુ પાર પડી અને બેટમાં રાસીલ આવીને રહ્યો એટલે તેને ફોડવાની પેરવી હવે આરબ સરદારે કરવા માંડી. મોકા રાસીલનો ભાઈ હતો અને બન્ને વચ્ચે સખ્ત વૈર હતું, તો પણ મોકાને રાસીલની પાસે તેને સમજાવવા માટે મોકલ્યો. મોકાએ રાસીલની પાસે આંસુ પાડયાં અને પોતે આરબોમાં ભળ્યો તે માટે ભાઇ પાસે પશ્ચાત્તાપ કરી આગલા સઘળા વૈરની માફી માંગી. એ રીતે મોકામાં રાસીલનો સંપૂર્ણ વિશ્વાસ બેઠો, એટલે મોકા પોતાના ભાઇ પાસે થોડા દિવસ રહ્યો અને પછી ધીમે ધીમે તેણે પોતાની કપટજાળ પ્રસારવા માંડી.* આરબ લશ્કરના બળની અને

* Mokah played dodges and behaved deciotfully and always tried to make Dahar's cause suffer. *Chach-Namah.*

ગૌરવની વાતો કહી કહીને આંજી નાંખ્યો અને આરબ સેનાની સામે થવું એ બહુ જ વિકટ કાર્ય છે એમ તેના દિલમાં ધીમે ધીમે ઠસાવવા માંડયું. રણધીરે રાસીલને એક બહુ વિકટ કામ સોંપવા માટે ઊભો કર્યો હતો એમ રાસીલને સમજાવવાને મોકાએ પ્રયત્ન કરવા માંડયો અને ધીમે ધીમે રાસીલ મોકાની કપટજાળમાં ફસાય તે પહેલાં તે મોટી ચિંતામાં પડયો.

આ સમય દરમીયાન આરબ લશ્કર પોતાની તૈયારીઓને આગળ વધાર્યે જતું હતું. નાનાં મોટાં સંખ્યાબંધ વહાણો મોકાએ જ એકઠાં કરી આપ્યાં હતાં. તે વહાણોનો એક પૂલ બનાવીને નદીને ઉલ્લંઘવી તેવો આરબ સરદારનો વિચાર હતો. જે સમયે રાસીલ મોકાએ બતાવેલા મોટા ભયથી ચિંતામાં પડયો હતો અને આરબ લશ્કરની નદી ઉતરવાની તૈયારીઓથી અસાવધાન રહ્યો હતો, તે સમયે આરબોએ મીહરાનના પશ્ચિમ કિનારાપર પોતાનાં નાવડાંની એક મોટી હાર બનાવી અને દરેકે દરેક નાવડાને એક બીજાની સાથે સાંકળથી બાંધી લીધું. મીહરાન નદીનો પટ જેટલો પહોળો હતો તેટલી લાંબી આ હાર બનાવવામાં આવી અને પછી તેમાં સિપાઇઓને બેસારવામાં આવ્યા. નાવડાંની જે લાંબી હાર પશ્ચિમ કીનારાપર બનાવવામાં આવી હતી તે આખી હારનો એક છેડો પશ્ચિમ કિનારાપર સજ્જડ રીતે બાંધી રાખવામાં આવ્યો અને બીજો છેડો મોટી મહેનત સાથે ખેંચીને પૂર્વ કિનારાપર લેઈ જવામાં આવ્યો; તે સાથે જ નાવડાંનો તરતો પૂલ મીહરાન નદી ઉપર બંધાઇ ગયો અને આરબ લશ્કર પશ્ચિમ કિનારાપર ઉતરવા લાગ્યું! આરબ લશ્કરની આ સઘળી તૈયારીઓ અને હીલચાલોથી મોકાએ રાસીલને એટલો બધો અસાવધ રાખ્યો હતો કે આરબ લશ્કર પૂર્વ કિનારાપર ઉતરતાંની સાથે તે મોટા ગભરાટમાં પડયો. તુરતમાં તો તેણે પોતાના લશ્કરને આરબ લશ્કરની સામે લડવાને હુકમ આપ્યો, પરન્તુ આરબો એકદમ મોટો પૂલ બનાવીને થોડા સમયમાં આખા લશ્કરને આ કિનારે ઉતારી મેલશે એવી કલ્પના પણ સિંધી સૈનિકોને નહિ હોવાથી તેઓ ગભરાઈ ગયા. પૂરી રીતે લડાઇ શરૂ થાય તે પહેલાં તો લશ્કર નાસવા માંડયું અને તેમની પૂઠે રાસીલ પણ નાઠો. નાસી જતા રાસીલને મોકાએ સમજાવ્યું કે “ એમ નાસી જવાથી દાહિર ગુસ્સે થઇને તારૂં અપમાન કરશે, માટે તેમ

કરવા કરતાં આરબ સરદારની તર્ફમાં જવાથી તને લાભ થશે." નિર્બળ મનના રાસીલે દ્રોહી મોકાનું કથન માન્યું અને તે પણ આરબ સરદારને કુર્નિશ બજાવીને મોકાની સાથમાં જઇ ઊભો ! હવે આરબોએ સિંધી લશ્કરની બરાબર પૂંઠ પકડી !

## પરિચ્છેદ ૧૫ મો.

### ચિન્તાથી ઘેરાએલો દાહિર.

चिन्ता समं नास्ति शरीरशोषणम् ॥

*    *    *    *

चिन्तातुराणाम् न सुखं न निद्रा ॥



રાત્રિના છેલ્લા પ્રહરનો અમલ ચાલતો હતો. ઉનાળાની ઋતુ ચાલતી હોવા છતાં મીહરાન અને ગુજરી સરોવરના જળપરથી વહન કરતો વાયુ દાહિરરાયની સેનામાં શાંતિ અને શીતળતાનો સંચાર કરતો હતો. આખું લશ્કર અચેત અવસ્થામાં પડયું હતું અને છાવણીના રખેવાળો સિવાય બીજાઓમાં ભાગ્યે જ કોઇ જાગૃત જોવામાં આવતું હતું. જેઓ આરબ લશ્કરની સામે ઝૂઝવાને તલપાપડ થઇ રહ્યા હતા અને તેમની તે આતુરતાને લીધે જેઓને રાત્રે નિદ્રા પણ આવતી નહોતી, તેઓ પણ અત્યારે તો ત્વચાને શીતલ બનાવતી વાયુલહરિથી ઘસઘસાટ ઉંઘતા હતા. આસપાસની સીમામાં કૂતરાનો કર્કશ સ્વર અને તેના ઉત્તરમાં શિયાળવાંની ચીસો શ્રવણગોચર થતી હતી. આ શાંત સ્થળે દાહિર પોતાની છાવણી નાંખીને પડયો તેને કેટલાક દિવસ થઇ ગયા હતા. રાસીલ આરબ લશ્કરને મીહરાન પાર કરવા દેશે નહિ, અથવાતો તે દુશ્મનના આખા લશ્કરને જળશાયી કરશે એવી આશામાં રહેલો દાહિર અત્યારસુધી બહુ ચિન્તામાં નહોતો. ચિન્તામાં રહેવાની જરૂર નથી એવી રણધીરની શિખામણ તેને રૂચી ગઇ હતી, કારણકે ચિન્તાતુરતા બતાવવી તે એક પ્રકારની નિર્બળતા બતાવવા સરખું છે અને તેવી નિર્બળતા ન જણાય માટે નિશ્ચિંત રીતે આનંદમાં રહેવું એ જ સિદ્ધાંત દાહિરે ગ્રહણ કર્યો હતો. મંત્રી સિંહાકારને આ આનંદી વ્યાપાર રૂચતો નહોતો, પરન્તુ રણધીર રાજજામાતા તરીકે જાહેર થયા પછી દાહિરરાય પાસે તેનું માન વધી ગયું હતું અને તેથી સિંહાકાર ઉદા-

સીનપણે મંત્રીપદ સાચવી રહ્યો હતો. આજે પ્રભાતમાં દાહિર આસપાસનાં જંગલોમાં શિકારમાટે જવાનો હતો અને તે માટેની સઘળી તૈયારીઓ કરવાની વરદી તેણે રણધીરને આપી દીધી હતી. રણધીરસિંહે પ્રભાતમાં વહેલાં ઉઠીને થોડા ચુનંદા શિકારીઓની ટુકડી તૈયાર કરવાનો વિચાર રાખ્યો હતો; પરન્તુ હજી તે પોતાની નિદ્રામાંથી જાગૃત થઇને શિકારની તૈયારીઓ કરવા માંડે તે પહેલાં તો દોડતા ઘોડાના દાબડા સંભળાવા લાગ્યા. જાગતા રખેવાળો સિવાય સર્વ કોઇ આ બાબતથી અજાણ્યા હતા. જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ તે અવાજ વધારે મોટો થવા લાગ્યો અને રખેવાળો ભય પામવા લાગ્યા. કદાચ દુશ્મનો અચાનક આવી પહોંચ્યા હોય તેવી ચિન્તામાં તેઓ પડ્યા. એટલામાં બે ઘોડેસ્વારો આવી પહોંચ્યા અને તેઓ છાવણીમાં પેઠા. દાહિરરાયના તંબૂ પાસે જઇને તેઓએ તંબૂના રખેવાળને રાજાને જાગૃત કરવા કહ્યું.

રખેવાળે કહ્યું: "પરન્તુ હજી મહારાજને જાગૃત કરવાનો સમય થયો નથી. તમે કયાંથી આવો છો અને મહારાજને શું નિવેદન કરવાનું છે?"

"અમે બેટ તરફથી આવીએ છીએ અને મહારાજને ઘણા માઠા ખબર નિવેદન કરવાના છે. આરબો મીહરાન પાર કરી ગયા છે અને તેઓ આખા સિંધી લશ્કરની પૂંઠે પડ્યા છે. રાસીલે ભયંકર દગો કર્યો છે અને તેને જ પરિણામે સિંધી લશ્કરને નાસવું પડ્યું છે. સિંધી સૈનિકો આપણી તરફ ધસ્યા આવે છે."

"અને આરબો શું તેમની પાછળ છે?" રખેવાળે ભયભીત થતાં પૂછ્યું.

"હા, અને તેથી જ મહારાજને જાગૃત કરવાની જરૂર છે."

"રહો ત્યારે, હું તેમને જગાડું છું." એમ કહી રખેવાળ તંબૂની અંદર ગયો અને "મહારાજા, પૃથ્વીપતિ!" ઇત્યાદિ સંબોધન વડે દાહિરને જાગૃત કરવા લાગ્યો. થોડી વારે દાહિર પરોઢની ભરઉંઘમાંથી આંખો ચોળતો બેઠો થયો અને નિદ્રાભંગથી ક્રોધ કરતો બોલ્યો: "કેમ, અત્યારે કોણ છે? મને શામાટે જગાડ્યો છે?"

રખેવાળ બોલ્યો: "મહરાજ! એ તો હું છું. એક બહુ જ માઠા ખબર લાવ્યો છું. આરબો મીહરાનને પાર કરી ગયા છે અને રાસીલ દગાખોર નીવડ્યો છે. આપણું સૈન્ય આ તરફ નાસી આવ્યું અને આરબો પૂંઠે પડ્યા છે!"

આ ખબર સાંભળતાં જ દાહિરની ઉંઘ ઉડી ગઇ. તે આશ્ચર્ય અને શોક સાથે તે ખબર સાંભળી રહ્યો અને સ્હવારમાં જ આવા માઠા ખબર લાવવા માટે રખેવાળ ઉપર ક્રુદ્ધ થયો. તેણે કહ્યું: "તું જરા મારી પાસે આવ તો!"

રખેવાળ દાહિરના શયનપર્યંકની નજીક જઇને બોલ્યો: "શું આજ્ઞા છે મહારાજ?"

"મૂર્ખ! પ્રભાતમાં નિદ્રામાંથી જાગૃત કરીને તેં મને આ અપશુકનીયા ખબર કેમ આપ્યા? લે, તારી મૂર્ખતાનું ફળ!" એમ કહેતાં જ દાહિરે પોતાની પાસે પડેલી તલવાર ઉંચકી અને રખેવાળ કાંઇ પણ જવાબ આપે તે પહેલાં તો તેણે તેના ગળાપર ફેરવી દીધી! સ્વલ્પ સમયમાં બિચારો રખેવાળ મરણશરણ થયો.

તુરત જ દાહિર પોતાના તંબૂની બહાર આવ્યો અને પેલા બે સિપાઇઓને ખબર પૂછ્યા. સિપાઇઓએ રાસીલની અસાવધાનતાની, મોકાના કપટની અને આરબો નાવડાંનો પૂલ બનાવીને મીહરાનને પાર કરી ગયાની સઘળી હકીકત દાહિરને કહી સંભળાવી. દાહિરનું મસ્તિક ભ્રમવા લાગ્યું. શિરપર અચાનક એક મોટી આફત આવી પડવાને લીધે તત્ક્ષણ તેનું મગજ ગુમ થઇ ગયા સરખું બની ગયું. માથાના બંને લમણાને બે હાથવડે દાબીને તંબૂના દ્વારની મધ્યમાં જ તે સ્થિર થઇ ગયો. સ્વલ્પ સમય વિચાર કરીને તેણે એક નોકરને આજ્ઞા આપી: "સત્વર સિંહાકારને, રણધીરસિંહને, મહંમદને અને જયસિંહને મારી સમક્ષ બોલાવ. જા, જરા પણ વિલંબ ન કર!" એમ બોલતો તે પાછો તંબૂમાં આવીને બેઠો. તંબૂના રખેવાળના મુડદામાંથી લોહી વહી જતું હોવાથી આસપાસની જગ્યા ગંદી થઇ ગઇ હતી, તેથી તે તંબૂના બીજા ભાગમાં જઇને બેઠો અને 'હવે શું કરવું' તે સંબંધે વિચાર કરી રહ્યો. થોડી વારે દાહિરના ચારે મુખ્ય સલાહકારો તેની સમક્ષ આવીને ઊભા. તેઓ આવતાં જ દાહિર બોલી ઉઠયો: "મને આપણું ભાગ્ય ફરી વળ્યું લાગે છે. રાસીલે તેના ભાઈ મોકાની સમજાવણીથી દગો કર્યો અને મુસલમાનો મીહરાનને પાર કરી આ બાજુએ દોડયા આવે છે; આપણું લશ્કર બેટમાંથી આ તરફ નાસી આવે છે! મંત્રીશ્વર સિંહાકાર! આ સઘળું શું થવા બેઠું છે? આપણા ગ્રહ ખરેખર વાંકા જણાય છે."

"મહારાજ!" સિંહાકાર બોલ્યો: "એમાં ગ્રહ શેના વાંકા છે? માણસ ઉદ્યમવડે જ વિજય મેળવી શકે છે. આપ ભાગ્ય અને જ્યોતિષ્—"

"નહિ, નહિ, નહિ; તમે જ્યોતિષ્‌ને વ્યર્થ નિંદશો નહિ. આપણા ઋષિમુનિઓ પૂર્વે આકાશમાં ચાલતા ગ્રહોની ગણતરી કરીને જે કાંઇ કહી ગયા છે તે કદાપિ અસત્ય નિવડે નહિ; પણ તમે ઉદ્યમની વાત કરો છો, તો આપણે શું ઉદ્યમ નથી કરતા?"

"આપણે ઉદ્યમ કરીએ છીએ, મહારાજ! પણ સાથે ભૂલો બહુ કરીએ છીએ. જો આપે મારો મત લીધો હતો, તો રાસીલ ઉપર વિશ્વાસ રાખવાની હું ના કહેત. યુવરાજ બેટમાં રહ્યા હતા તે જ વધારે ઠીક હતું, કારણકે બીજાઓ તો ફૂટે કે આરબોએ આપેલી લાલચને વશ થાય, પણ યુવરાજના સંબંધમાં તેમ બનવું કેવળ અસંભવિત હતું."

"એ મારી ભૂલ થઇ ખરી; પણ તે તો જે થયું તે થયું; હવે શું કરવું? મારા શૂરા સરદાર મહંમદ! અત્યારે આપણે પૂરેપૂરી મુશ્કેલીમાં સપડાયા છીએ. તમે આરબ લશ્કરની હીલચાલોની રીતિઓ અને તેઓની ટેવો વગેરેથી માહિત હોવાથી હું એ વાજબી માનું છું કે તમે એક મોટા લશ્કરની સાથે આરબોની સામે એકદમ જાઓ, અને તેમને આગળ વધતા અટકાવી, આપણા નાસી આવતા લશ્કરનું સંરક્ષણ કરો; હું ધારૂં છું કે બહાદૂરી બતાવવા માટેનું આ યોગ્ય કાર્ય તમે પસંદ કરશો."

આકાશમાં ઝઝૂમી રહેલા કાળા મેઘમાંથી વર્ષાદની શીતળ ધારાઓની આશા રહેતી હોય અને અચાનક તેમાંથી વિજળીનો પ્રલયંકર અગ્નિ ફાટી નીકળે તેવી રીતે મહંમદ બોલ્યો: "દાહિરરાય! મહંમદ પયગમ્બરના નામનો જાપ કરનારા મારા હમદીનોની સામે તલવાર ઉંચકવા સિવાયનું હરકોઈ કામ તમે મને સોંપો અને તે બજા લાવવા હું તૈયાર ઊભો છું!"

આ વિચિત્ર જવાબથી—મહંમદના આ પ્રકારના પહેલા જ જવાબથી દાહિર દિગ્મૂઢ સરખો બની ગયો અને મહંમદનાં ચળકતાં નેત્રો સામે આશ્ચર્યથી જોઈ રહ્યો; ક્ષણભર તે કાંઇ પણ બોલી શક્યો નહિ. પાસે બેઠેલા બીજા સરદારો પણ આશ્ચર્યથી ચૂપ રહ્યા. થોડી વાર રહીને દાહિર બોલ્યો: "મહંમદ! મારા લશ્કરના ગૌહર!

તમારા મુખમાંથી આ શું શબ્દો નીકળે છે? તમે યાદ કરો કે તમે પણ એક વાર આવી જ મુસ્કેલીમાં સપડાયા હતા અને અમે તમને મદદ કરી હતી. આ સમયે તમારે અમને મદદ કરવી તે શું તમારી ફરજ નથી?"

"નામવર!" મહંમદ ઉત્તર આપતો બોલ્યો: "તમે મને આફતના સમયમાં જે કાંઇ મદદ કરી છે અને મારા તરફ તમે જે કાંઇ માયા દર્શાવત્તા આવ્યા છો, તે માટે હું તમારો અહેશાનમંદ છું; પરન્તુ હું એક મુસલમાન છું અને તેથી એક મુસલમાનની સામે મારી તલવાર કદી ઉઠાવી શકું નહિ; કદાચ મુસલમાનને હાથે હું મરી જઉં તો ખુદાના દરબારમાં હું જહન્નમની આગમાં સબડતો રહું! તો મહેરબાનીની રાહે તમે મને તમારા લશ્કરથી છૂટો પડવા દો એ જ મારી મંશા છે!"

"તમારી મંશાને પૂરી કરો, જાઓ, તમને ચાલ્યા જવાની પરવાનગી છે." નિરાશામાંથી ઉદ્ભૂત થએલા ક્રોધથી દાહિર દાંત કચકચાવતો બોલ્યો: "દગાબાજ નીવડવું તે મુસલમાનોનો ગુરૂમંત્ર છે! અત્યારસુધી જે મુસલમાન સરદારને મેં મારા હિંદુ સરદારો કરતાં પણ વધારે સારી રીતે રાખ્યો છે અને જેને માટે મેં બીજાઓની સામે મારૂં માથું ઉંચક્યું હતું, તે એક નાપાક સખ્સ-ઇસલામનો ભક્ત અત્યારે મારી મુસ્કેલીના સમયમાં મને છોડી જવાને-દગાબાજ નીવડવાને તૈયાર થયો છે, તે કેટલું શરમાવા જેવું છે? થૂ હો, તેની જાતપર, થૂ હો તેની બહાદૂરીપર!"

"ખામોશ, દાહિરરાય! મારી જાતનું અને મારા ધર્મનું અપમાન હું સહન કરી શકીશ નહિ! તમને દગાખોર નીવડવામાં હું પાપ લેખતો નથી, પરન્તુ મારા પાક ઇસલામ ધર્મને પાળનારા મારા હમદીનોનો દ્રોહ કરવો તે એક મહાપાપ છે; ઓ રાજા! તારા હિંદુડા સરદારો કે જેઓ ધર્મ અને દેશના અભિમાનવિનાના અને બાયલા છે, તેઓ ધર્મ, દેશ, અને જાતભાઇઓનો દ્રોહ કરીને આરબોના પક્ષમાં ઊભા રહેતાં શરમાતા નથી તેઓને લઅનત છે અને નહિ કે મને કે જે હું મારા જાતભાઇઓને માટે વિધર્મીના પક્ષમાં ઊભા રહેવામાં પાપ સમજું છું!"

"કબૂલ છે, દ્રોહી હિંદુ સરદારોને લઅનત છે, પણ મહંમદ! તારા સરખા નિમકહરામને સેંકડો લઅનત છે કે જે આવા આફ-

તના સમયમાં જ મને છોડી જવા તૈયાર થયો છે; જો અલો-રમાં જ તું મને છોડી ગયો હતે, તો મને આટલું દુઃખ થાત નહિ !"

"પણ હું તને અલોરમાં છોડી જાત તો તું આટલી મુસ્કેલીમાં ક્યાંથી આવી પડત ? તને મુસ્કેલીમાં પાડવાને જ હું તારી સાથે અહીં આવ્યો છું, દાહિર !"

"ધિક્કાર હો ! તને–તારી જાતને સેંકડો ધિક્કાર હો ! મહંમદ ! આટલી બધી નિમકહરામી ? અહા ! મને આફતમાં ફસાવવાનો જ તારો સઘળો પ્રયાસ હતો, એ હું મૂર્ખ અત્યારે જ જાણું છું; જા, હવે મારી આંખો સામેથી તારા નાપાક દર્શનને દૂર થવા દે !"

મહંમદ ચાલ્યો ગયો. સિંહાકાર મહંમદના શબ્દોથી બહુ જ ઉશ્કેરાઇ ગયો હતો, પરન્તુ દાહિરની વચમાં ન બોલવાના હેતુથી તે ચૂપ રહ્યો હતો. મહંમદ ગયો એટલે તે બોલી ઉઠયોઃ "મહારાજ ! એ દગાખોર નાપાક મહંમદના શબ્દો આપ સાંભળી રહ્યા એ નવાઇ છે ! જે સખ્સે અત્યારસુધી આપણા મિત્ર તરીકે રહીને છેવટે દુ-શ્મનની ગરજ સારી છે, જે સખ્સ આપણને આફતમાં ફસાવવાને જ પ્રયત્નશીલ છે, તેનો તો તત્ક્ષણ ઘાત કરવો જોઇએ. આજ્ઞા આપો તો તે દુષ્ટનું મસ્તિક ધડથી જૂદું કરી નાંખું."

"ધીરજ રાખો; અત્યારનો વખત વિચારવા જેવો છે. મહં-મદનું લશ્કર આપણા લશ્કરથી ભેળાએલું છે અને માંહોમાંહે કતલ ચાલે તે આપણને લાભપ્રદ નથી. જો અનુકૂળતા હોત, તો એ દુષ્ટ યવનને હું અહીંથી જ જીવતો જવા દેત નહિ અને તેના બે ટુકડા કરી નાંખત; પણ અત્યારે તે સમય નથી; જવા દો તેને, ભલે આ-પણામાંથી તે છૂટો પડી જાય."

જયસિંહ બોલ્યોઃ "પિતાજી ! એ દુષ્ટના શબ્દો સાંભળીને મારૂં તો મસ્તિક ભ્રમે છે ! અહા ! એ દુષ્ટે કેટલી નીચતા કરી છે ?"

"બેટા ! એ વાતને અત્યારે હવે ભૂલી જા. આરબોને આગળ વધતા અટકાવવા માટે શું કરવું તે સંબંધે અત્યારે વિ-ચાર કરવાને આપણે મળ્યા છીએ. આપણે ઉંઘમાં જ રહેતા હોઇએ અને આરબો જય મેળવતા જતા હોય, તેવું મને તો હવે સઘળું જણાય છે ! હવે બેદરકારીને ખંખેરી નાંખવી જોઇએ અને દુશ્મ-નોની સામે મજબુતાઇથી કામ લેવું જોઇએ; કેમ રણધીરસિંહ !"

"સત્ય છે મહારાજ ! આજ્ઞા હોય તો હું આરબોની સામે લશ્કર સાથે જઉં અને તેઓને આગળ વધતા અટકાવું." રણધીર બોલ્યો.

"તમે અને જયસિંહ બન્ને જાઓ અને લશ્કરને તૈયાર થ-વાની વરદી આપો. સૂર્યોદય થવાને હવે બહુ વાર નથી, અને સૂર્યોદય થતાં જ તમે કૂચ કરી જાઓ. સૈનિકોને કહેજો કે હિંદુ ધર્મના અને સિંધુદેશના સંરક્ષણને માટે લડવાનું છે।" દાહિરે આજ્ઞા આપી.

"મહારાજ! તે માટે આપ નિશ્ચિંત રહો. આપણા સૈનિકોના અંતરમાં સ્વદેશરક્ષણનો જુસ્સો ક્ષણે ક્ષણે ઉભરાતો જ રહે છે અને તેઓ પોતાના અંત સુધી લડયા વિના નહિ જ રહે; હું અને યુવરાજ હવે જઇએ છીએ."

"ખુશીથી જાઓ, ફતેહ કરો! પણ રહો, રાજજોશીને બોલાવો; સારૂં મુહૂર્ત અને ચોઘડિયું જોવરાવો અને પછી જ પ્રયાણ કરો."

"તેમ જ કરીશું, પિતાજી! બરાબર સારૂં મુહૂર્ત જોવરાવીને જ સંચરીશું." એમ કહી જયસિંહ અને પાછળ રણધીરસિંહ તંબુની બહાર નીકળ્યા.

દાહિર ચિન્તાઓના કોટમાં ઘેરાતો એકલો પડયો. અલાફીનો પ્રસંગ તેના ચિત્તમાં ઘોળાયાં કરતો હતો અને તે વિચારતો હતો કે જો તેના જેવું ધર્મઝનૂન હિંદુઓમાં હોય તો તેઓ આરબોને સિંધમાં પેસવા પણ દે નહિ. બહારથી ગમે તેવા ભલા દેખાતા પણ આરબમાં સંપૂર્ણ વિશ્વાસ મૂકતાં પહેલાં દીર્ઘ વિચાર કરવો જોઇએ એવું પ્રત્યક્ષ જ્ઞાન દાહિરને આજે ઘણા લાંબા વખત પછી થયું. તે આવા અને યુદ્ધને લગતા બીજા વિચારોમાં જ મશગુલ થઇને સ્થિર બેઠો હતો, એવામાં કોઇએ ખબર આપ્યા કે "પરદેશથી કોઇ કુમાર સૂર્યસિંહ આવ્યા છે તે એકાંતમાં મહારાજની મુલાકાત ચાહે છે!"

"સૂર્યસિંહ" નામ સાંભળતાં દાહિર જરા ખમચ્યો, પણ પછી તુરત જ તેણે તે રાજકુમારને બોલાવવાની આજ્ઞા આપી અને જણાવ્યું કે "તે રાજકુમાર મારી પાસે હોય, ત્યાંસુધી કોઇ મારા તંબૂમાં રહે નહિ."

ફક્ત એક પળ પસાર થઈ અને રાજકુમારોના વેશમાં સજ્જ થએલી રાજકુમારિકાઓ સૂર્યદેવી અને પરિમલદેવી તંબૂમાં પેસતાં જ પિતાને ભેટી પડી! નાની પરિમલદેવી બોલી: "બાપુ! અમે આવીઓ."

"બેટા! તમે આવી તો ભલે આવીઓ, પણ બહુ ખરાબ વખતે આવીઓ છો! હું ચિન્તાઓના કોટથી ઘેરાઇ ગયો છું અને તે સમયે તમારી વધુ ચિંતા મને દુઃખકર થઇ પડશે."

સૂર્યદેવી બોલીઃ "પિતાજી! અમારી ચિન્તા તમે શામાટે કરો છો? જુઓ, અમે આપની પાસે સહીસલામત પહોંચેલ છીએ કે નહિ?"

"પણ આટલું મોડું કેમ થયું? અમે નીકળ્યા પછી બીજે જ દિવસે તમે નીકળનાર હતાં અને અહીં આવી પહોંચતાં આટલું મોડું કેમ થયું?"

પરિમલદેવી બોલીઃ "અમે ફરતાં ફરતાં આવેલ છીએ. જ્યાં ત્યાં કચ્છી રાજકુમારો તરીકે ઓળખાણ આપી છે. બેટના પ્રદેશમાં પણ ફરી આવીઓ. રણધીરસિંહ અમારા જોવામાં આવ્યા હતા, અને અમને ઓળખી શક્યા નથી!"

દાહિર આંખો વિકસાવતો અને આશ્ચર્ય પામતો બોલ્યોઃ "રણધીરસિંહ બેટ તરફ ક્યાંથી હોય? તે બાજુએ તો મેં લશ્કર સાથે જયસિંહને જ મોકલ્યો હતો."

"શું રણધીરસિંહને આપે મોકલ્યા નહોતા? પણ જ્યારે એક રાત્રે અમે મીહરાનના કિનારાપર અમારી રાવટી નાંખી હતી ત્યારે મધરાત પછી અમે રણધીરસિંહને કિનારાપર જોયા હતા અને તપાસ કરાવતાં જણાયું હતું કે તે બેટ માંહેના લશ્કરની વ્યવસ્થા જોવાને ગુપ્તચર્યા કરવાને નીકળ્યા હતા."

"અહા! કેટલો કાળજીવાળો સેનાપતિ! કેટલો વફાદાર માણસ! ખરેખર રણધીરસિંહ એક હીરો જ છે! મને પણ કહ્યા વિના તે છાનો–માનો પોતાની ફરજ બજાવ્યે જ જાય છે; આપણા વિજયને માટે તે કેટલી ચિન્તા રાખતો હશે?"

સૂર્યદેવી પોતાના પ્રિયતમનાં વખાણ પોતાના પિતાને મુખેથી સાંભળીને મનમાંજ પરિતુષ્ટ થઇ. પરિમલદેવીએ કહ્યુંઃ "પિતાજી! રણધીરસિંહ જેવા આપણા અંગના માણસને આપણા વિજયની ચિન્તા ન હોય, તો પછી બીજા કોને હોય?"

સૂર્યદેવી બોલીઃ "બાપુ! હવે અમે આપને આવી મળેલ છીએ, તો અમે ખુલ્લાં પડીએ તેમાં હરકત છે?"

"નહિ નહિ, બેટા સૂર્યદેવી! તમે ખુલ્લાં ન પડશો. તમે વેશ ઘણો સારો રાખ્યો છે, આપણાં માણસો પણ તમને પિછાણી શકે તેમ નથી. તમે આપણા લશ્કરમાં જ એક જૂદો તંબૂ નંખાવીને રહો, અને કચ્છના રાજકુમારો તરીકે જ ઓળખાવજો. ખુલ્લાં પડવાનો આ સમય નથી."

"ત્યારે અમે તમારી સેવામાં કેવી રીતે રહી શકીએ? તમારી સાથમાં પણ રહી ન શકીએ તો પછી—"

દાહિર વચમાં જ બોલ્યો: "પુત્રીઓ! તમે મારી સેવા બજાવો, પણ હું તેથી વધારે ચિંતાતુર અવસ્થામાં મેલાતો હોઉં, તો તેથી તમારી સેવા શું ઉપયોગની? તમે તમારે સર્વ હીલચાલ જુઓ; યુદ્ધનો પ્રસંગ આવશે ત્યારે યુદ્ધ જોવાનું બની આવે, તેટલા માટે હું ગોઠવણ કરીશ. વિશેષ તમારે કાંઇ પણ કરવાનું નથી."

"ઘાયલ થએલા સૈનિકોની સારવાર—"

"નહિ, તે પણ નહિ, તમે ખુલ્લાં પડો તેવું કાંઇ પણ કાર્ય તમને સોંપનાર નથી; તમારી અભિલાષા મારી સાથે આવવાની હતી તે પૂરી થઇ છે તો બસ છે; રોજ એક વાર તમે બન્ને બહેનો મને મળજો અને મારી આંખો ઠારજો! હવે જાઓ, બેટા! હજી મારે ઘણું કામ છે. મારી ચિન્તાઓમાં હરપળે વધારો થતો જાય છે. અલાફી છેવટે આપણને ત્યજી ગયો છે. શસીલ અને મોકા દગાખોર નીવડયા છે અને યવનસેના આ બાજુએ આવી રહી છે."

"શું અલાફી આપણને ત્યજી ગયો છે? પિતાજી!" સૂર્યદેવી આશ્ચર્ય અને ભય સાથે બોલી.

"હા પુત્રી! પણ એમાં કાંઇ ચિન્તા જેવું નથી. હજી પણ આપણે યવનોની કબર સિંધમાં બનાવવા જેટલા સમર્થ છીએ."

બન્ને કુંવરીઓ પિતાને વંદન કરી, પિતાની ચિંતાતુર સ્થિતિથી અંતરમાં દુઃખી થતી અને પિતૃસેવામાંથી વંચિત રહેવા માટે નિરાશ થતી ત્યાંથી ચાલી ગઇ. દાહિર બહાર નીકળીને નજર કરે છે, તો એક બાજુએ અલાફીનું લશ્કર છૂટું પડતું જોવામાં આવ્યું અને બીજી બાજુએ જયસિંહ અને રણધીરસિંહ પોતાની સાથે લેઈ જવા માટે લશ્કર તૈયાર કરતા જોવામાં આવ્યા.

## પરિચ્છેદ ૧૬ મો.

### રણતૃપ્તિ–પ્રથમ દિવસ.

दूरस्थाः पर्वता रम्या वेश्या च मुखमण्डने।
युद्धस्य वार्ता रम्या त्रीणि रम्याणि दूरतः॥

**અર્થ**:—પર્વતો દૂરથી, વેશ્યા મુખની શોભાથી અને યુદ્ધ વાર્તાથી: એ ત્રણે દૂર રહે રહે જ રમ્ય જણાય છે.



પંજાબની વીરભૂમિ તરીકે પાણીપત પ્રસિદ્ધ છે, તેવી રીતે સિંધની વીરભૂમિ તરીકે ગુજરી સરોવરના પૂર્વ અને પશ્ચિમ કિનારાપર આવેલા રાવર અને જીતોરનો પ્રદેશ તે સમયે પ્રસિદ્ધિને પામ્યો હતો. વીરભૂમિ એટલે શું? પાણીપતના મેદાનનો યુદ્ધ–ઇતિહાસ આપણી સામે શું દૃશ્ય રજુ કરે છે? મોટી સેના ધરાવનારનો પરાજય અને નાની સેવા ધરાવનારનો જય! મોટી સેનાવાળાનું વિશેષ રૂધિરપાન કરવાને તૃષાતુર થએલી ભૂમિ તે વીરભૂમિ! અતુલ સેનાબળને ભક્ષી જનારી જોગણી તે વીરભૂમિ! નાની સેનાનાં થોડાં મૃતદેહોથી તૃપ્ત નહિ થનારી પરન્તુ પ્રતિક્ષણે વિશેષ ને વિશેષ વીર નરોનું ભક્ષણ કરે તે ભૂમિ 'વીરભૂમિ' કહેવાય! વીરભૂમિ! વીરભૂમિ! તારૂં કેવું ભયાનક સ્વરૂપ?! રૂધિર પીવાની તારી કેવી વિચિત્ર તૃષા! જ્યારે તું હાડકાંના ઢગથી અલંકૃત થાય, જ્યારે તારી સૂકી ઉડતી રેતીમાં મનુષ્યોનું લોહી રેડાય અને લાવસીની પેઠે ચોળાય, જ્યારે સેંકડો બલકે હજારો સૈનિકોનાં માથાં તારા અંગ ઉપર લાવસીમાંના સાકરના ગાંગડાની પેઠે રઝળતાં રહે, એટલું જ નહિ પણ મનુષ્યો સાથે હાથી ઘોડા જેવાં પશુઓનાં લોહીનો પ્રવાહ લાવસીમાંની ઘૃતધારાની પેઠે ચાલે, ત્યારે જ તું તૃપ્ત થાય, ત્યારે જ રણતૃપ્તિ થઇ લેખાય અને ત્યારે જ તું વીરભૂમિ કહેવાય! ઓ વીરભૂમિ! વીરોનું જ ભક્ષણ કરનારી ભૂમિમાતા! આ પિશાચિનીને યોગ્ય સ્વરૂપ તને શોભે છે શું?

જયસિંહ અને રણધીરસિંહ આરબ લશ્કરની સામે પશ્ચિમ દિશા તરફ કૂચ કરી જતા હતા. માર્ગમાં તેઓને રાસીલના હાથ નીચે સોંપવામાં આવેલા કેટલાક સિંધી યોદ્ધાઓ મળ્યા જેઓ આ-

રબ લશ્કર પૂંઠે પડયું હોવાની જ ખબર આપતા હતા. ગુજરીના વિશાળ સરોવરના પશ્ચિમ કિનારાની લગભગ સિંધી લશ્કર આવી પહોંચ્યું, ત્યારે તેઓને પચીસ સિંધી સ્વારોનું એક ટોળું મળ્યું. તેઓએ ખબર આપ્યા કે " આરબ લશ્કર થાક અને ભૂખથી કંટાળીને હવે આગળ વધતું અટક્યું છે અને કેટલેક દૂર પડાવ નાંખી રહ્યું છે."

આ ખબર મળતાં જયસિંહ જરા ઉત્સાહમાં આવ્યો. તેણે દાહિરને કહ્યું: " રણધીરસિંહજી ! હવે આરબો ઉપર છાપો મારવાનું આપણને ઠીક ફાવી શકશે."

" ખરૂં છે. થાકેલા આરબ લશ્કરને તો આપણા યોધાઓ મચ્છરની પેઠે મસળી નાંખશે; ભલેને તેઓનું લશ્કર ગમે તેવડું મોટું હોય !"

ગુજરી સરોવરને પશ્ચિમ કિનારે જીતોરની નજીકમાં રપીઆન નામનું એક નાનું ગામડું આવેલું હતું. બેટમાંથી સિંધી લશ્કરની પૂંઠે પડયા પછી આરબોએ ક્યાંય વિરામ લીધો નહોતો અને સિંધી લશ્કરના સિપાઇઓ પણ છૂટા છવાયા વિખરાઇ ગયા હતા, તેથી કંટાળીને મહંમદ કાસીમે રપીઆનના પાધરમાં જ પડાવ નાંખવાનું વાજબી માન્યું હતું. ગુજરી સરોવર ઘણું મોટું હતું અને પાણીનું સ્થળ એ પ્રમાણે નજીકમાં હોવાથી ત્યાં પડાવ નાંખવામાં વધારે સગવડભરેલું માનવામાં આવ્યું હતું. મધ્યાહ્ન થવા આવ્યો હતો. આરબ લશ્કર ભોજન માટે રસોઇ કરવાના કામમાં પડયું હતું, એવામાં સિંધી લશ્કર પોતાની તરફ કૂચ કરી આવતું હોવાના ખબર આરબ સરદારે સાંભળ્યા. ભૂખ અને થાકથી આખું લશ્કર કંટાળી ગયું હતું, એવામાં સિંધીઓના તાજા લશ્કર સાથે લડવું પડશે એ વિચાર આવતાં મહંમદના હૃદયમાં ગભરાટ સ્ફુર્યો. પૂર્વ દિશા તરફ ધૂળનું વાદળું ચડેલું જોવામાં આવતું હતું અને જેમ જેમ વખત જતો હતો તેમ તેમ સિંધી લશ્કર વધારે નજીક આવતું જતું હોવાને લીધે ધળનું વાદળું પણ મોટું થતું જોવામાં આવતું હતું. વિચાર કરવા પાછળ વધારે વખત નહિ ગુમાવતાં તેણે બે હજાર સિપાઇઓને ભૂખ્યા અને થાકેલા હોવા છતાં સિંધી લશ્કરના હલ્લાને જવાબ આપવા માટે તૈયાર કર્યા અને બીજાઓને ખાવાપીવાના કામમાં રોકાવા દીધા.

દિવસના છેલ્લા પ્રહરમાં સિંધી લશ્કર આરબોની દૃષ્ટિમર્યાદામાં આવીને ઊભું રહ્યું. આરબ સરદારે આજે એક હાથીપર સ્વારી કરી હતી. સિંધી લશ્કરમાં જયસિંહે પણ હાથી ઉપર સ્વારી કરી હતી અને રણધીરે એક અરબ્બી ઘોડાપર સ્વારી કરી હતી. રણધીરે જયસિંહને એવી સલાહ આપી: “જયસિંહજી! હવે દહાડો બહુ થોડો બાકી રહ્યો છે અને જો અત્યારે આપણે યુદ્ધ શરૂ કરીશું તો થોડા સમયમાં રાત્રિ પડી જશે; માટે કાલે સ્હવારમાં જ શરૂ કરીએ તો ઠીક.”

“પણ તેટલો વખત થાકી ગએલા આરબ લશ્કરને આરામ મળે કે નહિ?” જયસિંહે કહ્યું.

“હવે ભલે બિચારાઓ આરામ લે! આપણા લશ્કરની સામે તેઓ બિચારા આ વખતે ક્ષણભર પણ ટકી શકવાના નથી.”

“રણધીરસિંહજી! આપણા વિજય માટેના અતિવિશ્વાસથી જ આપણે દર વખતે આરબોથી પરાજીત થયા છીએ. માટે આ વખતે તેવા વિશ્વાસમાં નહિ રહેતાં મળેલા પ્રસંગનો લાભ લેવાની જ મારી ઇચ્છા છે!” એમ કહી જયસિંહે પોતાના હાથીને લશ્કરને મોખરે રાખવાની આજ્ઞા આપી અને રણધીરસિંહે ઘોડેસ્વાર લશ્કરને મોખરે પોતાના અશ્વને લેઇ જઇને ઊભો રાખ્યો. તે સાથે જ બન્ને બાજુએથી તીરનો મારો શરૂ થયો. જયસિંહે પોતાના સૈનિકોને અત્યંત ઉત્સાહથી ઉત્તેજિત કર્યા અને મુસલમાનોના હસ્તમાંથી પોતાની માતૃભૂમિનો બચાવ કરવા માટેનું સંપૂર્ણ સ્વદેશાભિમાન તેઓના હૃદયમાં જાગૃત કર્યું. યુવરાજ અને સેનાપતિ ઉભય મુખ્ય નેતાઓના નેતૃત્વ નીચે સિંધી સૈનિકોએ આરબોને પોતાનો હાથ બરાબર રીતે બતાવ્યો. થાકેલા અને ભૂખ્યા આરબો સિંધી સૈનિકોના એકાદ બે તીર ચોંટતાંની સાથે ગતપ્રાણ થઇને ભૂમિને ભેટતા હતા. આરબ સરદારે જોયું કે જેટલી ઝડપથી સિંધી લશ્કર તીર ફેંકી શકતું હતું તેટલી ઝડપથી આરબો સિંધી લશ્કરની સામે મારો ચલાવી શકતા નહોતા. આ સ્થિતિ જોઇને તેણે પોતાના લશ્કરના એક ભાગને દૂર કરીને તેની જગ્યાએ બીજા સૈનિકોને ગોઠવ્યા. આ ફેરફાર પણ અનુકૂળ જણાયો નહિ, કારણકે તેઓ પણ સિંધીઓની સામે જોઇએ તેટલો ટકાવ કરી શક્યા નહિ.

અત્યારસુધી એક પછી એક ફત્તેહ મેળવતા રહીને આ એક નાની લડાઇમાં આરબો સિંધીઓને હસ્તે પરાજીત થાય તેવી કલ્પના

આરબ સરદારને ગભરાવનારી થઇ પડી. સૂર્યાસ્ત થવાને હવે બહુ વાર નહોતી. સાંજ પડતાં સુધીમાં જો સિંધીઓનો પક્ષ જીતમાં જ પગભર થતો જાય, તો પછી આરબ સેનાને નાસી ગયા વિના ચાલે તેમ નહોતું. આ બારીક સ્થિતિમાં આવી પડતાં મહંમદે મોકા અને રાસીલને બોલાવ્યા તથા તેઓની સલાહ લીધી. સાંજે યુદ્ધ બંધ કરવામાં આવે અને સિંધી લશ્કર આરબ છાવણી ઉપર છાપો ન મારે, તો જ આરબો બચી શકે તેમ હતું. રાસીલ અને મોકાએ સલાહ આપી કે રણધીરને ગુપ્ત સંદેશો કહેવરાવી યુદ્ધ બંધ કરાવવું, પરન્તુ ચાલતી લડાઇએ રણધીરને એ સંદેશો પહોંચાડવાનું સંભવિત જ નહોતું. છેવટે મહંમદ નિરાશ થયો અને આરબોને ઉત્સાહિત કરવાને પોતાના હાથીને લશ્કરની મધ્યમાં લાવીને તે બોલ્યો: " અત્યારસુધી સિંધીઓને પરાસ્ત કરીને હવે શું આ નાના યુદ્ધમાં તમે નિરાશ થાઓ છો? ચાલો મારા બિરાદરો! તમારાં ઝેરી તીરોને દુશ્મનની છાતીમાં મારી તેઓનું લોહી પીવા તૈયાર થાઓ! ઇસલામનો વાવટો સિંધમાં અને હિંદમાં ઉડતો કરવાને જરા પણ પાછા હઠશો નહિ, મરવાથી ડરશો નહિ અને સમજજો કે માત્ર આપણા પવિત્ર ધર્મને માટે આપણે લડીએ છીએ તથા ખુદા તેમાં આપણી ફત્તેહ જ કરશે!" આ ક્ષણિક ઉત્સાહની અસર કાંઇક થઇ, પરન્તુ સામી બાજુએ જયસિંહ પણ પોતાના સૈનિકોને તેવા જ ઉત્સાહયુક્ત વચનોથી ઉત્તેજિત કરતો હતો. રણધીર પોતાના લશ્કરને વધાર ઉત્સાહિત કરવામાં કાંઇ ભાગ લેતો જણાતો નહિ, પરંતુ જયસિંહ તે કામ સારી રીતે બજાવતો હતો, એટલે રણધીરસિંહની બૂરી મતલબ અત્યારસુધી પાર પડી શકી નહોતી.

આરબ લશ્કરના ઉદરમાં ડૂબી જઇને સૂર્યે પોતાનો અસ્ત જાહેર કર્યો. સૂર્યાસ્તની પાછળ રહેતો સ્વલ્પ પ્રકાશ પણ આકાશમાં છવાઇ રહેલાં ધૂળનાં વાદળાંથી બહુ ઓછો નજર આવતો હતો. " માત્ર થોડા સમયમાં રાત્રિનો અંધકાર પ્રસરી જશે, અને પછી શું થશે?" એ ચિંતામાં મહંમદ કાસીમ ડૂબેલો હતો, ત્યારે જયસિંહ અંધકાર ફેલાતાંની સાથે આરબ લશ્કર ઉપર છાપો મારીને તેને નસાડી મેલી તેનાં હથિયારો પોતાને કબ્જે લેવાના વિતરણમાં હતો. બન્ને લશ્કરો એક બીજાની નજીકમાં આવી ગયાં હોવાથી બન્ને બાજુએથી ફેંકાતાં તીરોમાંનું કોઇ જ નિષ્ફળ જતું હતું. પ્રતિક્ષણે આરબ લશ્કર વધારે નાનું થતું જતું હતું અને મહંમદનું હૃદય ભયથા થડકી રહ્યું હતું.

એકાએક એક તીર જયસિંહના બખ્તરની સાંકળીને ભેદીને તેના ખભામાં પેસી ગયું અને બીજાં બે તીર હાથીના ઉદરમાં ભોંકાયાં. હાથી ચીસો પાડતો ઉછળી રહ્યો. જયસિંહ બેભાન થઇ ગયો હોવાથી મહાવતે હાથીને એક બાજુએ લેઇ જવા માંડ્યો, અને જયસિંહના ખભામાંનું તીર ખેંચી કાઢી તેને સાવધ કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો. હાથીના ઉદરમાંથી પણ તીર ખેંચી કાઢી તેમાંથી વહેતું લોહી બંધ કરી તેના દુઃખને ઓછું કર્યું.

જયસિંહ લશ્કરમાંથી દૂર થતાં હવે રણધીરે યુદ્ધ આગળ ચલાવવા માંડયું; પરન્તુ માત્ર સ્વલ્પ સમયમાં એકાએક સિંધી લશ્કર નાસવા માંડયું ! આખા લશ્કરમાં બૂમ પડી રહી કે “સેનાપતિ મરાયા છે અને તેમનો ઘોડો ઘાયલ થયો છે માટે નાસો !” આખું લશ્કર પૂર્વ તરફ નાસવા લાગ્યું અને સઘળો મામલો ફેરવાઇ ગયો. ભૂખ્યા આરબો મરવાની અણીપર આવી રહ્યા હતા, તેઓ જોરમાં આવ્યા અને સિંધીઓની પૂંઠે પડ્યા. નાસી જતું સિંધી લશ્કર આરબોની તલવારનો ભોગ થઇ પડ્યું. અંધકાર સર્વત્ર ફેલાઇ ગયો હતો તેથી દિશા પણ સૂજતી નહોતી. સિંધીઓ સિંધીઓનાં માથાં કાપતા આગળ ને આગળ નાસતા જતા તેનું પણ તેઓને ભાન નહોતું અને આગળ જતાં અણધાર્યા ગુજરી સરોવરમાં પડતા અને ડૂબી જતા હતા ! થોડા સમય પહેલાં જે સ્થળે સિંધી સેના વીરહાક ગજાવતી આરબોને ત્રાહિ ત્રાહિ પોકરાવતી હતી, તે જ સેનામાંના કોઇ આરબોની તલવારનો ભોગ થઇ પડ્યા, કોઇ અંધારામાં દિશાના પણ ભાન વિના નાસતાં નાસતાં સરોવરમાં જીવતા ડૂબી મૂઆ અને બહુ જ થોડા આ માઠા ખબર દાહિરને પહોંચાડવાને જીવતા રહ્યા ! રણભૂમિની અભિતૃપ્તિનું આ પ્રથમ દર્શન !



## પરિચ્છેદ ૧૭ મો.

### રણતૃપ્તિ–દ્વિતીય તથા તૃતીય દિવસ.



મધ્યરાત્રિ થઇ ચૂકી છે. સુદી છઠના ચંદ્રમાને અસ્ત થયાને ફક્ત થોડા જ વખત થયો છે. સર્વત્ર અંધકાર પથરાઇ રહ્યો છે. આકાશમાં ચમકતા તારાઓ નિશાસુંદરીનાં નેત્રો જેવાં

દેખાઇને અશ્રુબિંદુ ટપકાવતાં નજરે પડે છે. ગુજરી સરોવરના પૂર્વ કિનારાપર પડેલું સિંધી લશ્કર બહારથી શાંત દેખાવ ધારણ કરી રહેલું નજરે પડે છે, પરન્તુ હજી દરેકે દરેક સૈનિક જાગતો જ જોવામાં આવે છે. અત્યારે દાહિરરાય પોતાના તંબૂમાં આકુળ વ્યાકુળ થતો દેખાય છે. જયસિંહ અને રણધીરસિંહ તરફથી યુદ્ધના સંબંધમાં હજી કાંઇ પણ ખબર નહિ આવી પહોંચ્યા હોવાથી પ્રતિક્ષણે દાહિરરાયની વ્યાકુળતામાં વધારો થતો જોવામાં આવે છે. તેની પાસે અત્યારે તંબૂમાં સૂર્યદેવી અને પરિમલદેવી પોતાના રાજકુમારના પોષાકમાં બેઠેલી નજરે પડે છે. તેઓનાં વદન પણ શોક અને વ્યાકુળતાની મિશ્રિત રેષાઓથી આચ્છન્ન છે.

ચુપકીને તોડતી સૂર્યદેવી બોલી: " પિતાજી ! મહંમદ કાસીમના સલાહકારો કોણ છે ? "

" મહંમદ કાસીમના સલાહકારો તેમના કોઈ આરબ સરદારો હશે. " દાહિરે ઉત્તર આપ્યો.

" નહિ, હું એમ પૂછું છું કે તેને આગળ વધવાને માટે ભોમીયા તરીકે કોણ સલાહ આપે છે ? આરબ સરદાર કાંઇ આ દેશનો માહિતગાર ન હોય, કોઇ સિંધી સરદાર જ હોવો જોઇએ. "

" સિંધી સલાહકાર તો રાસીલ અને મોકા એ બે જણ છે. મોકા ખૂટયો તે તો ઠીક, પણ રાસીલે દ્રોહ કરીને આપણને મોટું નુકસાન કર્યું છે. આરબો મીહરાનને પાર કરી શક્યા તે રાસીલના ખુટામણથી જ. અહા ! તે કેવા મીઠા મીઠા શબ્દો બોલીને મને ઠગી ગયો હતો ? "

" પિતાજી ! તો પછી એવા દ્રોહીઓને વીણી વીણીને મારી નાંખવામાટે આપણે શામાટે પ્રયત્ન કરતા નથી ? તેમને મારવા માટે ગુપ્ત ચારોની યોજના કરવી જોઇએ કે જેઓ ફક્ત દ્રોહીઓને મારી નાંખવાની પેરવીમાં જ ફરતા રહે અને લાગ આવતાં તેઓનું કાટલું કાઢી નાંખે. એક સજાતીય દ્રોહી વિજાતીય શત્રુ કરતાં પણ વધારે ભયંકર થઇ પડે છે, પિતાજી ! "

" હા, બાપુ ! તારૂં કથન સત્ય છે, પણ હું હજી આ ચિન્તાઓમાંથી મુક્ત જ ક્યાં થયો છું ? ઉપરાસાપરી હાર અને નુકસાનો

ખમવાથીં આપણા લશ્કરી બળને માટે હું એટલો ચિન્તાતુર થયો છું કે આવી યોજનાઓ માટે મને કાંઇ સૂજતું જ નથી.”

દાહિર આટલા શબ્દો બોલી રહ્યો, એટલામાં તો નાસી આવતા સિંધી ઘોડેસ્વારોમાંના થોડા દાહિરના તંબૂ તરફ ધસી આવ્યા અને જણાવ્યું કે: “જયસિંહ ઘાયલ થયા છે, રણધીરસિંહ મરાયા છે અને સિંધી લશ્કર નાસી ચૂક્યું છે!”

દાહિર આ માઠા ખબર સાંભળીને મોટા ગભરાટમાં પડચો. રણધીરસિંહના મરણના ખબર સાંભળી સૂર્યદેવી મૂર્ચ્છિત થઇને પરિમલદેવીના ખોળામાં પછડાઇ પડી. દાહિર બ્હેબાકળો ઊભો થયો અને સિંહાકારને સત્વર આજ્ઞા આપી કે તેણે બસો ઘોડેસ્વારો સાથે સત્વર જવું અને જયસિંહને સુરક્ષિત રીતે છાવણીમાં લાવવો. સિંહાકારે એક ક્ષણ પણ નહિ થોભતાં રાજાની આજ્ઞાનું પાલન કર્યું.

દાહિરે ગભરાટથી મૂર્ચ્છિત થએલી સૂર્યદેવીને શીતલ ઉપચારોવડે જાગૃત કરી અને ધૈર્ય આપ્યું. બન્ને બ્હેનોને તેમના તંબૂમાં મોકલાવી દીધી અને તેની બરદાસ્તમાં ખાસ માણસોની યોજના કરી. પુત્રીના આંતર્ દુ:ખમાં ભાગ લેવા જેટલી પણ અત્યારે દાહિરને ફુરસદ નહોતી. તે વિચારતો હતો: “ઓ પ્રભુ! મારૂં શું થવા બેઠું છે? અલાફી જેવો બહાદૂર સરદાર મને છોડી ગયો, બુદ્ધિમાન્ કેદ પકડાયો, બ્રજરાજ મરી ગયો, રાસીલ ખૂટચો, જયસિંહ ઘાયલ થયો, અને છેવટે રણધીર જેવો મારો શૂરો સેનાપતિ મરણશરણ થયો! ઓ વિધિ! તારી ક્રૂરતાને સહન કરવાને આ ભૂમિમાં કોણ સમર્થ છે? બિચારી સૂર્યદેવી પોતાની મનોભિલાષામાં નિરાશ થઈ!”

આવા આવા વિચારો કરતો દાહિર બે ઘુંટણ વચ્ચે માથું રાખી શોકમાં પડયો હતો અને હવે આરબ સેનાની સામે થવાને શું ઉપાયો કામે લગાડવા તે સંબંધી વિચારમાં પડયો હતો. ક્ષણમાં નિરાશા, તો ક્ષણમાં શૌર્ય અને ઉત્સાહ, એવાં ચિત્ર–વિચિત્ર સ્ફુરણો તેનાં મગજમાં થયાં કરતાં હતાં. થોડી વાર રહીને તે તંબૂમાંથી બહાર નીકળ્યો અને સરોવર ભણી નજર કરતો જયસિંહની રાહ જોવા લાગ્યો. સિંહાકારને વિદાય થયાને પણ કેટલોક વખત થઇ ગયો હતો, અને નાસી છૂટેલા લશ્કરમાંનાં માણસો પણ ધીમે ધીમે પાછાં ફરતાં જોવામાં આવતાં હતાં, છતાં તેમાંનું કોઇ જયસિંહ કે રણધીરસિંહની ખબર આપતું નહોતું.

રાત્રિના છેલ્લા પ્રહારનો અમલ થયો. દાહિરની ચિંતાતુરતાનો અંત લાવનારો સમય છેવટે આવ્યો. સિંહાકાર જયસિંહના હાથી સાથે છાવણીમાં દાખલ થયો અને દાહિર જયસિંહને કેવું વાગ્યું છે તે જોવાને તેના હાથી ભણી દોડી ગયો. જયસિંહે પોતે જ અંબાડીમાંથી જવાબ આપ્યો કે "પિતાજી! મને કાંઇ બહુ વાગ્યું નથી, હવે સારૂં છે." જયસિંહના આ જવાબે વત્સલ પિતાના હૃદયને કાંઇક શાંતિ આપી. સિંહાકારે ખબર આપી કે આરબો જીતોરના કિલ્લા સુધી આવી ગયા છે, અને વળી દાહિર પુનઃ યુદ્ધ સંબંધી ચિન્તામાં ગુંચવાયો.

જીતોરનો કિલ્લો દાહિરરાયની છાવણીથી બહુ દૂર નહોતો એટલે આરબો સિંધી લશ્કરની સામે જોતજોતાંમાં ચડી આવે એવો સંભવ હતો. દાહિરના હૃદયમાં ભય કરતાં ચિન્તાનું વધારે પ્રબળ જામી ગયું હતું. જયસિંહની સાથે મોકલેલા ૨૦૦૦ સૈનિકોમાંના ફક્ત ૩૦૦ સૈનિકો જ જીવતા પાછા ફર્યા હતા અને બીજાઓ લડાઇમાં મરાયા હતા, નાસતાં નાસતાં દુશ્મનોને હાથે કપાઇ ગયા હતા અને ગુજરી સરોવરના જળમાં ડૂબી મુઆ હતા! એકે સપાટે ૧૭૦૦ સૈનિકોનો નાશ દાહિરના હૃદયને સાલવા લાગ્યો. તેણે સિંહાકાર અને જયસિંહની યુદ્ધ બાબતમાં સલાહ લીધી. સિંહાકારે ખુલ્લા મેદાનમાં રહીને લડવાની સલાહ આપી, પરન્તુ જયસિંહની સલાહ તો કેવળ જૂદી જ હતી. જયસિંહમાં યુદ્ધકૌશલ્ય સારૂં હતું, પરન્તુ જન્મથી જ તે પોચા—નબળા દિલનો હતો. હિંમત જેવું તત્ત્વ તેનામાં બહુ થોડું હતું અને તેથી હરકોઇના પ્રબળ મત આગળ તે ચૂપ બની જતો અને પોતાનો નબળો અભિપ્રાય બહુ ડરતાં ડરતાં આપતો. તેણે સલાહ આપીઃ "પિતાજી! આરબોનું લશ્કર મને આપણા કરતાં બહુ મોટું જણાય છે. વળી આ ક્ષણે જ આપણે સત્તરસો સૈનિકો ગુમાવી બેઠા છીએ, તો આપણે બીજું તાજું લશ્કર મેળવવાને મહેનત કરવી જોઇએ અને કોઇ સુરક્ષિત સ્થળે લશ્કરને રાખવું જોઇએ."

દાહિરને પુત્રનો અભિપ્રાય અમલ કરવાયોગ્ય જણાયો. લશ્કરી બળમાં વધારાને માટે આસપાસના રાજા, રાણા અને સરદારોને થોડું થોડું લશ્કર મદદમાટે મોકલી આપવાનો સંદેશો કહેવરાવવા ખેપીયા દોડાવ્યા. સુરક્ષિત સ્થળ તરીકે તો નજીકમાં રાવરનો કિલ્લો જ ઠીક હતો. આખા લશ્કરને કિલ્લામાં મોકલાવીને દાહિરે ત્યાંથી છાવણી ઉપાડી લીધી.

રાંવરના કિલ્લામાં આખું લશ્કર જઇ પહોંચતાં જ સૌના આશ્ચર્ય વચ્ચે રણધીરસિંહ આવી પહોંચ્યો અને દાહિરરાયને વંદન કરીને ઊભો ! દાહિરના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ અને તે એકદમ પોતાના શૂરા સેનાપતિને ભેટી પડ્યો ! હર્ષાશ્રુ વરસાવતો તે બોલ્યો: “રણધીરસિંહ ! રણધીરસિંહ ! તમે અત્યારસુધી ક્યાં હતા ? અમે તો નિશ્ચય કરી બેઠા હતા કે તમારૂં મરણ જ થયું છે, અને આપણું લશ્કર પણ તમારા મરણના વ્હેમથી જ નાસીને ખુહાર થઇ ગયું છે ! કહો તો આ સઘળો શું મામલો બન્યો છે ?”

“મહારાજ !” રણધીર બોલ્યો: “આપણું લશ્કર વિજયની અણી ઉપર જ હતું, કારણકે આરબો ભૂખ્યા અને થાકેલા હતા, પરન્તુ અચાનક તીર વાગવાથી મારો ઘોડો ઘાયલ થઇને નીચે પડ્યો અને હું પણ તેની સાથે જ પછડાયો. હું બીજો ઘોડો મેળવીને તે પર સ્વારી કરી લશ્કરને ઉત્તેજવાની પેરવીમાં જ હતો, એટલામાં તો આપણું લશ્કર પલાયન કરવા લાગ્યું ! મેં ઘણી મહેનત કરી અને લશ્કરને સમજાવવાને પ્રયત્ન કરવા માંડ્યો, પણ સાંજનો સમય, અંધારૂં ફેલાએલું, મસાલો કરવાની તૈયારી થતી હતી, એટલે મારી મહેનત નિષ્ફળ ગઇ ! અરે, મહારાજ ! હું શું વાત કરૂં ? મારા દુર્ભાગ્યને હું બહુ રડ્યો છું ! ઉપરાસાપરી બે યુદ્ધોમાં આરબોને હાથે હાર ખાઇને હું મારૂં કાળું મ્હોં લેઇ પાછો ફર્યો છું ! હું આપને શું મ્હોં બતાવું ?” એમ કહી રણધીર મ્હોં આડા હાથ મૂકી અશ્રુ સારવા લાગ્યો ! પોતાના જ તમંચાવડે પોતાના ઘોડાને યુદ્ધમાં ઘાયલ કરી તેના પરથી ઉતરી જઇને સિંધી લશ્કરને પલાયન કરી મૂકવા જેવી સ્થિતિમાં લાવનાર રાજ્યલોભી દ્રોહી રણધીર ભોળા દાહિરરાયને ભમાવવાને કૃત્રિમ નાટ્યપ્રયોગ ભજવવા લાગ્યો ! આરબો વિજયવંત થાય અને પોતાની મહત્ત્વાકાંક્ષા પરિપૂર્ણ થાય એ જ લાલસામાં રહેલો રણધીર હજીસુધી સૌનો એકસરખો વિશ્વાસપાત્ર રહી શક્યો હતો !

દાહિરે તેને આશ્વાસન આપતાં કહ્યું: “શોક ન કરો, મારા સેનાપતિ ! એમાં નિરાશ શાને થાઓ છો ? જીવતો નર ભદ્રા પામશે; આપણે જીવતા છીએ તો એવાં દસ આરબ સૈન્યોનો ખુરદો કરી નાંખીશું ! ચાલો, ઊભા થાઓ, સ્ત્રીના વદનને છાજે તેવાં આ અશ્રુ લૂછી નાંખો અને પુનઃ મારા સૈન્યને લેઇ આરબોની સામે દોડો !”

"તૈયાર છું મહારાજ! માતૃભૂમિની સેવા બજાવવાને હર પળે તૈયાર છું! હું નિરાશ થયો નથી; આરબોને જેર કરવાની મારામાં હિંમત છે, પણ હું મારા દુર્ભાગ્યને જ રડું છું!"

"આપણું ભાગ્ય રૂડું છે, પછી રડવાનું શું છે? સિંહાકાર! રાજજોશીને બોલાવો અને આરબોના સામે જવાનું શુભ મુહૂર્ત જોવરાવો! આપણે હવે લશ્કરને સુરક્ષિત સ્થળે રાખ્યું છે એટલે ફીકર જેવું નથી; આરબોની સામે જઇને આપણે તેમને યુદ્ધ આપીશું! શું આપણે તેમનાથી ડરી જઇશું?"

રણધીરસિંહ બોલ્યો: "નહિ મહારાજ! ડરવાનું શું છે? આપે લશ્કરને કિલ્લામાં રાખ્યું તે ભલે, પણ હું જો વખતસર આવ્યો હોત, તો આપને હું આપણી છાવણી ફેરવવાની સલાહ કદી આપત નહિ! આરબો માત્ર મૂઠીભર છે અને તેમનું જોર અત્યારસુધીમાં મોટા પ્રમાણમાં હરાઇ ગયું છે!"

એટલામાં રાજજોશી પુસ્તક પાનાંના થોકડા અને ટીપણાંનાં ગુચળાં સાથે દાહિરની સમક્ષ આવ્યો અને રાજાને વંદન કરીને બેઠો. દાહિરે કહ્યું: "જોશી મહારાજ! આરબો સામે ખુલ્લા મેદાનમાં યુદ્ધમાં ઉતરવા માટે આજે હું જાતે જવાનો ઇરાદો રાખું છું, માટે મને વહેલામાં વહેલું શુભ મુહૂર્ત હોય તે સત્વર જણાવો! વાર કરશો નહિ; આરબોએ મને જે નુકસાન કર્યું છે તેનો બદલો તેમને આપવાને હવે હું વિલંબ સહી શકું તેમ નથી! આકસ્મિક સંયોગોથી અત્યારસુધી આપણી હાર થઇ છે, તેથી આરબો ફુલાઇ ગયા જણાય છે, પણ શું મારા નેતૃપદ નીચે તેઓને હું આ મારી માતૃભૂમિપર સ્વલ્પ સમય પણ ટકવા દઇશ? કહો, જોશી! જલ્દી કહો, શુભ મુહૂર્ત ક્યારે છે?"

થોડો સમય ગણત્રી કરીને અને પુસ્તક પાનાં તપાસીને જોશીએ કહ્યું: "મહારાજ! આપ દીર્ઘાયુઃ થાઓ અને દિવસે દિવસે આપની ચડતી કળા થાઓ!"

"તમારાં વચન સત્ય નીવડો, પણ હવે મુહૂર્ત ક્યારે છે?" દાહિર અધીરો થતો બોલ્યો.

"મહારાજ!" જોશી ડરતી આંખે રાજાના મુખ સામે

જોતો અને પુનઃ ટીપણામાં નજર કરતો બોલ્યોઃ "અત્યારસુધી આપણી જે હાર થઇ છે તે આકસ્મિક સંયોગોથી થઇ નથી."

રણધીરનું હૃદય ધડકવા લાગ્યું. દાહિરે જોશીને પ્રશ્ન કર્યોઃ "ત્યારે શાથી થઈ છે?"

"શુક્રનો ગ્રહ આપની પાછળ હોત તો તે શુભ યોગ હતો, પરન્તુ તે આરબોની પાછળ છે તેથી અત્યારસુધી તેમનો વિજય થયો છે અને હજી પણ તેમનો જ વિજય થયાં કરશે. શુક્રના ગ્રહની એવી અસર છે કે તે જેની પાછળ હોય તેને અણધારી મદદ મળે અને જેની સામે હોય તેના મિત્રો પણ શત્રુરૂપ થઇને શત્રુને મદદ કરવા દોડે! માટે મહારાજ! આજનું યુદ્ધ આપને નુકસાન કરનારૂં થાય એવો યોગ છે!"

આ શબ્દો સાંભળતાં જ દાહિરની આંખ ફાટી! જે ક્ષણે પોતાને યુદ્ધ કરવાને જવું છે તેજ ક્ષણને પોતાને માટે પરાજયવાળી જણાવનાર જોશી ઉપર તેને ક્રોધ ચડ્યો અને પાસે પડેલો તમંચો લેઇને જોશીની સામે ઉગામતો તે બોલ્યોઃ "જોશી! તારાં પુસ્તકોને સળગાવી દે! શું આરબોનો જય થાય? જા, તારૂં જ્યોતિષ્ જ ખોટું છે! આર્યદેશમાંથી આર્યધર્મનો લોપ કરવાને યુદ્ધ કરવા આવનાર યવનો વિજય મેળવે અને હું આર્યધર્મનો સંરક્ષક હાર પામું એવું ભવિષ્ય આર્ય જ્યોતિષ્ વિદ્યા જણાવે શું? બોલ ખરૂં, તને આરબોએ ફોડયો છે કે નહિ? નહિ તો આ તમંચાથી ઠાર મારૂં છું!"

રાજાના ક્રોધને સમજીને વખત વિચારી વાત કરવાની બુદ્ધિવાળો જોશી ભયભીત થઇને ઊભો થઇ જતો અને તમંચાની આડે હાથ ધરતો બોલ્યોઃ "પણ મહારાજ! મારૂં પૂરૂં સાંભળો તો ખરા! આપ એકદમ ક્રોધ શાને કરો છો? હું આપના પગની જ રજ છું અને જીવ જાય તોપણ યવનોની પાઇ પણ લઉં તેવો નથી. હવે સાંભળો! શુક્રનો ગ્રહ જે આપની સામે છે તે અશુભ યોગ છે તેથી તે અશુભ યોગનું નિવારણ કરવાનો ઉપાય પણ જ્યોતિષ્ શાસ્ત્રમાં દર્શાવેલો છે અને આપ તે પ્રમાણે કરો. નક્કર સોનાના શુક્રના ગ્રહની એક આકૃતિ સોની પાસે બનાવરાવો અને પછી તે સોનાના શુક્રને આપના અશ્વની પીઠે બાંધો, એવી રીતે કે જ્યારે આપ તે અશ્વ ઉપર સ્વારી કરો, ત્યારે તે ગ્રહ આપની સામે નહિ રહેતાં આપની

પીઠ પાછળ જ રહે! આમ કરવાથી તે અશુભ યોગનું નિવારણ થશે અને આરબોને હરાવીને આપ વિજય મેળવી શકશો."

"સાબાશ છે, જોશી મહારાજ! સાબાશ છે! ખરેખર તમારૂં શાસ્ત્ર દરેક બાબતમાં બહુ ચોક્કસ જણાય છે!"

"હા મહારાજ! સઘળાં આર્યશાસ્ત્રોમાં જ્યોતિષ્‌ના જેટલું સંપૂર્ણ શાસ્ત્ર બીજું એક પણ નથી!" જોશીએ પોતાની મહોરને સો ટચના સોનાની જણાવી!

તુરત જ દાહિરરાયે સોનાનો 'શુક્ર' બનાવરાવ્યો અને પોતાના અશ્વ ઉપર નાંખેલા પલાણની પાછળ તેને મજબૂત રીતે બંધાવ્યો. દાહિરના લશ્કરમાં અત્યારે આઠ હજાર ઘોડેસ્વારો, વીસ હજાર પાયદળ અને હાથીની મોટી સંખ્યા હતી. તાજા લશ્કરની મદદ માટે આસપાસના રાજા રાણાઓ ઉપર ખેપીઆ દોડાવ્યા હતા, તેઓ તરફથી પણ એકંદર બે હજાર ઘોડેસ્વારોની મદદ મળી અને એ મુજબ લશ્કરી બળમાં થોડો વધારો થયો. અર્ધા લશ્કરને કિલ્લાની અંદર જ રહેવા દઇને બાકીના અર્ધા લશ્કરને લેઈ દાહિર રાવરના કિલ્લાની બહાર નીકળ્યો. તેની સાથે સિંહાકાર, જયસિંહ, રણધીરસિંહ તથા બીજા નાના મોટા ઠાકોરોનું દબાદબાભર્યું ટોળું પણ કિલ્લાના દરવાજા બહાર નીકળ્યું અને તેની પાછળ લશ્કર નીકળ્યું. આરબો જીતોરના કિલ્લાથી પણ આગળ વધીને રાવરથી બે કોસ જેટલા છેટા ઉપર આવીને પડ્યા હતા અને દાહિર ક્યારે લડવાને બહાર નીકળે છે તે સમયની રાહ જોતા હતા. કિલ્લાની બહાર નીકળીને દાહિરે લશ્કરના બે ભાગ પાડ્યા અને એક ભાગને બાજુએ રાખી બાકીના ભાગને એક સિંધી ઠાકોરની* આગેવાની હેઠળ સોંપી તેને આરબોની સામે યુદ્ધમાં ઉતરવાની આજ્ઞા આપતાં કહ્યું: "સિંધી શૂરવીરો! તમે જાણો છો કે આપણે એવા પરદેશીઓની સામે લડવા જઇએ છીએ કે જેઓ આપણા દેશને શાપતુલ્ય છે. તેઓ પરધર્મી છે, પરદેશી છે, આપણા દેશમાં તેઓ પોતાનો યવન ધર્મ ફેલાવવાને આવ્યા છે અને આપણી સુકોમળ આર્ય અબળાઓને વટલાવીને પોતાની ગુલામડીઓ બનાવવા માટે આવ્યા છે! કહો કે આપણે આપણી ભૂમિને એ પ્રકારનું લાંછન લાગવા દેવું?"

---

* આ ઠાકોરનું નામ દાહીરોર, દાહીરોદ અને દાહિરકુંવર આપેલું છે.

"નહિ, નહિ મહારાજ!" આખી સેના ગર્જી ઉઠી. લડવાને ઉંચાનીચા થઇ રહેલા સૈનિકોનાં ખડ્ગો ખખડી રહ્યાં.

"ધન્ય છે, મારા શૂરા સૈનિકો! તમારાં મુખમાં તે જ જવાબ શોભે! હવે જ્યારે આપણે આપણી માતૃભૂમિને લાંછન નહિ લાગવા દેવાને તૈયાર થયા છીએ, આપણે આપણી ભૂમિમાતા, આર્યધર્મ અને રિદ્ધિ સિદ્ધિની સાથે આપણી માતાઓ, બ્હેનો, પુત્રીઓ અને કુળવધૂઓને યવનોની ગુલામડીઓ નહિ થવા દેવાને માટે તત્પર થઇ રહ્યા છીએ ત્યારે આપણે આ નશ્વર દેહની પરવા નહિ કરતાં પોતાના અનન્ય ધર્મનો વિચાર કરીને—"

દાહિર બોલી રહે તે પહેલાં આખી સેના બોલી ઉઠી: "લડવું જોઇએ, માથું મેલીને લડવું જોઇએ, મહારાજ!"

"ત્યારે તૈયાર થાઓ, રણધીરો! સિંધના ક્ષત્રિય કુલભૂષણ શૂરાઓ! જુઓ, સામે આરબ સેના દેખાય છે, ધૂળના વાદળાથી ઘેરાયલી એ સેના ઉપર ધૂળનો વરસાદ અત્યારથી જ વરસી રહ્યો છે તો અવશ્ય તેના મ્હોંપર ધૂળ પડશે અને આપણો વિજય થશે! ચાલો, તમારાં તીક્ષ્ણ ઝેરી તીરોનો મારો શરૂ કરી દો અને શત્રુસેનાને તીરના કાતીલ ઘાવડે વીંધી નાંખો!" દાહિરે આજ્ઞા આપી અને તે સાથે જ સણુસણાટ કરતાં તીરો સિંધી સેનામાંથી છૂટયાં તથા આરબોના સૈન્યમાં જઇને પડયાં. તેના જવાબમાં આરબોએ પણ યુદ્ધનો પ્રારંભ કર્યો. જયનાદ સૂચવતા હોકારા અને સૈનિકોના મરણ સૂચવતી ચીસો બન્ને લશ્કરોમાંથી સંભળાવા લાગી. તીરોની સાથે નાલિકાસ્ત્રોના છૂટા છવાયા પ્રયોગો પણ થવા લાગ્યા અને બન્ને બાજુના સૈનિકોને વીંધીને ભુમિસાત કરવા લાગ્યા.

વીસ હજાર સૈનિકોનું લશ્કર દાહિરે કિલ્લાની બહાર રાખ્યું હતું, તેમાંથી અર્ધું એટલે દસ હજાર સૈનિકોનું લશ્કર ઉપર કહેલા સિંધી ઠાકોરના અધિપતિપદ હેઠળ સોંપ્યું હતું અને તે જ સૈન્ય લડવાના વ્યાપારમાં ગુંથાયું હતું. બાકીના દશ હજાર સૈનિકોના પુનઃ બે ભાગો કરી તેમાંનો એક ભાગ સિંહાકારના હાથ હેઠળ અને બીજો ભાગ રણધીરના હાથ હેઠળ તૈયાર રાખ્યો હતો, જે લશ્કર લડવાને તુરતમાં કામ લાગી શકે તેવું હતું. જયસિંહને વાગેલો ઘા બહુ ઉંડો નહોતો તેથી તે લગભગ સાજો થયો હતો, પણ દાહિરે તેને યુદ્ધમાં નહિ દોરતાં એક બાજુએ યુદ્ધનું નિરીક્ષણ કરતો રાખ્યો

હતો. દાહિર પોતે શુકના સોનાના ગ્રહવાળા ઘોડાપર સ્વાર થઇને ઘડીમાં લડતી સેનાને ઉત્તેજન આપતો, તો ઘડીમાં મદદને માટે તૈયાર રાખેલા લસ્કરની તપાસ કરવાની દોડતો. યુદ્ધપ્રવૃત્તિમાં આજે તેને કોઈ પણ પ્રકારનું ભાન નહોતું. વફાદાર ઘોડો પણ પોતાના સ્વામીની સેવામાં એકસરખી તેજી સાથે નોકરી બજાવતો હતો અને દાહિરના પગની એડીના ઇસારાની સાથે જ હરિણની પેઠે છલંગો મારતો ઇષ્ટ સ્થળે પહોંચતો હતો.

સાંજસુધી એકસરખી રીતે યુદ્ધ ચાલ્યાં કર્યું. આજના યુદ્ધમાં બન્ને લસ્કરો એક બીજાની સામે થોડા થોડા આગળ વધ્યા હતા, અને તેથી યુદ્ધ શરૂ થયું ત્યારે બન્નેની વચ્ચે જેટલું અંતર હતું તેટલું અંતર તે દિવસનું યુદ્ધ પૂરૂં થયું ત્યારે રહ્યું નહોતું, તોપણ બન્ને લસ્કરોની વચ્ચે એક નાનો વહેળો આવેલો હતો તેથી બન્ને વચ્ચેનું થોડું અંતર પણ મોટા અંતરરૂપ હતું. બન્ને પક્ષોમાં સૈનિકોની ખુહારી એકસરખા પ્રમાણમાં થઈ હતી અને તેથી વિજય પરાજયનો નિર્ણય સ્વલ્પ અંશે પણ કરી શકાય તેમ નહોતું.

* * * * *

ત્રીજા દિવસનું પ્રભાત થયું અને પુનઃ બન્ને લસ્કરો એક બીજાની સામસામે ગોઠવાયાં. આજે લસ્કરનું અધિપતિપદ જે(હ)પુરના ઠાકોરને સોંપવામાં આવ્યું. રણધીરે વિનતિ કરી: "મહારાજ! મારા હાથની ચેળ હજી ઉતરી નથી, કારણકે મેં હજી આરબ સરદારનું માથું ઉડાવ્યું નથી, તો—"

દાહિરે કહ્યું: "રણધીરસિંહ! તમે અધીરા ન થાઓ; હજી બે દિવસ પહેલાં જ તમે લડયા છો અને તેનો થાક પણ હજી ઉતર્યો નહિ હોય. તમારા હાથની ચેળ ઉતારવાને હજી વખત છે."

રણધીર શાંત રહ્યો અને જેપુરના ઠાકોરના ઉપરીપણા હેઠળ યુદ્ધ ચાલ્યું. આગલે દિવસે કેટલાક સૈનિકો મરાયા હોવાથી આજે સિંહાકારના આધિપતિપદ હેઠળના પાંચ હજાર સૈનિકોને યુદ્ધમાં ઉમેરવામાં આવ્યા અને તેથી આગલા દિવસ કરતાં વધારે ઉત્સાહ અને ઝનૂન સાથે યુદ્ધ આગળ વધવા માંડયું. જેપુરનો ઠાકોર આખા લસ્કરમાં ફરી ફરીને ઉત્સાહ ચડાવતો હતો અને તેની સાથે આવેલા ભાટો યોદ્ધાઓનું કીર્તિગાન કરી તેમને શૂર ચડાવવા યત્ન કરતા હતા. સાંજ પડવાને હજી થોડી વાર હતી, એટલામાં એક જોરદાર

તીર આવ્યું અને ઠાકોરના બખ્તરની સાંકળીને ભેદીને તેના કાળજામાં પેસી ગયું ! ઠાકોર ઘોડીપરથી પડયો અને લશ્કર ખળભળી ઉઠયું. આરબોમાં જયસૂચક કીકીઆરીઓ પડવા લાગી અને સિંધી યોધાઓ ગભરાવા લાગ્યા; એટલામાં તો મંત્રી સિંહાકાર એકદમ દોડતે ઘોડે આવીને લશ્કરના મોખરામાં ખડો થયો અને સિંધીઓને ઉત્તેજન આપતો બોલ્યો: "ગભરાશો નહિ, મારા શૂરા લડવૈયાઓ ! એ બાયલા આરબો એમ કાંઇ આપણને જીતી જવાના નથી ! લડો, જોરથી લડો અને અરિસેનાને પાછી હઠાવો." એમ ઉત્તેજન આપતાં તેણે જેપુરના ઠાકોરના મૃતદેહને સાચવી લેઇને લશ્કરમાંથી બહાર કઢાવ્યો અને ખાસ માણસો મોકલી તેનો અગ્નિસંસ્કાર કરાવ્યો.

ધૂળના ગોટમાં અને તીરોના વરસાદમાં સૂર્ય ક્યારે અસ્ત થયો એ કોઇએ જાણ્યું નહિ, પણ અંધકારનો વિસ્તાર વધતો જતો જોવામાં આવ્યો, ત્યારે ત્રીજા દિવસનું યુદ્ધ પણ બંધ કરવામાં આવ્યું.

---

## પરિચ્છેદ ૧૮ મો.

### રણતૃપ્તિ–દાહિરનું મરણ.

આજે નથી પાછું ફરવું, સમરાંગણ છે અવસાન,
રિપુને હણવું કે મરવું, છે એ જ અમારી લ્હાણ !

* * * * *

આકાશ ધરા ત્યાં કંપ્યાં, ડોલ્યાં ચૌદે બ્રહ્માંડ,
રણક્ષેત્રે આરંભાયો, શો ભીષણ હત્યાકાંડ !

ખબરદાર.



ચોથા દિવસનું યુદ્ધ શરૂ કરવામાં આવે તે પહેલાં રાત્રે સિંહાકારે દાહિરરાયને સૂચના કરી: "મહારાજ ! આમ નાની નાની ઝપાઝપીમાં યુદ્ધનું પરિણામ વહેલું આવી જાય તેમ લાગતું નથી. માટે હવે આપણે આપણા આખા લશ્કર સાથે દુશ્મનની સામે ઉતરી પડવું જોઇએ. આવી રીતે નાની ઝપાઝપીથી પરિણામ કાંઇ જ આવતું નથી અને માણસો બહુ મરાય છે. આપણા એકી સામટા હલ્લાથી દુશ્મનોને નાસી ગયા વિના ચાલશે

નહિ, કારણકે આપણા મોટા લશ્કરી બળની સામે તેઓ કદાપિ ટકાવ કરી શકનાર નથી."

દાહિર કાંઇ પણ ઉત્તર આપે તે પહેલાં રણધીર બોલ્યો: "પણ આખા લશ્કરને લડવામાં રોકીશું, તો પછી મદદ માટે તાજી સેનાને તૈયાર રાખવાનું કેવી રીતે બનશે? એકી સાથે આખી સેનાને યુદ્ધના વ્યાપારમાં રોકવી તે લડાયક રાજનીતિ પ્રમાણે ઉચિત નથી."

દાહિર બોલ્યો: "રણધીરસિંહનું કહેવું ખરૂં છે. આપણે આખી સેનાના ચોથા ભાગને તો અલગ જ રાખીને યુદ્ધ કરીએ, પરન્તુ સિંહાકાર! જો આપણે આરબોને નસાડી મેલવા માંગતા હોઇએ તો આપણે બન્ને લશ્કરો વચ્ચેના દોહારાના વહેળાને ઓળંગી જવો જોઇએ."

"તે ખરૂં છે. આપણે દુશ્મનોની સામે હલ્લો લેઇને સામા જઇશું, ત્યારે જ તેઓ આપણા પ્રતાપને સારી રીતે જોઇ શકશે, માટે પરોઢમાં જ, રણધીરસિંહજી! આખી સેનાને આજ્ઞા આપવી કે દોહારાના વહેળાને ઓળંગીને પેલે પાર આરબ સેનાથી ભેટો કરવો."

"વારૂ." રણધીરે ઉત્તર આપ્યો. સર્વાનુમતે એમ ઠર્યું કે આખી સેનાના એકત્ર બળ સાથે દોહારાને ઓળંગીને આરબોપર હલ્લો કરવો. રાવરના કિલ્લામાં રાખવામાં આવેલા લશ્કરને રાતોરાત કિલ્લાની બહાર કાઢવામાં આવ્યું અને સૌને યથોચિત ખબર આપવામાં આવ્યા. પરોઢ થયું અને જ્યાં સિંધી લશ્કર દોહારાને ઓળંગી જવાની તૈયારી કરે છે, ત્યાં તો આરબો દોહારાને ઓળંગીને સિંધી લશ્કરની સામે ઊભેલા જણાયા! આ મામલો જોતાં જ દાહિર ચમક્યો. રણધીર અને સિંહાકારને બોલાવીને તેણે કહ્યું: "બહુ આશ્ચર્યની વાત છે કે રાત્રે આપણે કરેલી ગુપ્ત મંત્રણાને પણ કોઇ ભેદભરી રીતે આરબો જાણી ગયા જણાય છે. માત્ર આપણ ત્રણ જણ વચ્ચે થએલી ગુપ્ત વાર્તા દુશ્મનોના જાણવામાં કેવી રીતે આવી ગઈ કે આપણા પહેલાં તેઓ જ દોહારાને ઓળંગીને આપણી સામે આવી ઊભા છે?"

"હું પણ આપના જેટલો જ ચકિત થયો છું." સિંહાકારે કહ્યું. "મેં પણ દોહારાને ઓળંગી જવાની વાત રાત્રે લશ્કરમાં

ફેલાવી નહોતી, છતાં દુશ્મનો જાણી ગયા તે નવાઇ છે; પરન્તુ મહારાજ! ઘણી વાર એવો ચમત્કાર બને છે કે જે વિચાર આપણા મનમાં જે ક્ષણે ઉદ્ભવે છે, તે જ વિચાર તે જ ક્ષણે સામા પક્ષમાં પણ આકસ્મિક રીતે ઉદ્ભવે છે અને આ બાબતમાં પણ કદાચ તેમ જ થયું હોય.”

“ગમે તેમ થયું હોય, પણ રણધીરસિંહ! તમે જરા સાવચેતી રાખજો; રખેને કોઇ વેશધારી આરબો આપણા લશ્કરમાં પેસી ગયા હોય!” દાહિર કહ્યું.

“એ શું કહોછો, મહારાજ? મારા બંદોબસ્તમાં ઠગારાઓ શું જરા પણ ફાવી શકે?”

“ત્યારે હવે થયું તે થયું; સૂર્યોદય થતાં જ યુદ્ધ શરૂ કરવાનું છે. લશ્કરમાં વરદી આપી દો અને પેલા કચ્છના રાજકુમારોને માટે યુદ્ધ જોવા સારૂ કિલ્લા ઉપર જે માંચડો બાંધ્યો છે તેને જરા વધુ મજબૂત અને સુરક્ષિત બનાવવા માટે માણસોને વરદી આપો, કારણકે આરબો હવે વધુ નજીકમાં આવ્યા છે અને તેથી કદાચ તેઓનાં તીર જો તેટલે દૂર સુધી જઇ પહોંચે, તોપણ માંચડાપરના માણસોને કાંઇ ઇજા પહોંચે નહિ.”

આ સૂચનાઓનો અમલ કરવાને રણધીર ગયો. દાહિરરાયે પોતાને માટે એક જબરદસ્ત હાથી તૈયાર કરાવ્યો અને તેના પર અંબાડી બંધાવી. હાથીની એક બાજુએ નાની નિઃસરણી લટકાવી અને હાથીને પણ સાંકળીવાળી ઝુલથી સુરક્ષિત કર્યો. અંબાડીની પાછળ સોનાના શુકને બંધાવ્યો. પોતે મજબૂત સાંકળીવાળું બખ્તર પહેર્યું અને મસ્તિકપર ટોપ ધારણ કર્યો. એક મજબૂત કામઠું હાથમાં લેઇને તે અંબાડી ઉપર ચડી બેઠો અને તેની પાછળ એક ચાકરને પોતાના હાથમાં તીર આપવા માટે બેસાર્યો.* આવી રીતે સજ્જ થઇને દાહિરરાય પચીસ હજાર માણસોના લશ્કરની સાથે યુદ્ધક્ષેત્રમાં આવીને ઊભો. પાંચ હજાર ઘોડેસ્વારો અને વીસ હજાર

---

*‘ચચનામા’ માં જણાવ્યું છે કે દાહિરે અંબાડીમાં પોતાની પાસે બે ચાકરડીઓને બેસારી હતી જેમાંની એક રાજાને તીર આપતી હતી અને બીજી તાંબુલ આપતી હતી. ‘તારીખ માસુમી’ અને ‘તુહફતુલકીરામ’ જણાવે છે કે એક ચાકરડી તાંબુલ તથા બીજી મદ્યનો પ્યાલો આપતી હતી અને તીર આપવા માટે અંબાડીની પાછળના ભાગમાં એક બ્રાહ્મણને બેસારવામાં આવ્યો હતો.

પાયદળ લડવાને તૈયાર થઇને ઊભું હતું અને બીજું થોડું લશ્કર કિલ્લાની બહાર મદદ માટે તૈયાર રાખવામાં આવ્યું હતું. એક સો જેટલા મદભર્યા હાથી ચળકતાં બખ્તરોથી શોભતા લશ્કરની બાજુએ ઝુલી રહ્યા હતા, તેમાંના થોડા હાથીને તેણે લશ્કરને મોખરે રાખ્યા. લશ્કરના કેટલાક ભાગને પોતાની આસપાસ રાખીને દાહિરે પોતાના હાથીને લશ્કરની મધ્યમાં ઊભો રાખ્યો, એવા હેતુથી કે પોતે લડતા સૈનિકોને એક સરખી રીતે જોઇ શકે અને તેમને ઉત્તેજન આપી શકે. ડાબી બાજુએ ખુલ્લી તલવારોવાળા ઘોડેસ્વારોને રાખીને જમણી બાજુએ તીરકામઠાંવાળા હયદળને રાખ્યું. પાયદળનો મોટો ભાગ પોતાની નજર સામે મોખરામાં જ રાખ્યો. ભાલાંવાળા સૈનિકોની એક ટુકડીને પાછળ રાખી અને એ મુજબ સઘળી ગોઠવણ થયા પછી રાજાની આજ્ઞાની રાહ જોતું આખું લશ્કર તૈયાર થઇને ઊભું.

સામી બાજુએ આરબોને, દાહિર પોતે આખી સેના સાથે યુદ્ધક્ષેત્રમાં આવનાર છે, એવા ખબર કયારનાએ મળી ગયા હતા, એટલે તેઓએ પણ સિંધી લશ્કરને પાછું હઠાવવાને મનધારી ગોઠવણ કરી રાખી હતી. મહંમદ કાસીમ પોતે લશ્કરની મધ્યમાં રહ્યો હતો અને જમણી બાજુએ પોતાના સરદાર જાહમને રાખી ડાબી બાજુએ ઝકવાનની ગોઠવણ કરી હતી. અતનને મોખરે રાખ્યો હતો અને બનાના ખંતાલાને પાછળ રાખ્યો હતો.

સૂર્યોદયથી પૂર્વ દિશા રક્તવર્ણીય થઇ એટલે ભૂમિને રક્તવર્ણીય બનાવનારૂં યુદ્ધ શરૂ થયું. યુદ્ધપ્રારંભની પતાકાઓના ફરફરાટ સાથે ઢોલ ધડૂકી ઉઠયા અને રણશીંગડાંના ઘોર નાદ સૈનિકોના કર્ણપુટપર અથડાવા લાગ્યા. યુદ્ધના પ્રારંભ પછી થોડા જ સમયમાં બન્ને પક્ષો પૂરેપૂરા જોરમાં આવી ગયા. એકે એક સૈનિકની રગેરગે જુસ્સાનું ઉષ્ણ રક્ત વહન કરી રહ્યું અને ભાટો તથા સ્તુતિપાઠકોના ઉત્તેજક શબ્દો તેમને વધારે તાનમાં આણવા લાગ્યા. આરબોપર વર્ષાદની ધારાની જેમ તીરો વર્ષાવતા દાહિરના હાથી પાસે આવીને એક વૃદ્ધ ભાટ બોલ્યો:

ધન્ય, ધન્ય, દાહિર ધીરા, સમીરજ્યું દોડે તીરા,
ચૂરા હોત જવન સીરા, જગમેં ઈક તું હી નર;
સેનાકો સમંદ તું હી, રાજકો રાજન તું હી,
હિંદુઅન કો હંસ તું હી, સિંધ હિંદ દૂઇ પર;

આનનકો દેખ ડારો, બાનનકો દેખ મારો,
માનનકો છોડ ન્યારો, નાસેં રિપુ જ્યું હી ખર;
બિરૂદ બતાયો તૂને, રિપુકો સતાયો તૂને,
પ્રલય મચાયો તૂને, સબ સિંધી ભૂંઈ પર !

દાહિર અને તે સાથે તેને મોખરે રહીને લડતા પાયદળ લશ્કરને તે વૃદ્ધ ભાટના શબ્દો વધારે જોરમાં લાવ્યા અને આરબોનાં પાંચ તીર આવીને પડે તેટલા સમયમાં સિંધીઓ દુશ્મનપર પંદર તીર છોડવા લાગ્યા. 'જય જય' અને 'આરબોને મારો કાપો' ના ધ્વનિથી આખું સિંધી સૈન્યે ગર્જી રહ્યું. ઘોડેસ્વાર લશ્કરે ભારે જોર સાથે સામા પક્ષપર ધસારો કર્યો, તે સાથે આખું લશ્કર આગળ વધ્યું. આથી બન્ને પક્ષો બહુ નજીકમાં આવી ગયા એવામાં દાહિરના એક તીક્ષ્ણ તીરથી મુહરીઝ નામનો એક આરબ સરદાર ઘવાઇને પડ્યો અને આરબો થરથરી ઉઠ્યા ! સિંધીઓમાં જયસૂચક નાદ થઇ રહ્યા. મુહરીઝની ટુકડી નાસવાની તૈયારીમાં હતી, એવામાં બીજો આરબ સરદાર આવી પહોંચ્યો અને તેણે યુદ્ધ આગળ ચલાવ્યું. બન્ને પક્ષોમાંથી હવે તીરો ઉપરાંત ભાલાં બરછી પણ ઉડવા લાગ્યાં. તલવારો ખડખડાટ કરી રહી હતી પરન્તુ હજી ઉછળવાનો વખત આવ્યો નહોતો. સિંધી સૈન્યનું ખરેખરૂં ખમીર આરબોએ આ દિવસે અનુભવ્યું અને તેઓ 'તોબાહ' પોકારી ઉઠ્યા. આરબો એટલા મોટા પ્રમાણમાં ઘવાયા હતા કે મહંમદે મદદ માટે અલગ રાખેલું લશ્કર ઉમેરવાની તેને જરૂર જણાઈ આવી અને તે એમ કરવાની તૈયારીમાં જ હતો, પરન્તુ તેટલામાં તો સંધ્યાસમય થવા આવ્યો. દાહિરે તો મશાલો કરાવી અને રાત્રે પણ યુદ્ધ ચાલુ રાખીને આરબોને નસાડવાનો જ નિશ્ચય કર્યો. આખી સિંધી સેનામાં દુશ્મનોનાં ફીકાં મ્હોં જોઇને એટલો ઉત્સાહ વધી ગયો હતો કે તેણે પણ દાહિરને રાત્રે યુદ્ધ ચાલુ રાખવાને આગ્રહ કર્યો. રણધીરે દાહિરરાય પાસે દોડતે ઘોડે આવીને સલાહ આપી કે "રાત્રે યુદ્ધ ચલાવવાથી મોટી ખુહારી થશે" પરન્તુ શૂરત્વમાં મચી રહેલા અને રણની મધ્યમાં ઘૂમી રહેલા દાહિરે સેનાપતિની તે સલાહ માન્ય નહિ રાખતાં યુદ્ધ ચાલુ રાખ્યું.

મહંમદ હવે મોટી મુશ્કેલીમાં આવી પડ્યો. તેની પાસે પણ દીવો કરવામાં સાધનો હતાં, પરન્તુ લશ્કરનો મોટો ભાગ દીવાવડે યુદ્ધ કરવાની ટેવવાળો નહોતો તેમ જ સિંધીઓ સામે લડતાં ના-

હિંમત થઇ ગયો હતો. તાજું લશ્કર ઉમેરવામાં આવ્યા છતાં વિજયની આશા બહુ થોડી રહેતી હતી. અત્યારસુધી ગર્વમાં ડોલી રહેલા આરબ સરદારને આ સમયે વખત વિચારી જવાની જરૂર પડી. તેણે ચાલતે યુદ્ધે દાહિર તરફ એક કાસદ રવાના કર્યો અને કહેવરાવ્યું કે "આરબ સરદાર વિનતિ કરે છે કે અત્યારે યુદ્ધ બંધ કરો, પુનઃ પ્રભાતે શરૂ કરીશું, કારણકે દીવા કરીને લડવાનું અમોને ફાવતું નથી." આ વિનતિ–તે વિનતિ જ હોવાથી–દાહિરે કબૂલ રાખી અને કહ્યું: "અસ્તુ! આરબ સરદાર જ્યારે વિનતિ કરે છે, ત્યારે અમે અમારા રાજવંશી ધર્મને અનુસરીને ઉદાર ભાવપૂર્વક તે વિનતિનો સ્વીકાર કરીએ છીએ અને યુદ્ધ બંધ કરીએ છીએ." ગર્વિષ્ઠ નમ્યો અને ઉદારતાએ તે નમનનો સ્વીકાર કર્યો. શાંતિની પતાકા ચઢી અને બન્ને પક્ષો યુદ્ધ કરતા બંધ રહ્યા. મહંમદનો ગભરાટ દૂર થયો. દાહિરની આંખો વિજય અને ઉત્સાહથી ચમકવા લાગી.

* * * * *

પરન્તુ બીજા દિવસનું પ્રભાત કેવું ઉગશે તે કોણ જાણતું હતું? આજનો દિવસ યુદ્ધ શરૂ થયા પછી પાંચમો હતો. પ્રભાત થયું અને યુદ્ધ શરૂ થવાનું સૂચન કરનારાં વાદિત્રો વાગ્યાં તે પહેલાં તો દાહિર પોતાની સેના સાથે દુશ્મનોની સામે સજ્જ થઇને ઊભો હતો. આજે જયસિંહની ઇચ્છાથી તેને દાહિરે પોતાની સાથે યુદ્ધમાં શામેલ રાખ્યો હતો. તેના ઘા હવે સારા થઇ ગયા હતા અને તેથી દાહિરે તેની ઇચ્છાની સામે વાંધો લીધો નહિ. ૧૦ હજાર બખ્તરીયા ઘોડેસ્વારના લશ્કરની મધ્યમાં દાહિરે પોતાના હાથીને સ્થાપિત કર્યો અને ઢાલ તલવારવાળા પાયદળ લશ્કરને જમણી અને ડાબી બાજુએ રાખ્યું. તેમાંની એક બાજુ જયસિંહની આગેવાની હેઠળ અને બીજી બાજુ રણધીરની આગેવાની હેઠળ સોંપવામાં આવી તથા મંત્રી સિંહાકારને ૨૦૦૦ ઘોડેસ્વાર અને ૩૦૦૦ પાયદળ સાથે અલગ રાખવામાં આવ્યો, એવા હેતુથી કે મુસ્કેલીના સમયમાં તે લશ્કર મદદમાં કામ લાગી શકે.

ગયા દિવસના અનુભવથી મહંમદે આજે પોતાના લશ્કરને ત્રણ વિભાગોમાં વહેંચી નાંખ્યું હતું. એક ભાગને જમણી બાજુએ,

બીજાને ડાબી બાજુએ રાખી હુમદાન નામના પોતાના એક સરદારને લડાઇનો વાવટો સોંપી મોખરામાં રાખ્યો. લશ્કરના મધ્ય વિભાગમાં બે સરદારોને રાખ્યા. ચુનંદા ઘોડેસ્વાર લશ્કરને પણ ઉપરના નિયમ પ્રમાણે જ ત્રણ વિભાગોમાં વહેંચી નાંખ્યું અને એ સઘળા લશ્કરને યુદ્ધમાં ભાગ લેવાને માટે તૈયાર રાખી બાકી રહેલા થોડા ઘોડેસ્વારો તથા પાયદળને લશ્કરની પાછળના ભાગમાં અલગ રાખ્યું. પાણીની તરસ વેઠીને લશ્કરને હેરાન થવું ન પડે તેટલા માટે તેણે ચામડાના કોથળાઓ ભરીને દોહારાના વહેળામાંથી પાણી મંગાવ્યું અને સૈનિકોને પાણી પાવાને માટે કેટલાક ખાસ માણસોની ગોઠવણ કરી, તેમને આખા લશ્કરમાં ફરતા રહેવાની આજ્ઞા આપી.

યુદ્ધનો પ્રારંભ થયા પછી મધ્યાહ્ન સુધી તો આગલા દિવસની પેઠે જ યુદ્ધ ચાલ્યું પરન્તુ ત્યારપછી આરબ લશ્કરમાંથી શુજા હબસી નામનો એક યોધો પોતાના શરીરના રંગના જેવા જ કાળા ઘોડા ઉપર સ્વાર થઇને ઘોડેસ્વાર લશ્કરની એક મોટી ટુકડી સાથે દાહિરના હાથી તરફ ધસી આવ્યો. આટલા દિવસ સુધી બન્ને લશ્કરો દૂર રહીને લડતાં હતાં, તે આજે થોડા જ સમયમાં ભેળંભેળ થઇ જવાનો પ્રસંગ આવ્યો. શુજા હબસીએ પોતાના સરદાર મહંમદ કાસીમ પાસે પ્રતિજ્ઞા લીધી હતી કે “આજે મારે દાહિરના હાથીને ઘાયલ કરવો, અને નહિ તો જીવતાં પાછાં ફરવું નહિ.” પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવાને જ તે દાહિરના હાથી તરફ પોતાના ઘોડેસ્વારો સાથે ધસી આવ્યો હતો. આરબ લશ્કરનાં જમણી—ડાબી બાજુનાં પાસાં તો દૂર રહ્યાં રહ્યાં જ તીરોનો વરસાદ વરસાવી રહ્યાં હતાં અને સિંધી લશ્કર તરફથી પણ તેનો તેવો જ જવાબ મળતો હતો; પરંતુ શુજા હબસીના ઘોડેસ્વારો સિંધી લશ્કરમાં ભેળાયા તે સાથે જ બન્ને લશ્કરો એકઠાં થઇ ગયાં. તીર અને કામઠાંની જગો હવે બરછી, કટાર અને તલવારોએ લીધી. શુજા હબસીને પોતાની સામે ધસી આવતો જોઇને દાહિર પૂરેપૂરી સાવધાનતાથી મારો ચલાવવા લાગ્યો અને પોતાના લશ્કરને યોગ્ય સૂચનાઓ કરતો ગયો. સિંધી ઘોડેસ્વાર લશ્કરનો કેટલોક ભાગ દાહિરે મોખરામાં રાખ્યો હતો, તેને પાર કરતો શુજા હબસી પોતાના પચીસેક ઘોડેસ્વારો સાથે દાહિરના હાથીની લગભગ નજીકમાં આવી પહોંચ્યો. શુજાના બીજા લડવૈયાઓને સિંધી ઘોડેસ્વારોએ આગળ વધવા ન દેતાં માર્ગમાં જ કાપાકાપી

ચલાવી હતી. શુજાને પોતાની નજીક આવેલો જોઇને દાહિરે પોતાના હાથીને શુજાની સામે લીધો. શુજાએ પોતાના ઘોડાને દોડાવીને હાથીની સામે ઊભો રાખવા માંડ્યો પરન્તુ કાળા બખ્તરમાં સજ્જ થએલા એ પ્રચંડ પ્રાણીને જોતાં જ શુજાનો ઘોડો બ્હીધો અને ચકરી ખાઇને નાસી જવા લાગ્યો. શુજા તાત્કાલિક બુદ્ધિવાળો હતો અને વળી પોતે લીધેલી પ્રતિજ્ઞા પૂરી કરવાને આતુર હતો, તેથી તેણે એકદમ પોતાના માથાપરનું ફાળીઉં છોડી નાંખ્યું અને ઘોડાની આંખો ઉપર બાંધી તેને અંધ બનાવ્યો. હવે તેણે ઘોડાને એક વાર ફરીથી હાથીની સામે લીધો. હાથીની નજીક આવીને જેવો શુજા તેની સૂંઢપર ઘા કરવા જાય છે તેવો જ તે દાહિરના બે અણીવાળા તીરથી ઘવાયો અને ઘોડા પરથી ઉછળી પડ્યો. તેની સાથે ધસી આવેલા સ્વારોની પણ તેના જેવી જ દશા થઇ. શુજાના મરણ સાથે આખું સિંધી લશ્કર જયજયકારના ધ્વનિથી ગાજી રહ્યું અને તેઓમાં બમણું જોર સ્ફુરી આવ્યું. બન્ને લશ્કરોના મોખરાના ભાગો જ હજી ભેળાઇ ગયા હતા તેથી દાહિરે સિંહાકારના અલગ રાખેલા લશ્કરને બોલાવી લઇને સઘળી બાજુએથી આરબો સામે એકી સામટો હલ્લો કર્યો. શુજાના મરણના ખબરે આરબ લશ્કરમાં નિરાશા ફેલાવી હતી અને તેમાં સિંધીઓના એકી સામટા હુમલાથી પેદા થએલા ગભરાટનો વધારો થયો. આરબ લશ્કરનાં જમણી અને ડાબી બાજુનાં પક્ષો વીખરાયાં અને તેમાંના થોડા સૈનિકો તો નાસી પણ ગયા.

થોડી વારમાં જ પોતાના આખા લશ્કરમાં ભંગાણ પડી જશે એવા ભયથી મહંમદ કાસીમ અકળાઇ ગયો અને બોલી ઉઠ્યો: "અરે, અરે, લશ્કર નાસે છે! ક્યાં ગયા મારા સરદારો? હાઝીમ ક્યાં છે? બનાના ક્યાં છે? મોકા અને રાસીલ ક્યાં ગયા? અરે સઘળા સરદારો દોડો અને આરબોને નાસી જતા અટકાવો! આમ અણીને વખતે શું તેઓ નાસી જાય છે? દોડો, સૌ કોઇ દોડો અને તેમને રોકો! મારા બહાદૂર લડવૈયાઓ! તમે નાસશો નહિ! મક્કમ રહો, લડતાં ડરો નહિ! અરેરે, આ શું? આરબો આટલા બધા નાહિંમત થઈ ગયા? શું હું હારીશ? દાહિર જીતશે? કેવું નિર્દય ભવિષ્ય?!"

રાસીલ પાસે આવીને બોલ્યો: "સરદાર સાહેબ! એમ ગભ-

રાઓ. છો શાને ? સઘળું લશ્કર પુનઃ સજ્જ થઇ ગયું છે, હવે કોઇ પણ નાસતું નથી !"

"એમ ? બહુ સારૂં થયું; જાઓ તમે, લશ્કરને ઉત્તેજન આપ્યાં કરો, જોજો, કોઇ નાહિંમત ન થાય."

"પણ સિંધીઓ એટલા જોરમાં આવ્યા છે કે આપણી ફત્તેહનો મને ભરોસો રહેતો નથી; રણધીર આપણને કાંઇ મદદ કેમ કરતો નથી ?"

"અરે, હજી પરમ દિવસે જ તે મળ્યો હતો અને અત્યાર-સુધી તે આપણા પક્ષમાં જ છે એમ હું માનું છું; આવા કટાકટીના સમયમાં તે કાંઇક કાવતરૂં કરીને આપણને અવશ્ય મદદ કરશે એવી મને ખાત્રી છે."

રાસીલ મહંમદ પાસેથી પોતાના ઘોડાને દોડાવીને લશ્કરમાં ચાલ્યો ગયો. આરબો ફરીથી મક્કમ રીતે લડવા લાગ્યા હતા, પરન્તુ તેઓ સિંધીઓને હાથે ભાજીની પેઠે કપાઇ જતા હતા. બન્ને આખાં લશ્કરો લગભગ ભેળાઈ ગયાં હતાં અને ભાલાં બરછી તથા તલવારો વિજળીની પેઠે ચમકી રહ્યાં હતાં. આરબોનાં લોહીથી સિંધીઓનાં વસ્ત્રો અને સિંધીઓના લોહીથી આરબોનાં વસ્ત્રો રંગાતાં હતાં. મરણ પામતા સૈનિકોની ચીસોથી, ઘાયલ થતા હાથી અને ઘોડાઓની ગર્જનાથી, શૂર ચડાવતા ભાટો અને સ્તુતિપાઠકોના શબ્દોથી, વીરહાક ગજાવતા સરદારો અને મરણીયાઓથી તથા વાદિત્રોનાં ભયંકર નાદોથી આખી રણભૂમિ દશે દિશામાં ગાજી રહી હતી.

સાંજ પડી. બન્ને લશ્કરોમાં આછા આછા દીવા નજરે પડવા લાગ્યા. આરબો હજી સુધી ટકાવ કરી રહ્યા હતા, પરન્તુ તેમની પાસે લશ્કર હવે બહુ થોડું રહ્યું હતું. સિંધીઓ ઉત્સાહમાં હતા, પરન્તુ તેમનામાંથી પણ લશ્કર ઘણું ઓછું થઇ ગયું હતું. બન્ને પક્ષો આજ ને આજ યુદ્ધનું પરિણામ લાવવાને આતુર હતા અને તેથી છેલ્લી વારને માટે આરબો મરણીયા થઇને તૂટી પડયા. તે જ ક્ષણે રણધીર પોતાના હાથમાં બળતી મશાલ સાથે દાહિર તરફ દોડી આવ્યો અને બોલ્યોઃ "મહારાજ ! મહારાજ ! મંત્રી સિંહાકારનું મરણ થયું !"

"સિંહાકાર મરાયો ? કાંઇ ફીકર નહિ; દોડો, તમે તેનું લશ્કર સંભાળો." દાહિરે કહ્યું અને તુરત જ તેણે લડાઈ તરફ લક્ષ આપ્યું.

રણધીર દોડતે ઘોડે પાછો ફર્યો, પરન્તુ તે જ ક્ષણે દાહિ-

રની અંબાડી એકાએક સળગી ઉઠી! દાહિર ગભરાયો, અને તે નિસરણીને નીચે નાંખતાં ઉતરવાને તૈયાર થાય છે એટલામાં તો તાપથી બળતો હાથી ગાંડોતૂર થતો અને ચારે પગે ઉછળતો નાઠો તથા દોહારાના જળમાં જઇને પડયો! નાસતે હાથીએ દાહિરે નીચે ઉતરવાનું જોખમ વેઠયું નહિ, પણ તેણે અંબાડી તોડી નાંખીને આગ હોલવવાનો પ્રયાસ કરવા માંડયો. મહાવત અને દાહિર બન્ને જળમાં પડેલા હાથીના શરીર નીચે કચડાયા. મહાવત તો પાણીમાં પડતાં જ અતિશય પાણી પીને મરણ પામ્યો, પરન્તુ દાહિર હાથીના પેટ નીચે દબાએલા પોતાના પગને ધીમે ધીમે કાઢીને ઊભો થયો. દાહિરના હાથીને પોતાના લશ્કરથી છૂટો પડીને નદી તરફ બળતી અંબાડીએ નાસતો જોઇને રાસીલ પોતાની સાથે પાંચસો સૈનિકોને લેતો એકદમ દાહિર તરફ ધસી આવ્યો અને દાહિર હાથીના શરીર તળેથી નીકળીને ઊભો થયો, તે જ ક્ષણે રાસીલ કામઠાપર તીર ચડાવીને તેની પાસે આવી પહોંચ્યો.

"રાસીલ! રાસીલ! નામર્દ! તું મને મારવાને આવ્યો છે?" દાહિર બોલી ઉઠયો. રાસીલે કાંઈ પણ ઉત્તર નહિ આપતાં પોતાનું તીર છોડયું અને તે જ તીર દાહિરના કાળજામાં પેસીને તેના મરણનું કારણીભૂત થયું! દાહિર પાસે અત્યારે કામઠું નહોતું. તીરોનું ભાથું તો પાણીમાં તણાઇ ગયું હતું. તલવાર હાથીના પલાયનના ગભરાટમાં હાથ રહી શકી નહોતી. એક માત્ર કટાર પાણીમાં પડયા છતાં ભેટમાં તેમની તેમ રહી ગઇ હતી. કાળજામાં પેસેલા તીરને એક હાથે બહાર ખેંચી કાઢતાં અને બીજે હાથે ભેટમાંથી કટાર તાણતાં દાહિરે એક છલંગની સાથે રાસીલને પકડયો અને તેને ઘોડા પરથી ખેંચીને પાણીમાં પાડયો. રાસીલ કાંઇ અસાવધ નહોતો. તેણે પોતાની તલવાર ખેંચી, પરન્તુ તેનો ઘા દાહિરની ગરદનપર પડે તે પહેલાં તો દાહિરની કટાર રાસીલના કાળજામાં પેસી ગઇ અને રાસીલની સાથે તીરથી વિદ્ધ થએલો દાહિર પણ પાણીમાં બેભાન થઇને પડયો! દોહારાના જળનો પ્રવાહ બન્નેનાં મૃતદેહો ઉપર થઇને વહન કરી રહ્યો અને ધણી વિના સૂનું થએલું સિંધી લશ્કર પ્લાયન કરી ગયું! હારવાની અણીપર આવેલા આરબોએ એ રીતે જય મેળવ્યો અને હિંદુઓના લોહીના પાનથી રણભૂમિ તૃપ્ત થઇ! સર્વભક્ષી કાળની એ લીલા!

---

# દ્વિતીય ખંડ–પ્રાણાહુતિ.

## પરિચ્છેદ ૧ લો.

### પ્રતિજ્ઞા.

Gallant and true and tender,
Child and chieftain in one.

*Palgrave.*



દાહિર મરાયો, મંત્રી સિંહાકાર પણ મરાયો અને સિંધી લશ્કર કપાતું કુટાતું પલાયન કરી ગયું. રાવરનો કિલ્લો રણક્ષેત્રની નજીકમાં આવેલો હતો એટલે જયસિંહ, રણધીરસિંહ અને બીજા સરદારો તથા જીવતું રહેલું લશ્કર એ સઘળા કિલ્લામાં પેસી ગયા. કિલ્લાના દરવાજા બંધ કરવામાં આવ્યા. વિજયની ગગનભેદી ગર્જના કરતા આરબો કિલ્લા તરફ ધસી આવ્યા અને કિલ્લાને ઘેરો ઘાલીને પડયા.

દાહિરના મૃતદેહને દોહારાના જળમાંથી શોધી કાઢીને તેના મસ્તિકનું છેદન કરી તે મસ્તિકને મહંમદે હુજ્જાઝ તરફ મોકલાવ્યું. ગુંસિલના મૃતદેહની તજવીજ કરવાની મહંમદને હવે કાંઇ જ જરૂર રહી નહોતી!

*  *  *  *

રાત્રિનો સમય છે. આજે દાહિરના મરણને અને રાવરના દરવાજા બંધ કર્યાને બે દિવસ વીતી ગયા છે. આરબ સરદાર તરફથી સંદેશો આવ્યો છે કે "કાંતો લડવાને બહાર પડો, અને નહિતો અમને તાબે થઇને કિલ્લો સોંપો." રાજ્યની ધુસરી દાહિરના મરણપછી યુવરાજ જયસિંહની ખાંધપર લદાએલી હતી. તેને સલાહ આપનારા ડાહ્યા મંત્રીઓમાં હવે માત્ર રણધીર એકલો જ રહ્યો હતો. જયસિંહ યુદ્ધમાં કૌશલ્યવાળો હોવા છતાં મનનો નિર્બળ હતો, અને તેથી સાહસના ગુણની તેનામાં મોટી ખામી હતી. આરબ સરદારનો સંદેશો આવતાં તે વધારે ચિંતામાં પડયો હતો અને પોતાના સરદારો તથા મદદે આવેલા રાજવંશીઓને મધ્ય રાત્રિએ મંત્રણામાટે બોલાવ્યા હતા. હજી મંત્રણા માટેનો સમય થયો નથી. જયસિંહ

ચિંતા, શોક અને ભયના સાગરમાં ડૂબી ગયો હોય તેવી રીતે રાજમહેલાના એક ઓરડામાં બેઠો છે. પાસે નોકર ચાકર કોઈ પણ નથી. રણધીર લશ્કરની સંભાળમાં ગુંથાઈ ગયો છે. એટલામાં ચાકરે આવીને ખબર આપ્યા કે "કચ્છના રાજકુમારો આપને એકાંતમાં મળવા માંગે છે."

"અત્યારે એકાંત જ છે; ભલે આવવા દે." જયસિંહે જવાબ આપ્યો.

તુરત જ ચાકર બે યુવાન્ રાજકુમારોને જયસિંહ બેઠો હતો ત્યાં લેઇને આવ્યો, પણ જયસિંહ તેમને જોતાં જ નવાઇ પામ્યો, કારણકે તે બન્ને રાજકુમારોએ પોતાનાં મ્હોં કાળાં કપડાંથી છુપાવેલાં હતાં. જયસિંહે તેમને પ્રશ્ન કર્યો: "યુવાન્ કુમારો! મુખ છુપાવવાનું શું કારણ છે?"

"યુવરાજ! સિંધના ક્ષત્રિયોની હાર થઇ અને મહારાજા દાહિરરાયનું મરણ થયું તેના શોકથી અમે અમારાં મુખ કાળાં કપડાંથી છુપાવ્યાં છે; હું તમને કાંઇક કહેવા આવ્યો છું અને તે એકાંતમાં કહેવા ઇચ્છું છું." એમાંના મોટા કુંવરે કહ્યું.

જયસિંહે પાસે ઊભેલા ચાકરને ત્યાંથી ચાલ્યા જવા સૂચવ્યું. ચાકર ગયો એટલે જયસિંહે પૂછ્યું: "રાજકુમાર! હવે એકાંત છે; તમે મને શું કહેવા માંગો છો?"

તે જ ક્ષણે સૂર્યદેવીએ પોતાના મ્હોંપરનું કપડું દૂર કર્યું અને જયસિંહની આંખો આશ્ચર્યથી વિકાસ પામી. જયસિંહ કાંઇ પણ આશ્ચર્યોદ્‌ગાર કાઢે તે પહેલાં સૂર્યદેવી બોલી: "મોટા ભાઇ જરા પણ આશ્ચર્ય પામશો નહિ. આજ સુધી હું લશ્કરની સાથે છું તે પિતાજી જાણતા હતા અને હવે હું તમને પણ જાહેર કરૂં છું; પરન્તુ તમે અન્ય કોઇને તે જણાવશો નહિ."

"ત્યારે શું કચ્છના રાજકુમારો તે તું અને નાની બ્હેન પરિમલદેવી છે?"

"હા, ભાઇ! અમે જ છીએ; પણ હું જાણવા માંગું છું કે તમે હવે શું પ્રવૃત્તિમાં પડવા ઇચ્છો છો?"

"આજે મેં આપણા સરદારોને મંત્રણા માટે બોલાવ્યા છે."

"મંત્રણા!" સૂર્યદેવી આંખો ફાડતી બોલી: "તેમાં મંત્રણાની શી જરૂર છે? ભાઇ! તમે આમ કેવળ ભીરૂ ન બની જાઓ! કિલ્લાના દરવાજા ઉઘાડો અને યુદ્ધ શરૂ કરો! પિતાજી તો ગયા,

અને હવે સિંધુપતિ તમે છો, માટે લશ્કરને આજ્ઞા આપો કે આરબોને ઠાર કરે ! આમ બે દિવસથી કિલ્લામાં ભરાઇ બેઠા છો, તે તમને શોભે છે શું ? ચાલો, ઉઠો, લશ્કરને વરદી આપો; મંત્રણાની કાંઇ અગત્ય નથી; યુદ્ધ કરવું એ નિશ્ચિત જ છે તો પછી મંત્રણા શી કરવાની બાકી છે ?”

“બ્હેન ! આ યુદ્ધની વાતો છે; તેમાં તું શું સમજે ?”

સૂર્યદેવીનો જુસ્સો બે તીરમાં વહેવા લાગ્યો: “ હું શું સમજું ? હા, યુદ્ધમાં હું ન સમજું; પરન્તુ પિતાજીની અને સિંધના રાજવંશની કીર્તિને તો સમજું છું ! આ કાર્ય–કિલ્લામાં ભરાઇ બેસવાનું કાર્ય સિંધની રાજવંશી કીર્તિને કલંક લગાડનારૂં છે અને દાહિરરાયનો વંશજ તેમ ન કરે, ભાઇ ! તમે આમ ડરકુ કેમ બની ગયા છો ? શું તમને તમારા બળનો વિશ્વાસ નથી ? શું શૌર્ય અને ધૈર્ય પિતાજીની સાથે જ ગયાં ? શરમ છે, મોટા ભાઇ ! આરબો આટલો આટલો કેર મચાવી રહ્યા છે, આર્ય સ્ત્રીઓને ગુલામડી બનાવી રહ્યા છે, છતાં પણ તમારાં રોમ કમ્પિત થતાં નથી, એ મહા અનર્થનું સૂચન કરે છે !”

“તું અધીરી ન થા, બ્હેન ! મંત્રણાને અંતે પણ હું યુદ્ધ કરવાનો જ નિશ્ચય કરીશ.”

“હજી નિશ્ચય કરવાનો બાકી રહ્યો છે ? હા–ય ! નિર્બળતા ! તું મારા વડીલ ભાઇમાં આટલી બધી પ્રબળતા જમાવી રહી છે ? ઓ પિતાજી ! તમારા તેજનો થોડો અંશ આ મારા ભીરૂ ભ્રાતા ઉપર રેડો અને તેને જાગૃત કરો ! આટલી બધી શિથિલતા દાહિરરાયના યુવરાજના શરીર અને હૃદયમાં વ્યાપી રહેતાં પહેલાં, ઓ રણદેવી ! તેં અમારો સમૂળગો નાશ કેમ કરી નાંખ્યો નહિ કે જેથી આ જ અમોને બ્હીકણુ અને બાયલા બનીને કિલ્લામાં ભરાઇ બેસવું ન પડત !”

જયસિંહમાં કાંઇક બળ આવ્યું. તે બોલ્યો: “ત્યારે શું સરદારોની સાથે મંત્રણા કર્યા વિના મારે પુનઃ આરબોની સાથે યુદ્ધ ચાલું કરવું ?”

“હા ભાઇ ! આરબોથી ડરી જઇને કિલ્લામાં ભરાઇ બેસવું એ આપણી કીર્તિને ઝાંખપ લગાડે છે, માટે સમજુ થાઓ; નિર્બળતાને ખંખેરી નાંખીને ટટ્ટાર થાઓ અને સત્વર યુદ્ધનો આરંભ કરો. પિતાજીના મરણના શોકને ત્યજી બેઠા થાઓ અને બોધ લ્યો કે–

" एकोऽहमसहायोऽहमेकाकी विजने वने ।
" इत्येवंविधा चिन्ता मृगेन्द्रस्य न जायते ॥ "

" બ્હેન ! હવે તું નિશ્ચિન્ત થા, તું અને પરિમલ બન્ને જાઓ; તારા શબ્દોથી ઉત્તેજિત થએલો હું સેનાને તૈયાર થવાની વરદી આપું છું અને સેનાપતિને જણાવું છે કે પ્રભાતમાં જ યુદ્ધ શરૂ કરવાનું છે. તું હવે કદી માનીશ નહિ કે જયસિંહ હારે તો પાછો ફરે; કાંતો તે આરબોને પરાજિત કરશે અને નહિતો યુદ્ધક્ષેત્રમાં જ મરણ પામી પિતાનો સંગાથી બનશે."

" અને તો આ ભગિની આંસુનું એક ટીપું પણ નહિ પાડે, મારા સુજ્ઞ બંધુ ! એક યશસ્વી વીરની પેઠે તું યુદ્ધમાં લડતો મરણ પામે તે હું સહન કરી શકીશ, પરન્તુ પિતાજીના નામને અને એક રણવીર રાજા તરીકેની તેમની કીર્તિને ઝાંખપ લાગેલી હું જોઈ શકીશ નહિ ! તું આરબોને હરાવ, સિંધ ઉપર લશ્કર લેઇને ચડનાર આરબ સરદાર મહંમદ કાસીમનો જીવ લેવાની પ્રતિજ્ઞા લે—"

" પ્રતિજ્ઞા લઉં છું, બ્હેન ! આરબ સરદારનો જાન લેવાની." જયસિંહ બોલ્યો.

" અને જો તું તે પ્રતિજ્ઞા પૂર્ણ કર્યા પહેલાં યુદ્ધક્ષેત્રમાં જ મરણ પામશે તો હું પ્રતિજ્ઞા લઉં છું કે મહંમદ કાસીમનો જીવ લીધા વિના હું કદી જંપીશ નહિ ! "

" ધન્ય છે બ્હેન ! તારી હિંમતને ! " પાછળથી પરિમલ-દેવીએ ઉત્તેજન આપ્યું.

" બસ, ભાઇ ! લડતાં હિંમત હારીશ નહિ; અમે જઇએ છીએ; ધ્યાનમાં રાખજે કે અમે કચ્છના રાજકુમારો છીએ ! ચાલ પરિમલ ! " સૂર્યદેવી અને પરિમલદેવીએ પુનઃ મ્હોંને કાળાં કપડાંથી ઢાંક્યાં, અને પછી બન્ને બ્હેનો પોતાના નિવાસસ્થાનપ્રતિ ગઈ.



## પરિચ્છેદ ૨ જો.



### યુદ્ધક્ષેત્રના સમાચાર.

* * * *

सदा समझकर काम, अष्टमे चित्त न डूले,
नवे निडर चल जाय, दशम धामं सम कर भ्रमे;
कवि चंद कहे पृथिराजसों, दश गुन क्षत्रिय धर्ममें.



દાહિરરાયના મરણ પછી તુરત જ તે અમંગલ સમાચાર અલોરનગરમાં મળ્યા. જયસિંહે એક કાસદ મોકલી તે સમાચાર પોતાની માતાઓપર મોકલાવ્યા હતા અને તે સાથે સૌને ધૈર્ય આપીને જણાવ્યું હતું કે પિતાએ અધુરા મૂકેલા યુદ્ધને આગળ ચલાવીને પોતે આરઓને નસાડયા વિના રહેશે નહિ. દાહિરના મરણનો શોક રાણીવાસ ઉપરાંત આખા નગરમાં ફેલાયો હતો, પરન્તુ તે સાથે જયસિંહ યુદ્ધ ચાલુ રાખનાર હોવાથી અને એ રીતે દાહિરરાયની વીરકીર્તિનું સંરક્ષણ થતું હોવાથી સૌનો ઉત્સાહ એકસરખી રીતે ટકી રહ્યો હતો. રાજકુમાર પુષ્પસિંહ બાળક હતો, તોપણ તે પિતાના મરણના શોકને વિસરીને વખત આવ્યે પોતાનું સંરક્ષણ કરવાને પોતાની માતાઓની સલાહ પ્રમાણે વર્તવાને તૈયાર થઇ રહ્યો હતો. લાડીરાણી અને રાણી બાઇએ પણ આરઓનો ધસારો અલોરપર થાય તો તેનો જવાબ યુદ્ધમાં ઉતરીને વાળવાનો સંકલ્પ કરી રાખ્યો હતો. કુટુંબના મુખ્ય પુરૂષના મરણ સાથે સાધારણ કુટુંબોમાં શોક વ્યાપી રહે છે, તેને બદલે અલોરના રાજકુટુંબમાં દાહિરરાયના મરણના શોક કરતાં યુદ્ધક્ષેત્રના સમાચાર જાણવાની ઉત્સુકતા વધારે વ્યાપી રહી હતી. જયસિંહના યુદ્ધકૌશલ્ય સંબંધે બન્ને રાજમાતાઓને વિશ્વાસ હતો અને તેથી આરઓને તે અલોરના કિલ્લાસુધી આગળ વધવા દેશે નહિ એવી ધારણા સૌ રાખતાં હતાં.

* * * *

સાંજનો સમય હતો. અલોરના રાજમહાલયમાં દાસીઓ દીવા કરવાના કાર્યમાં ગુંથાઇ હતી. અંધકારનો આછો પટ મહાલયમાં પ્રસરેલો હતો, પરન્તુ બહાર સર્વત્ર હજી અજવાળું હતું અને કિ-

કિલ્લાના કાંગરાપર તો અસ્ત પામતા સૂર્યનો આછો તડકો પણ નજરે પડતો હતો. આજે દાહિરરાયના મરણના સમાચાર મળ્યાને ત્રણ દિવસ વીતી ગયા હતા, પરન્તુ હજી સુધી જયસિંહ તરફના યુદ્ધને લગતા કાંઇ સમાચાર નહિ હોવાથી લાડીરાણી ચિન્તામાં જણાતી હતી. તેના ચિત્તમાં અનેક સંકલ્પ વિકલ્પ થયાં કરતા હતા અને અમંગળ શંકાઓ પણ ઉપસ્થિત થતી અને પાછી બેસી જતી હતી. એટલામાં દ્વારપાળે આવીને ખબર આપ્યાઃ "યુવરાજ તરફથી દૂત આવ્યો છે, તે બહાર ઊભો છેઃ સમીપમાં સમાચાર આપવા માટે માતુઃશ્રીની અનુમતિ માંગે છે."

"યુદ્ધક્ષેત્રમાંથી જે કોઇ આવે તેણે અનુમતિ માંગવાની કે સમય–અસમયનો વિચાર કરવાની કાંઈ જ જરૂર નથી. તારે પણ તેને તે જ સમયે અહીં લઇ આવવો. હું સર્વદા તેને મળવાને તત્પર બેઠી છું. યુદ્ધક્ષેત્રમાં મારો પ્રાણધન પુત્ર હું આંધળીની આંખ જેવો છે તે તેના પિતૃહન્તા યવનોનાં શિર છેદવાને અવશેષ રહ્યો છે; તો માતાની પાસે પુત્રની કુશળ વાર્તા લાવવામાં આવા આડંબરની કાંઇ જરૂર નથી; માટે જા, તે દૂતને સત્વર તેડી લાવ." રાણીએ પોતાની ઉત્સુકતા વ્યક્ત કરતાં કહ્યું.

થોડીવારે દૂત રાણીની સમીપમાં આવી પહોંચ્યો અને બોલ્યોઃ "આ દાસ પ્રણામ કરે છે."

"તારૂં કલ્યાણ થાઓ!" રાણીએ આશીર્વાદ આપતાં પ્રશ્ન કર્યોઃ "યુદ્ધક્ષેત્રમાં તો મંગળ છે? રાજકુમાર કુશળ છે ને?"

"હું યુદ્ધક્ષેત્રથી નથી આવતો; પરન્તુ રાજકુમાર કુશળ છે."

રાણીએ ઉદ્વિગ્ન થતાં કહ્યુંઃ "યુદ્ધક્ષેત્રમાંથી નથી આવતો, તો રાજકુમારની કુશળતા શી રીતે જાણી?"

"રાજકુમારે યુદ્ધક્ષેત્રનો તો ત્યાગ કર્યો છે, રાણીશ્રી!"

"કેમ?" ઉદ્વેગ અને આશ્ચર્ય સાથે રાણીએ પ્રશ્ન કર્યોઃ "સૈન્ય સંગ્રહ કરવાને અર્થે?"

"નહિ; ટીડની પેઠે ઉભરાતી યવનસેનાની સામે સૈન્ય સંગ્રહ તે કેટલો કરવો? યુદ્ધમાં જયલાભની હવે જરા પણ આશા નથી."

રાણી ગંભીર સ્વરે કિંચિત્ ક્રોધના આવિર્ભાવ સાથે બોલી ઉઠીઃ "દૂત! તો શું એ કાયર પુત્ર યુદ્ધ છોડીને ભાગી ગયો? અને તું આવા વજ્રાઘાત સમા દારૂણ સમાચાર લેઇને શું અહીં આવ્યો? હા–ય! એના મૃત્યુના સમાચાર કાં ન લાવ્યો?"

"રાણીમાતા! એવી અમંગળ વાત ન બોલો."

"આ પ્રસંગે પુત્રનું મૃત્યુ તે મારે મન મંગલ વાર્તા છે—અમંગલ નથી. સ્વામીના મરણનો શોક પણ જે હૃદયે કર્યો નથી તે પુત્રના મરણનો શોક નહિ કરવા માટે પણ તેટલું જ કઠીન રહેશે. હા! કાયર કુમાર! રણવીર પિતાના પુત્રને મૃત્યુનો ભય?" રાણીના ચિત્તનો ઉદ્વેગ વધવા લાગ્યો.

દૂત સમાચાર આપતો બોલ્યોઃ "મને રાજકુમારે માતુઃશ્રીના ચરણમાં નિવેદન કરવાની અનુમતિ આપી છે કે યવન સેનાના હાથમાંથી છૂટવાની હવે આશા નથી. માટે જેમ બને તેમ શીઘ્રતાથી સર્વે જણે એકઠાં થઇ લજ્જારક્ષણાર્થે કોઈ એકાન્ત સ્થાનનો આશ્રય લેવો અને પોતે પણ સર્વને માટે કોઇ નિર્ભયસ્થાન શોધવા જ ગયા છે."

"ત્યારે શું એ બાયલા રાજકુમારે તેના પિતાના મરણ પછી યુદ્ધ બિલકુલ આગળ ચલાવ્યું જ નથી?" રાણીએ નેત્રોને રક્તવર્ણીય કરતાં કહ્યું.

"માતુઃશ્રી! રાજાજીના મરણ પછી આપણું આખું સૈન્ય રાવરના કિલ્લામાં ભરાયું હતું. કિલ્લાના દરવાજા બંધ કર્યા હતા. બે દિવસસુધી તેમ ચાલ્યું. છેવટે કચ્છના રાજકુમારોએ ઉત્સાહિત કરવાથી યુવરાજે યુદ્ધ કરવાનો નિશ્ચય રાત્રે આખી સેનામાં જાહેર કર્યો."

"ધન્ય છે, વીરપુત્રીઓ! તમારી માતાની કુખને તમે દીપાવી છે! રણક્ષેત્રમાં પણ તમે ક્ષત્રિય કુળને શોભે તેવું જ કાર્ય કર્યું છે!" એમ મનમાં જ વિચાર લાવતાં રાણીએ કહ્યું: "પછી?"

દૂત આગળ બોલ્યોઃ "પરન્તુ પાછળથી રાજકુમારે રણધીરસિંહ વગેરે મંત્રીઓને એકઠા કરી મંત્રણા કરી અને લશ્કરમાં એવું જાહેર કર્યું કે યવનોની સામે થવાથી જયલાભ થાય તેવું નથી, માટે પ્રભાત થતાં પહેલાં કિલ્લો છોડીને પલાયન કરવાનો નિશ્ચય કર્યો છે. આ નિશ્ચય જાહેર કરતાંની સાથે રાજકુમારે મને આપની તરફ આ સંદેશો કહેવા માટે મોકલ્યો."

રાણીએ ક્રોધપૂર્વક કહ્યું: "બહુ સારૂં; રણધિરસિંહ પણ એ બાયલા કુંવરના પાશથી બાયલો થઇ ગયો જણાય છે! ભલે તેઓ સઘળા નિર્ભયસ્થાનનો આશ્રય લે, પરન્તુ અમે તો એ યવન સેનાપતિ જે લૂટારો અને મિથ્યા નરઘાતક છે તેને યોગ્ય દંડ દઇને પછી અનુગમન કરીશું."

"જે યવન સેનાપતિના હાથથી વીરકેસરી દાહિરરાય રણમાં રોળાયા અને જેના ભયથી વીર વ્રતાચારી પુત્રે પલાયન કર્યું; તેની સામે શું આપ સ્ત્રી છતાં—"

પોતાનાં રક્તવર્ણીય કરાળ નેત્રોને ફાડતી રાણી બોલી ઉઠી: "ચૂપ! ક્ષત્રિય દૂતના મુખમાંથી કેવી અમર્યાદાની વાત?! આ શું તું ક્ષત્રિય દૂતને છાજે તેવાં વાક્યો બોલે છે? ભારત નારી અને ક્ષત્રિય કન્યા શું યુદ્ધમાં અસમર્થ છે? શિયાળના ભયથી શું સિંહણ નાસી જાય છે? પણ જણાય છે કે યવનોના અપવિત્ર ઉચ્છ્વાસને લીધે તારો ક્ષાત્ર ધર્મ લુપ્ત થયો છે! હા! ભારતભૂમિ! તારે હવે યવનોના પાદપ્રહાર સહવાનો સમય આવ્યો! હવે તારાં સંતાનગણોની કેવી દુર્દશા થશે? અને તે કેવાં નીચ અને નિર્માલ્ય થશે! અત્યારથી જ તેનાં પૂર્વ લક્ષણો દેખાય છે. નહિતો શું ક્ષત્રિય સંતાનના મુખમાંથી આવી અમર્યાદ વાત બહાર નીકળત? સ્વદેશમાં ઘોર ઉત્પાત કરનાર મ્લેચ્છોની વિરૂદ્ધ અસ્ત્રગ્રહણ કરવામાં વિમુખ થઇ કયો ક્ષત્રિય પલાયન કરતો? યવનોનો ચરણસ્પર્શ થતાં જ ભારતજનોની મતિમાં આવો વિકાર થયો, તો ભવિષ્યની કલ્પના કરતાં હૃદય ભેદાઇ જાય છે."

"આપે યવન સૈન્યની સંખ્યા, એનો ઉત્સાહ અને સાહસ તથા યવન સેનાપતિનું યુદ્ધ કૌશલ્ય દીઠાં હોત, તેમ જ જાણ્યું હોત કે બસરાના સુબેદાર હજ્જાઝ તરફથી રોજ કેટલું નવું સૈન્ય તેમની મદદે આવતું જાય છે, તો આપ આમ અન્યાયથી મારો તિરસ્કાર ન કરત. હું સ્વદેશાનુરાગી છતાં સત્યનું ગૌરવ ઓછું કરી શકતો નથી."

"કાપુરૂષ પાસે જે સત્ય છે તે વીરપાસે મિથ્યા છે. મૂર્ખ જનો જેને સત્ય માને છે, તેને જ્ઞાનીજનો અસત્ય કહી હસે છે; તું યવન સેનાનો આડમ્બર જોયને ભયભીત થઇ ગયો છું, પરન્તુ સ્વાભાવિક વીર પુરૂષ અને શુદ્ધ ક્ષત્રિયસંતાન તેને તૃણવત્ તુચ્છ સમજે છે; શત્રુના લાખ જનોમાં તે વનરાજની પેઠે એકલો અડગ રહે છે; બાયલાની પેઠે તે કદાપિ મૃત્યુથી ડરતો નથી.

"આપ રાજમહિષી છો, હું ચાકર છું. આપના શબ્દોનો પ્રતિવાદ કરવો મને ઘટતો નથી. મને વિલંબ થવાથી રાજકુમાર દુઃખિત થશે. તેમની આજ્ઞા લેઇને હું અહીં આવ્યો છું ને જે નિ-

છેદન કરવાનું હતું તેમાં દાસે કાંઇ બાકી રાખ્યું નથી. હવે કેવળ જવાની આજ્ઞાને માટે જ ઊભો છું.” દૂતે જણાવ્યું.

“દૂત! એ ક્ષત્રિયાધમને કહેજે કે દાહિરરાયનો પુત્ર આવો કાપુરૂષ હોય, એ વાતપર લોકો વિશ્વાસ નહિ કરે, પરન્તુ તારી મરણ પામેલી માતાના* ચરિત્ર ઉપર સંદેહ કરશે, જેથી હવે હું એ કુલાંગાર રાજકુમારનું મુખ જોવા ઇચ્છતી નથી. યવનોના ઉચ્છ્વાસથી અને સ્પર્શથી તેનું તેજ જો પરિપૂર્ણ લોપાયું ન હોય તો તેણે પોતાના રક્તથી સ્નાન કરીને આ મહાપાપનું પ્રાયશ્ચિત્ત કરવું. હું તો મારા સ્વામીહન્તાને યોગ્ય શિક્ષા દઇ ક્ષત્રિય કુળનું આ મહાકલંક ધોઇશ, ને પછી મારા મહાપુરૂષની અનુગામિની થઇશ.”

“મહારાણી! જો યુદ્ધમાં જવાનો આપનો દૃઢ નિશ્ચય જ હોય, તો હું રાજકુમારને જઇને કહું કે તે સત્વર અહીં પાછા આવે.”

“નહિ! આ રાજ્યમાં કાયર પુરૂષો અને ભીરૂઓને માટે સ્થાન નથી અને યુવરાજને માટે વીર રાજ્ઞી એ નિયમનો ભંગ નહિ કરે. રાજનિયમ સર્વને સરખી રીતે લાગુ છે.”

“તો વધૂમાતા કમલાદેવી પણ રાજકુમારે શોધી રાખેલા નિર્ભય સ્થાન પ્રતિ નહિ આવે?”

“એ વાત એને પૂછો.” એમ કહીને રાણીએ દાસીને કહીને જયસિંહની પત્ની કમલાદેવીને બોલાવી. કમલાદેવી તુરત જ આવી અને રાણીને વંદન કરીને ઊભી રહી. રાણીએ કહ્યું: “આ દૂત તમને તેડી જવા આવ્યો છે. ઇચ્છા હોય તો જવાને તૈયાર થાઓ.”

“ક્યાં તેડી જવા? યુદ્ધમાં!” એ શબ્દો બોલતાં કમલાદેવીના વદનપર આનંદની લાલી સ્ફુરી આવી. તે આગળ બોલી: “ભલે, જખમી અને પીડિત સેનાની બરદાસ્તમાં રહેવું એ ક્ષત્રિય કન્યાનું પરમ સૌભાગ્ય છે.”

રાણી બોલી: “યુદ્ધક્ષેત્રમાં કોની પાસે જશો? ત્યાં તમારૂં કોણ છે? જવું હોય તો રણવિમુખની પાસે જાઓ!” રાણીએ છેલ્લા શબ્દો ઉચ્ચારતાં તિરસ્કાર વ્યક્ત કર્યો.

“રણવિમુખ કોણ? આપનો પુત્ર?”

“મારો પુત્ર તો જીવતો જ નથી.”

---

* જયસિંહની જનેતા માતા જયસિંહના જન્મ સાથે જ મરણ પામી હતી. (જુઓ પૃષ્ઠ ૧૫૫ ની ટીકા.)

કમલાદેવીએ ચકિત થતાં પૂછ્યું: "તો શું હું વિધવા છું? એ યુદ્ધમાં હણાયા છે?"

"નહિ; તમારો સ્વામી રણવિમુખ થયો છે."

કમલાદેવી શોકથી ઉભરાતે હૃદયે બોલી: "માતા! આપ ગુરૂજન થઇને શા અપરાધે આમ મારો તિરસ્કાર કરો છો? શું હું રણવિમુખની પત્ની છું?"

"આ તિરસ્કાર નથી, પણ સત્ય વાત છે."

"જો તિરસ્કાર નહિ ને સત્ય વાત હોય તો આ પણ શું સત્ય છે કે આપનો પુત્ર રણવિમુખ છે ને હું આપની પુત્રવધૂ છું?"

"જે રણવિમુખ છે તે મારો પુત્ર નથી. ક્ષત્રિય નારી ને રણવિમુખ કાયર પુત્ર હોતો જ નથી."

"ને જે રણવિમુખ છે તે મારો પતિ પણ નથી. ક્ષત્રિય કન્યા રણવિમુખ ભીરૂને પતિભાવે ગ્રહણ જ કરતી નથી." કમલાદેવીએ પણ સ્વામી તરફ તિરસ્કાર દર્શાવ્યો.

રાણી બોલી ઉઠી: "તો શું તમે પણ મારી પેઠે એ ક્ષત્રિયકુલાંગારનો ત્યાગ જ કર્યો?"

"હા કર્યો જ." કમલાદેવીએ ગંભીરતાથી ઉત્તર આપ્યો.

રાણી ઉલ્લાસપૂર્વક બોલી ઉઠી: "પુત્રી! તારી જનેતાને ધન્ય છે જે રત્નગર્ભા દૈવકૃપાથી ભાગ્યવતી છે. આવા નરાધમ પુત્રને બદલે તારા જેવી એક વીરકન્યાનો જ જન્મ થયો હોત, તો વંશ પવિત્ર થાત અને ક્ષત્રિય નામને આવું કલંક ન લાગત! ખરે, તારી જનેતા તને જન્મ આપીને પવિત્ર ધન્યભાગ્ય બની છે. પુત્રી! મારા દારૂણ દુઃખમાં મને આટલું જ અવલંબન છે કે તું મારા ગૃહની લક્ષ્મી છું. ઇશ્વર તને દીર્ઘાયુષ્મતી કરો! દૂત તારી આજ્ઞાની રાહ જોઇને ઊભો છે તો તેને કહેવું હોય તે કહી વિદાય કર."

"આ સેવકને જે આજ્ઞા કરવી હોય તે કૃપા કરીને પત્રમાં......" દૂત બોલી ઉઠ્યો.

કમળાદેવી દૂતને પૂરૂં ન બોલવા દેતાં વચમાં બોલી ઉઠી: "હું પત્ર લખી હવે લેખિનીને કલંકિત નહિ કરૂં. જિહ્વાને અપવિત્ર કરવાની ઇચ્છા પણ નહોતી જ, પરન્તુ કેવળ ગુરૂજનની આજ્ઞાથી કહું છું કે તું પેલા રણભીરૂ પુરૂષને કહેજે કે તમે જે વંશમાં જન્મ લીધો છે, તેનું

તમને જરા પણ સ્મરણ થયું હોત તો તમે મને રણવિમુખની સહચરી બનાવવા કદાપિ ન ધારત. વળી “ હું આ વીરવ્રતાચારી મહદ્ંશના પુત્રને નામે પ્રસિદ્ધ છું ” એટલું સ્મરણ જ તમને થયું હોત તો તમે તમારા પિતૃહન્તા યવનોને ફળ આપ્યા વિના કાપુરૂષની પેઠે પલાયન ન કરત. સ્વદેશની સ્વાધીનતા, પિતૃકુલની મહત્તા અને પતિવ્રતાની પવિત્રતાથી પણ જો એમનું જીવન વધારે મૂલ્યવાન્ હોય તો તું એમને કહેજે કે સિંહથી નાસતા શિયાળની પેઠે પ્રાણ લઇ, જ્યાં ઇચ્છા હોય, ત્યાં પલાયન કરવું. મારે માટે એમને ચિંતા કરવી નહિ પડે. મારૂં કર્તવ્ય શું છે તે હું જાણું છું. ક્ષત્રિય કન્યા પલાયન કરી પ્રાણરક્ષા કરવા ચાહતી નથી. પ્રાણ દઇને પણ તે પોતાના ગૌરવની રક્ષા કરે છે. પલાયન કરવાથી પણ કોઈ ચિરકાલ મૃત્યુના મુખમાંથી બચી શકતું નથી; તો તમે ક્યાંથી જ બચી શકશો ? કહેવાનું એટલું જ છે કે હું સ્વર્ગીય મહાત્મા દાહિરરાયની પુત્રવધૂ છું પણ રણવિમુખની પત્ની નથી.” આટલું બોલતાંમાં કમલાદેવી રગે જુસ્સાથી અને ગુસ્સાથી ફુલી ગઇ અને તે બેભાન બની ગઈ. રાણીએ તેને પોતાના હાથમાં ઝીલી લીધી અને અવરૂદ્ધ થઈ ગએલા કંઠે દૂતને ત્યાંથી જવાની આજ્ઞા આપી.

---

## પરિચ્છેદ ૩ જો.

### પૂર્વપરિચિત સંન્યાસી.



સૂર્યદેવીના ઠપકા અને ઉત્તેજનથી ઉશ્કેરાએલા જયસિંહે મહંમદ કાસીમનો જીવ લેવાની પ્રતિજ્ઞા કરી, કિલ્લાના દરવાજા ઉઘાડી નાંખીને યુદ્ધ શરૂ કરવાનું લશ્કરમાં જાહેર કર્યું અને પોતે પણ કાંતો જીતીને પાછા ફરવું અને નહિતો મરતાં સુધી લડવું એવો નિશ્ચય કર્યો, પરન્તુ તેની પ્રતિજ્ઞા કે નિશ્ચયને તે પરિપૂર્ણ કરે તેટલું મનોબળ તેનામાં નહોતું. ક્ષણભર ઉશ્કેરાએલી હાલતમાં તેણે તે સઘળું કરી વાળ્યું અને સૂર્યદેવી પોતાને સ્થાને ગઈ. લશ્કરમાં યુદ્ધ શરૂ કરવાની વાત ફેલાતાં જ રણધીરના કાન ચમક્યા. તે ઉતાવળો જયસિંહની પાસે આવ્યો અને મંત્રણાનો સમય થતાં બીજા સર-

દ્વારો પણ આવી પહોંચ્યા. રણુધીરે સઘળી બાજી બદલાવી નાંખી, યુદ્ધ શરૂ કરવામાં સમાએલા જોખમની વાતો કરીને નિર્બળ મનના જયસિંહને ભડકાવી મેલ્યો અને તેને સમજાવ્યું કે કિલ્લો ખાલી કરીને પલાયન કરી જવામાં જ લાભ સમાએલો છે. બીજા સરદારોને રણુધીરનો એ અભિપ્રાય રૂચ્યો નહિ. તેઓમાંના એકે એવી નિર્બળતા નહિ દર્શાવતાં યુદ્ધ કરવાનો જ પોતાનો અભિપ્રાય ખુલ્લી રીતે જાહેર પણ કર્યો, પરન્તુ તેના તે અભિપ્રાયનું ખંડન રણુધીરે ક્ષણુવારમાં કરી નાંખ્યું. બીજા સરદારો મુખ્ય સેનાપતિનો જૂદો જ મત જોઇને પોતાના અભિપ્રાયો દર્શાવી શક્યા નહિ અને પરિણામે નિર્બળ મનના જયસિંહે થોડી વાર પહેલાં યુદ્ધ શરૂ કરવાની વરદી લશ્કરને આપી હતી, તેને બદલે સર્વત્ર જાહેર કરી દીધું કે "સૌએ પ્રભાત થતાં પહેલાં રાવરના કિલ્લામાંથી નાસી છૂટીને બ્રાહ્મણાબાદ તરફ પ્રયાણ કરવું." રણુધીરે જયસિંહની સઘળી આશાઓનું છેદન કરી નાંખ્યું હતું. "આરબ સેના બહુ મોટી છે અને તેની સામે યુદ્ધમાં ઉતરવાથી વિજય મળવાનો હવે જરા પણ સંભવ રહ્યો નથી" એવું જયસિંહના મનમાં સજ્જડપણે ઠસાવી દીધું હતું; તેથી તેણે અલોરનગર તરફ સત્વર એક દૂતને મોકલ્યો હતો અને રાજકુટુંબને ત્યાંથી નાસી છૂટી ગુપ્ત સ્થળમાં રહેવા માટે પોતા તરફ ચાલ્યા આવવા સૂચના કરી હતી. તેની તે સૂચના કેટલી તિરસ્કૃત થઈ તે આપણે પૂર્વ પરિચ્છેદમાં જોઇ ગયા છીએ.

પ્રભાત થતાં પહેલાં તો સિંધી લશ્કર રાવરના કિલ્લાને ખાલી કરી નાસવા લાગ્યું. બ્રાહ્મણાબાદનો કિલ્લો મજબુત હતો અને વળી દક્ષિણુ સિંધનું તે એક મુખ્ય નગર લેખાતું હતું, એટલે તે તરફ નાસવામાં જયસિંહે સલામતી માની હતી. આરબોએ કિલ્લાનો કબ્જો લીધો. નાસતા લશ્કરને કાપી નાંખવાનું કામ પણ તે સાથે આરબોએ આરંભ્યું. જયસિંહના હજારો સૈનિકો કપાઇ ગયા. રાવરના કિલ્લામાંથી આરબોના હાથમાં ઘણું ધન આવ્યું. ૬૦૦૦૦ માણુસોને પકડીને તો મહંમદે ગુલામો બનાવ્યા! ૩૦ સ્ત્રીઓ તો સિંધના રાજવંશની અને ભાયાતોની જ હાથ લાગી, તે ઉપરાંત ઘણી સ્ત્રીઓ આત્મઘાત કરીને મરણુ પામી અને હજારો ક્ષત્રિયો આરબોના ગુલામો બનવા કરતાં મરણુ પામવાનું પસંદ કરીને પોત પોતાની મેળે કપાઇ મુઆ. આ સઘળું ધન, ગુલામો અને સ્ત્રીઓને મહંમદે હજ્જાજ તરફ મોકલી આપ્યાં.

યુદ્ધ કરવાનો નિશ્ચય જાહેર કર્યા પછી અને મહંમદનો જીવ લેવાની અથવા તો રણભૂમિમાં જ મરવાની પ્રતિજ્ઞા લીધા પછી પલાયન કરી જવાની ખબર બહાર પડતાં સૂર્યદેવી બ્હાવરી બની ગઇ. તેણે પુનઃ રાત્રે ને રાત્રે જયસિંહને મળવાનો પ્રયાસ કરવા માંડયો, પરન્તુ તેનો તે પ્રયાસ સફળ નીવડે તે પહેલાં તો લશ્કરે નાસવાનું શરૂ કરી વાળ્યું હોવાથી સૂર્યદેવીને પણ પોતાની નાની બ્હેન પરિમલદેવી સાથે ખિન્ન મને પોતાના ભાઇની સાથે જ નાસી જવાની જરૂર પડી.

બ્રાહ્મણાબાદમાં પેઠા પછી જયસિંહ કેટલેક અંશે નિશ્ચિંત થયો, પરન્તુ અલોરનગરથી પાછા ફરેલા દૂતે તેને લાડીરાણી તથા કમલાદેવી તરફના જે શબ્દો કહી સંભળાવ્યા, તેથી તેનું મન વધારે ઉદ્વિગ્ન થયું. પોતાના મનની નિર્બળતા ઉપર તેને તિરસ્કાર આવ્યો, પરન્તુ પુનઃ રણધીરે ઠસાવેલા ભયનો વિચાર કરતાં તે નાસીને કોઇ ગુપ્ત સ્થાને ભરાઇ બેસવાના પોતાના નિશ્ચયને વાજબી લેખવા લાગ્યો. રાજકુટુંબનો અલોરમાં નાશ થયા વિના રહેશે નહિ એવું ભવિષ્ય જયસિંહના મગજમાં સ્ફુરી આવ્યું અને તે સઘળી દિશાએ ભય અને ચિંતાથી જ ઘેરાઇ ગયો. રાજકુટુંબનો નાશ, નાના ભાઇ પુષ્પસિંહની દુર્દશા, રાજધાની આરબોના હસ્તમાં જવાનો સંકલ્પઃ એ વિચારો કરતો તે પોતાની દુર્દશાને રડવા લાગ્યો.

જે સમયે જયસિંહ પોતાના સર્વનાશના દારૂણ શોકમાં વ્યાકુળ થતો બ્રાહ્મણાબાદના રાજમહાલયમાં બેઠો હતો, તે સમયે ચાકરે આવીને ખબર આપ્યા કે કોઈ સંન્યાસી તમને મળવા માંગે છે. જયસિંહે આજ્ઞા આપી અને સંન્યાસી કલ્યાણવચનોનો વર્ષાદ વરસાવતો આવીને જયસિંહની પાસે બેઠો અને બોલ્યોઃ "મહારાજ! દાહિરરાયના મરણના સમાચાર એ મને એક મહાદુઃખનો વિષય થઇ પડયો છે."

"સત્ય છે મહારાજ! પણ આપ અત્ર શું પ્રયોજને આવ્યો છો?"

"યુવરાજ!" સંન્યાસી બોલ્યોઃ "આપ મને નહિ પિછાણતા હો, પણ જ્યારે તમે જન્મ પામ્યા અને તમારી માતાનું મરણ થયું તે સમયે તમારૂં નામ જયસિંહ મેં જ પાડયું હતું." *

---

* 'જયસિંહ' નામ પાડવા સંબંધે એવી વાત છે કે એક વાર દાહિર સિંહનો શિકાર કરવા ગયો હતો અને જંગલમાં એક મોટો સિંહ દાહિરની સામે થતાં દાહિરે પોતાના ડાબા હાથપર કપડું વીંટીને તે હાથ સિંહના

"ત્યારે મારા પિતાએ તમારા સંબંધે મને કેમ કાંઇ નહિ કહ્યું હોય ?" જયસિંહે પ્રશ્ન કર્યો.

"ત્યારપછી હું તેમને મળ્યો નથી, તેથી તે મને કદાચ ભૂલી ગયા હશે." સંન્યાસીએ કહ્યું : "હું તો આપની પાસે માત્ર દાહિરરાયના મરણનો શોક દર્શાવવાને જ તથા તમારા જેવા સુપુત્રને આશ્વાસન આપવાને જ આવ્યો છું." એમ કહી પુનઃ જયસિંહને આશીર્વાદ આપી સંન્યાસી ઉઠતો હતો, તેવામાં ત્યાં રણધીર આવી ચડ્યો. રણધીર તે સંન્યાસીની સામે એકી દૃષ્ટે જોઇ રહ્યો અને તેને તેણે ઓળખી પણ કાઢ્યો; પરન્તુ સર્વની સમક્ષ તે સંન્યાસી સાથેનો પોતાનો પૂર્વ પરિચય જાહેર કરવામાં તેણે સલામતી માની નહિ. રણધીરે સંન્યાસીને ઓળખી લીધો, પરન્તુ જો સંન્યાસી પોતાને ઓળખી જશે અને ભોળે ભાવે તે સર્વની સમક્ષ પોતાનો પરિચય જાહેર કરી વાળશે તો અનર્થ થશે એવી ભીતિ તેના હૃદયમાં ઉપસ્થિત થઇ. રણધીરને સદ્‌ભાગ્યે તે વૃદ્ધ સંન્યાસી રણધીર તરફ નજર જ કર્યા વિના ચાલ્યો ગયો અને રણધીર નિશ્ચિંત બન્યો; પરન્તુ તે સંન્યાસી જયસિંહની પાસે શામાટે આવ્યો હતો તે જાણવાને તેનો જીવ તલપાપડ થવા લાગ્યો. સંન્યાસી ગયો, તેની પાછળ થોડી વારે રણધીર પણ પોતાનો અશ્વ લેઇને ગયો, અને સંન્યાસીને કિલ્લાની બહાર કેટલેક દૂર આવેલી એક ઘીચ ઝાડીમાંથી શોધી કાઢ્યો. સંન્યાસી પૂર્વપરિચિત રણધીરને જોઇને આનંદ પામ્યા સરખો દેખાયો અને કુશલ વર્તમાન પૂછ્યા.

રણધીર બોલ્યોઃ "મહારાજ ! કુશલ શું ? આપની ભવિષ્યવાણી અક્ષરશઃ ખરી પડવાનો સમય હવે જરા પણ દૂર રહ્યો નથી. આપે કહ્યા મુજબ આરબો સાથે સ્વાભાવિક રીતે જ મૈત્રી થવાનો

---

મોં સામે ધરી, જ્યાં સિંહ મ્હોં ફાડવા જતો હતો, ત્યાં જમણા હાથમાંનો તમંચો તેના મુખદ્વારે પેટમાં હુલાવી દીધો હતો. દાહિર સિંહની સાથે હાથોહાથ લડતો હતો એ વાત એક અનુચરે દોડતાં આવીને રાણીને કહી. રાણી તે સમયે ગર્ભવતી હતી અને તેથી આ વાત સાંભળતાં જ તે ગભરાટથી બેભાન થઇ ભૂમિપર પડી. દાહિર સિંહને મારીને પાછો આવ્યો તો તેને રાણીનું મરણ થએલું જણાયું, પરન્તુ ગર્ભમાં જીવન દેખાઈ આવ્યું. તેણે શસ્ત્રવૈદ્યોને આજ્ઞા કરી અને તેઓએ રાણીના મૃતદેહમાંથી ગર્ભને સહીસલામત બહાર કાઢ્યા. 'સિંહ' ઉપર 'જય' મેળવતાં આ ગર્ભનો જન્મ થવાથી તેનું નામ 'જયસિંહ' રાખવામાં આવ્યું.

પ્રસંગ મને મળ્યો હતો. દાહિર અને તેના સારા સારા મંત્રીઓ મરાઇ ગયાં છે તથા આરબોની સત્તા દેશમાં ઘણેખરે સ્થળે ફેલાઇ ગઇ છે. આખો સિંધ બરાબર જીતાયા પછી તે મારા હાથમાં સોંપી દેવાનું આરબ સરદારે મને વચન આપ્યું છે; પરન્તુ મહારાજ ! આપ યુવરાજની પાસે કેમ પધાર્યા હતા ?"

"જયસિંહનો બાપ મારો એક વાર શિષ્ય હતો અને તેનું મરણ થયું એવા ખબર મળવાથી હું તેને દિલાસો આપવા આવ્યો હતો. પણ સેનાપતિ ! મને કહો કે તમારી રેખાઓ ઉપરથી મેં જે ભવિષ્ય કહ્યું હતું તે ખરૂં કે નહિ ?"

"ખરૂં મહારાજ ! ભાગ્ય એક ભિખારીને પણ રાજા બનાવવાને સમર્થ છે એ વાત અક્ષરશઃ ખરી છે. પણ સંન્યાસી બાવા ! હવે એ જુઓ કે મને રાજ્ય ક્યારે મળશે ?" રણધીરે અધીરાઇ દર્શાવતાં કહ્યું.

સંન્યાસીએ પહેલાંની જેમ પોતાનાં પુસ્તકો તપાસીને અને રણધીરના પ્રશ્નની કુંડલી કરીને કહ્યું: "સેનાપતિ સાહેબ ! તમારૂં ભાગ્ય અતિપ્રબળ છે ! એવો યોગ છે કે છ માસ પછી આ જ સ્થળે—આપણે બેઠા છીએ તે જ સ્થળેથી તમને સિંધુદેશનું રાજ્ય મળે ! ખરેખર, બહુ વિચિત્ર યોગ છે !" સંન્યાસીએ આંખો વિકસાવીને આશ્ચર્ય પ્રકટ કર્યું.

"મહારાજ ! જંગલમાં તે વળી રાજ્ય મળતું હશે ? એ તો કેવળ અસંભવિત વાત !"

"અસંભવિત કેમ ? તમને રાજ્ય મળે એ વાતને તમે પહેલાં પણ અસંભવિત માનતા હતા અને હવે કેમ સંભવિત લાગે છે ? તેમ અસંભવિત વાત પણ સંભવિત અને શક્ય થશે એમ તમે જોઇ શકશો. જ્યોતિષ્ વિદ્યાને અનુસરીને મારી ગણતરીમાં જે આવે છે તે હું કહું છું."

અત્યારસુધીનું તે સંન્યાસીનું સઘળું કથન ખરૂં પડવા જેવું દેખાયાથી તેના શબ્દોમાં રણધીરની અનન્ય શ્રદ્ધા બેઠી હતી. સંન્યાસીના આ શબ્દો પણ અકસ્માત્ યોગથી ખરા પડ્યા વિના નહિ રહે એવી આશા તેના હૃદયમાં ઉત્પન્ન થઈ. તેણે પૂછ્યું: "આપની ગણત્રીમાં કાંઇ ચોક્કસ સમય આવે છે ?"

સંન્યાસીએ આંગળીના વેઢા ગણતાં કહ્યું: "જુઓ આજથી બરાબર છ માસના ૧૮૦ દિવસ પછી ૧૮૧ મા દિવસની મધ્યરાત્રિએ

આ જ જંગલમાં અને આ જ સ્થળે તમારે આવવું અને જો ઇશ્વરની કૃપા હોય તો આ જ સ્થળે અને એ જ સમયે સિંધુદેશના રાજ્યનો રાજમુકુટ જે અત્યારસુધી દાહિરરાયના મસ્તિકપર શોભતો હતો તે તમારા ભાગ્યવાન્ મસ્તિકપર આરોપવામાં આવે.”

“અહાહા! એ તો બહુ નવાઇની વાત છે કે જંગલમાં અને મધ્યરાત્રિને સમયે મારો રાજ્યાભિષેક થાય! પણ એ તે કેવી રીતે બને?”

“ભાઇ! હું કાંઇ રાજદ્વારી નર નથી કે એમ કેવી રીતે બને તે કહી શકું. હું તો મારા જ્યોતિષ્માં જે કાંઇ આવે તે કહું. સાધારણ માણસનું ભવિષ્ય કહેવાને તો હું આટલી બધી મહેનત કરતો પણ નથી, પણ તમે ભવિષ્યના સિંધુપતિ છો અને વળી એક વાર તમે મને અન્નદાન કરેલું છે તેના બદલામાં હું તમને આટલું કહું છું! અને મધ્યરાત્રિને સમયે રાજ્યાભિષેક ન થાય એમ કાંઇ ન હોય! કદાચ એ વખતે અહીં આરબ છાવણી પડી હોય અને આરબ સરદાર તમારા રાજ્યાભિષેકની ક્રિયા આ જંગલમાં અને આ જ સ્થળે કરે!” સંન્યાસીએ પોતાના ભવિષ્યનું વાસ્તવિકપણું કહી બતાવ્યું.

“ખરૂં છે, મહારાજ! તમારા શબ્દો અક્ષરશઃ ખરા છે. મને જે કાંઇ શંકા થઇ હતી તે માટે હું આપનો અપરાધી થયો છું.”

“ના બાપુ! એમાં અપરાધ શું? શંકા તો થાય જ. તમારા જેવા જુવાનો કે જેમણે હજી ભાગ્યના વિચિત્ર ચમત્કારો બહુ થોડા જોયા છે તેને આવી વાતોમાં શંકા ઉત્પન્ન થાય. પરન્તુ જેમ જેમ એ વાતો ખરી ઠરતી જાય છે, તેમ તેમ શંકાને સ્થળે દૃઢ શ્રદ્ધા ઉત્પન્ન થતી જાય છે.” સંન્યાસીએ કહ્યું.

સંન્યાસીને વંદન કરીને રણધીર કિલ્લામાં પાછો ફર્યો. આ સમયે તેના મગજમાં અવનવા તરંગો રમણ કરી રહ્યા હતા. રાજ્ય મેળવવાની મહતી અભિલાષા અને ઉત્સુકતાથી તેનું અંતર્ ઉભરાઇ જતું હતું. સંન્યાસીના ભવિષ્યકથન વિષે વિચાર કરતો અને તેના જ્યોતિ઼ જ્ઞાન સંબંધે માનની લાગણીઓ સ્ફુરાવતો રણધીર રાજ્ય મેળવવાની મહત્વાકાંક્ષામાં રમતો હતો, ત્યારે તેના હૃદયમાં પોતે આદરેલા પાપનું સ્વલ્પ પણ સ્મરણ નહોતું!

## પરિચ્છેદ ૪ થો.



### પ્રિયતમની પાછળ.

દિલ અગર માંગોગે તુમકો અય સનમ દે દેંગે હમ,
પર ન દેના ઔરકો યહ ભી કસમ દે દેંગે હમ.

જફર.



જયસિંહ નાસીને બ્રાહ્મણાબાદમાં ભરાયો અને આરબ લશ્કર બ્રાહ્મણાબાદનો કિલ્લો હસ્તગત કરવાને તે તરફ વળ્યું. રાવર અને બ્રાહ્મણાબાદ વચ્ચે બહરોર અને દહલેલા નામના બે નાના પણ મજબૂત કિલ્લા હતા અને બન્ને કિલ્લામાં થઇને ૧૬૦૦૦ રજપૂતો લડવાને બહાર પડયા હતા. બહરોરમાં ઘણા દિવસ સુધી રાત અને દહાડો યુદ્ધ ચાલ્યા કર્યું. થોડે થોડે રજપૂતો મરાયા અને કિલ્લાની દિવાલો તૂટી. કિલ્લો કબ્જે કરીને મહંમદે તેમાંથી ઘણાં માણસોને ગુલામ બનાવ્યા તથા લોકોનાં ધનસંપત્તિ લૂંટી લીધાં. બહરોરને તારાજ કરીને મહંમદ દહલેલા પહોંચ્યો અને બે માસ સુધી કિલ્લાને ઘેરો ઘાલીને પડયો. લોકો ઘણો વખત ટક્યા પરન્તુ છેવટે થાક્યા અને આરબોને શરણે થયા.

હવે મહંમદ કાસીમે પોતાનો મોર્ચો બ્રાહ્મણાબાદ તરફ ફેરવ્યો. કિલ્લાથી કેટલેક દૂર હલવાઈ નામનું સરોવર હતું ત્યાં તેણે પોતાની છાવણી નાંખી અને બ્રાહ્મણાબાદનો કિલ્લો સર કરવાને શું યુક્તિથી કામ લેવું તેની તજવીજ ચલાવવા માંડી. જયસિંહે બ્રાહ્મણાબાદમાં આવ્યા પછી કેટલુંક વધારે લશ્કર એકઠું કર્યું હતું, અને તેથી મહંમદ કાસીમ એકદમ યુદ્ધ માંડતાં ગભરાતો હતો.

*    *    *    *

રાત્રિનો સમય છે. એકાદ પ્રહર રાત્રિ વ્યતીત થઇ ગઇ છે. સૂર્યદેવી વાઘણ જેવું વદન કરી એક સ્થળે બેઠી છે, ત્યારે બાળક પરિમલદેવી પિતાના મરણનો અને માતાઓથી દૂર રહ્યાનો વિચાર ઉભરાઇ આવતાં આંખમાંથી અશ્રુ સારતી બેઠી છે. આરબ સૈન્ય નજીક આવીને પડયું છે અને તેની સામે યુદ્ધ કેમ લેઇ જવામાં આવતું નથી તે વિચારે સૂર્યદેવીને બ્હાવરી બનાવી મૂકી છે.

જયસિંહ ઉપર સૂર્યદેવીના મનનો સઘળો ક્રોધ ઉતરી પડયો અને તેના પર તે તિરસ્કાર દર્શાવતી વિચારવા લાગી: “જયસિંહ!

યુવરાજપદને કલંકિત કરનાર બંધુ ! તારો જન્મ જ ક્ષત્રિય વંશમાં સંભવતો નથી ! યવનો આટલો આટલો ત્રાસ વર્તાવી રહ્યા છે, સિંધી લશ્કરને છિન્નભિન્ન કરી નાંખવામાં સફળ થયા છે અને છેવટે સામે આવીને ઊભા રહ્યા છે ત્યાંસુધી તારામાં કેમ કાંઈ પણ અહંત્વ ઉત્પન્ન થતું નથી ? ! શું દેશના દુર્ભાગ્યે જ તારાં શૌર્ય-વીર્યને હરણ કરી લીધાં છે ? શું ભાવી દુર્દશાએ જ તારામાં પ્રાણભયનો સંચાર કર્યો છે ? અને સેનાપતિ ! તમે કેમ આટલા જડ બની ગયા છો ? તમારૂં શૌર્ય આ સમયે ક્યાં સંતાઇ ગયું છે ? યુવરાજને યુદ્ધમાંથી નિવૃત્ત થવાની સલાહ તમે કેમ આપી ? શું તમે પણ તેના જેવા ભીરૂ બની ગયા છો ? શું સૂર્યદેવીનો પ્રિયતમ એટલો ભીરૂ હોય ? નહિ ચાલે, નહિ ચાલે, નાથ ! તમે ભીરૂ રહો, યુદ્ધમાં જોડાતાં ભય પામો અને જયસિંહને પણ યુદ્ધ નહિ કરતાં નાસી જવાની સલાહ આપો, તેવું મ્હેણું તમારી આ પ્રિયતમા નહિ સહન કરી શકે ! તેને તો શૂરો પતિ જોઇએ છે અને તમારામાં જ તેની સર્વ આશાઓ રહેલી છે; સર્વ પ્રસંગે તમે શૌર્ય દર્શાવતા આવ્યા છો, અને અત્યારે આવી ભીરૂતા મારાથી સહી જતી નથી ! ” રણધીરસિંહ પોતાની આંખો સામે જ આવીને ઊભો હોય તેવી ભ્રમણા સાથે તેને સંબોધીને સૂર્યદેવી મનમાં બોલવા લાગી: “ તૈયાર થાઓ, મારા પ્રિયતમ ! ઢાલ-તલવાર બાંધો, બખ્તર પહેરો અને ઘોડલે બિરાજો ! યવનોનો શિરચ્છેદ કરવાને તૈયાર થાઓ અને જો તમે મારા ઉપર ખરો પ્રેમ રાખતા હો તો મહંમદ કાસીમને મારી નાંખવાની મારી પ્રતિજ્ઞા છે તે તમે મારી ખાતર પૂરી કરો ! નહિ ચાલે, યુદ્ધ કર્યા વિના હવે નહિ ચાલે મારા વ્હાલા ! ભલે લશ્કર થોડું હોય, ભલે અનુકૂળ સંયોગો ન હોય, ભલે ગમે તેમ હોય, લડતાં લડતાં આખું લશ્કર રણમાં પડે અને તમે પણ પડો તો ભલે, હું પણ તમારી પાછળ જ આવીને સ્વર્ગમાં તમારી સહચરી થઇશ; પણ યવનોને હાથે દેશની જે દુર્દશા થાય છે તે જીવતાં જીવે આ આંખોથી નથી જોવાતી ! ”

સૂર્યદેવીની રગે રગે શૌર્યનું ઝનૂન વ્યાપી ગયું અને તે સત્વર બેઠી થઇ ગઇ. બે ઘુંટણ વચ્ચે માથું રાખીને અશ્રુ સારતી પરિમલદેવીનું બાહુડું પકડીને સૂર્યદેવીએ કહ્યું: “ ઊભી થા પરિમલ ! રડવાનું મૂકી દે અને મારી સાથે ચાલ ! ”

"રાત્રિનો સમય છે અને અત્યારે ક્યાં જવું છે?" પરિમલદેવીએ આંખો લૂછતાં કહ્યું.

"તું મારી સાથે ચાલ, પછી હું તને કહીશ."

પરિમલદેવી ઊભી થઇ. મસ્તિકપરનો કેશગુચ્છ સંપૂર્ણ રીતે ઢંકાઇ જાય, તેવી રીતે બન્ને બ્હેનોએ ફટકા બાંધી લીધા અને નિયમ પ્રમાણે મ્હોંપર કાળાં કપડાં ઢાંકી દીધાં. બહાર નીકળીને એક ચાકર પાસે બે અશ્વો મંગાવ્યા અને બન્નેએ તેપર સ્વારી કરી. નોકરને પાછળ પાછળ ચાલ્યા આવવાનું કહીને બન્ને બ્હેનો ઉતારાપરથી ચાલી. માર્ગમાં સૂર્યદેવીએ કહ્યું: "પરિમલ! આપણે અત્યારે સેનાપતિ પાસે જવું છે."

"રણધીરસિંહ પાસે?" પરિમલે આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

"હા." સૂર્યદેવીએ ઉત્તર આપ્યો.

"પણ ખુલ્લાં નહિ પડવાનો આપણો નિશ્ચય છે તે?"

"અત્યારે તેમની સમક્ષ ખુલ્લાં પડીને બે શબ્દો કહ્યા વિના ચાલે તેમ નથી. મોટા ભાઇને યુદ્ધ નહિ કરતાં નાસી જવાની સલાહ તેમણે રાવરમાં આપી હતી અને આરબો ત્રાસ વર્તાવી રહ્યા છે, છતાં હજી પણ યુદ્ધ કેમ શરૂ કરવામાં આવતું નથી તે મારે તેમની પાસેથી જાણવું છે અને ભીરૂતાનો ત્યાગ કરી યુદ્ધ ચાલુ કરવા માટે બે શબ્દો ઉત્તેજનના કહેવા છે. આ સમય ખુલ્લા પડવામાં ભીતિ રાખવાનો કે લાજ શરમનો વિચાર કરવાનો નથી!"

"ખરૂં છે, બ્હેન! રાવરમાં રણધીરસિંહજીએ મોટા ભાઇને નાસી જવાની સલાહ આપી એમ સાંભળીને હું પણ આશ્ચર્ય પામી હતી. નહિતો આપણા શબ્દોથી ઉત્તેજન પામીને મોટા ભાઇએ તો યુદ્ધની આજ્ઞા પણ આપી દીધી હતી!"

બન્ને બ્હેનો વાતો કરતી રણધીરસિંહના ઉતારાપર આવી પહોંચી. બહાર એક અનુચર ઊભો હતો તેને સૂર્યદેવીએ કહ્યું કે: "રણધીરસિંહને ખબર આપો કે કચ્છના રાજકુમારો તમને એકાંતમાં મળવા ઇચ્છે છે."

"તમે પોતે જ કચ્છના રાજકુમારો છો?" અનુચરે પ્રશ્ન કર્યો.

"હા."

"ત્યારે રણધીરસિંહ તો હમણાં જ ઘોડે બેસીને બહાર ગયા. હજી તો આ બાજુની ગલી પણ પસાર કરી ગયા નહિ હોય!"

પરિમલદેવીએ પ્રશ્ન કર્યો: " શામાટે જાય છે ? "

" એ વાત ગુપ્ત છે અને સાધારણ માણસોને કે સિપાઇઓને કહી શકાય નહિ, પણ જ્યારે તમે રાજકુમારો છો, ત્યારે કહું છું. આજે સેનાપતિએ એમ સાંભળ્યું છે કે દુશ્મનનું એક લશ્કર આ કિલ્લા ઉપર એકાએક હુમલો કરવાને નજીકમાં ક્યાંક આવી પહોંચ્યું છે, તે સંબંધી ગુપ્ત તપાસ ચલાવવાને પોતે એકલા જ રાતનો સમય હોવા છતાં ગયા છે. " અનુચરે કહ્યું.

બન્ને બ્હેનો ત્યાંથી પાછી ફરી. પરિમલદેવી બોલી: "કેમ બ્હેન ! હવે આપણે જઇશું ? કાલે સ્હવાર વિના તેમનો મેળાપ નહિ થાય ! "

" ના, અત્યારે પણ આપણે એમને મળી શકીશું: કિલ્લાની બહાર કોઇ એકાંત સ્થળે આપણે અનુકૂળતા વિચારીને ખુલ્લાં પડીશું, અને જે કહેવાનું છે તે કહીશું; માટે અત્યારે તો ચાલો ગુપ્ત રીતે તેમની પાછળ પાછળ જઇએ ! " સૂર્યદેવીએ કહ્યું.

પરિમલદેવીએ તે માન્ય રાખ્યું અને બન્ને બ્હેનોએ પોતાના અશ્વોને બાજુની ગલીમાં વાળ્યા. ચાકરને પાછળ પાછળ ચાલ્યા આવવાનું કહ્યું.

પ્રેમમાં બદ્ધ થએલી સૂર્યદેવી રણધીર પ્રતિ ઘણું માન ધરાવતી હતી, અને જોકે આ પ્રકારની ભીરૂતા બતાવવા માટે તે પોતાના પ્રિયતમ ઉપર ક્રુદ્ધ થઇ હતી, તોપણ તેનાપરનો પ્રેમ એક અણુમાત્ર પણ ઓછો થવા પામ્યો નહોતો. જ્યારે તેણે જાણ્યું કે રાત્રિને સમયે દુશ્મનની ગુપ્ત હીલચાલ જોવાને પોતાનો પ્રિયતમ એકલો જાનનું મોટું જોખમ વેઠીને નીકળી પડ્યો છે, ત્યારે સૂર્યદેવીના અંતરમાં પ્રિયતમ પ્રતિનું માન અને પ્રેમ બન્ને ઊભરાઇ જવા લાગ્યાં. પરિમલદેવીને તેણે સમજાવ્યું કે ' કિલ્લાની બહાર ખુલ્લાં પડીને જે કહેવાનું હશે તે કહીશું ' પરન્તુ તેના અંતરમાં તો જૂદો જ ભાવ હતો. મોટું જોખમ વેઠીને એકલો રાત્રિને સમયે નીકળેલો પ્રિયતમ કદાચ કોઇ દુશ્મનને હાથે ફસાઇ જવા પામે, તો તેને તેવી આપત્તિના સમયમાં અણધારી મદદ કરવાને પોતે ભાગ્યશાળી નીવડે તેટલા માટે તેની પાછળ પાછળ જવાને સૂર્યદેવી—પ્રેમવિવશ સૂર્યદેવી લલચાઈ હતી. પ્રેયસી પોતાના પ્રેમની અખંડિતતાને માટે પ્રિયતમનું કલ્યાણ ઇચ્છે, આત્મભોગ આપીને પણ આપત્તિના સમયમાં તેને સહાય કરવાને તત્પર થાય, તો તેમાં કાંઇ જ આશ્ચર્ય નથી.

રણધીર રાત્રિને સમયે પણ પોતાનું કર્તવ્ય બજાવવામાં જ મશગુલ રહે છે, તે જાણીને અંતરમાં તેના વખાણ કરતી સૂર્યદેવી અશ્વપર બેઠી બેઠી ચાલી જતી હતી. કદાચ મુશ્કેલી આવી પડે તો શું કરવું, તે વિચાર આવતાં કેડપર હાથ ગયો તો કેડમાં જમૈયો અને કટાર ખોસેલાં હતાં તે જોઇ તે નિશ્ચિંત બની અને આગળ ચાલ્યા જતા પ્રિયતમની પાછળ પાછળ પ્રેમઘેલી પ્રિયતમા પણ વિચરવા લાગી.

## પરિચ્છેદ ૫ મો.

### કયો પ્રેમ ઉત્તમ: સ્વદેશપરનો કે સ્વામીપરનો ?

विनाशो नास्ति कर्मणाम् ॥



આગળ રણધીર અને તેની પાછળ કેટલેક દૂર બન્ને રાજકુમારિકાઓ અશ્વને આસ્તે આસ્તે ચલાવતી ચાલી જાય છે. પૂર્ણિમાનો ચંદ્ર આકાશમાં વિરાજી રહ્યો છે અને તેનો પ્રકાશપટ સર્વત્ર વિસ્તરી રહ્યો છે. ઘટાદાર વૃક્ષાવલિમાં પ્રવેશ કરતો પ્રકાશ ભૂમિને પ્રકાશપટથી એકસરખી ઉજ્જવલ કરવામાં નિષ્ફળ થતો જોવામાં આવે છે. સર્વત્ર એકસરખી શૂન્યતા અને નીરવતા વ્યાપી રહી છે. વૃક્ષોમાં વિરામ લેતાં પક્ષીઓના આકસ્મિક સ્વરો કોઇ વાર સંભળાય છે. મધ્યરાત્રિનો સમય થવાને બહુ વાર નથી.

"બ્હેન !" પરિમલદેવી આસ્તે રહીને બોલી: "અહીં હવે એકાંત જ છે; રણધીરસિંહ પાસે આપણે આપણા અશ્વોને દોડાવી જઇએ તો કેમ ?"

" એમ ઉતાવળાં થવાની કાંઇ જ જરૂર નથી. આપણે તેમની પાછળ પાછળ જઇએ છીએ; એ જ્યાં થોભશે ત્યાં આપણે તેમને મળીશું. હમણાં તો ભલે આપણે ગુપ્ત જ રહીએ. આ વૃક્ષાવલિમાં ચંદ્રનો પ્રકાશ બરાબર નહિ આવતો હોવાથી આપણને તે કળી શકશે નહિ."

"પણ જ્યારે ખુલ્લાં જ પડવું છે, તો પછી વહેલાં શામાટે ન પડવું ?" પ્રેમમુગ્ધ ભગિનીના હૃદયનો ભાવ નહિ જાણતી બાળા બોલી.

"આપણે તેમને જે કહેવાનું છે, તે કાંઇ માર્ગમાં ઊભાં ઊભાં ન

કહેવાય. કોઇ સ્થળે તે થોભશે ત્યારે જરા શાંતિથી કહીશું. ‘ચડયે પેગડે બ્રહ્મોપદેશ’ ની અસર નિષ્ફળ જ જાય.” સૂર્યદેવીએ સમજાવ્યું અને બન્ને બ્હેનો પુનઃ મુંગી પ્રવાસ કરવા લાગી.

અશ્વને ધીમે ધીમે ચલાવતાં તેઓ કિલ્લાથી લગભગ એક કોસ જેટલે દૂર આવી ગયાં. રણધીર એક ધીચ જંગલમાં પેસવાની કેડી પાસે અશ્વને થોભાવીને નીચે ઉતર્યો. રાજકુમારિકાઓએ પણ પોતાના અશ્વોને એક ઘટાદાર વૃક્ષની નીચે કેટલે દૂર થોભાવ્યા. રણધીરે અશ્વ ઉપરથી ઉતરીને અશ્વને એક વૃક્ષના થડ સાથે બાંધ્યો તે બન્ને બ્હેનોએ ચંદ્રપ્રકાશવડે જોયું અને તે સાથે તેઓમાં કુતૂહલવૃત્તિ ઉત્પન્ન થઇ. બન્ને બ્હેનો નીચે ઉતરી પડી અને અશ્વોને સાથે આવેલા ચાકરને સોંપીને તેમણે પણ તે ધીચ જંગલ તરફ ચાલવા માંડયું. રણધીરના અશ્વવાળા વૃક્ષની પાસે જઇ પહોંચતાં જણાયું કે તે જંગલ બહુ જ ધીચ અને ભયાનક હતું. ચંદ્રનો પ્રકાશ તેમાં બિલકુલ પ્રવેશી શકતો નહોતો. કોઇ સ્થળે આછાં આછાં ચાંદરણાં જ માત્ર પડેલાં જોવામાં આવતાં હતાં. જંગલની બહાર પૂર્ણિમા હતી, પરન્તુ જંગલની અંદર અમાવાસ્યા હોવાથી રણધીર તે જંગલમાં કઇ દિશાએ ગયો તે કાંઈ પણ રાજકુમારિકાઓના કળવામાં આવ્યું નહિ. સૂર્યદેવીનું અંતર ભયથી થડકવા લાગ્યું. દુશ્મનની ગુપ્ત હીલચાલ જોવાને માટે પોતાના પ્રિયતમે જે જોખમ માથે લીધું હતું તે ઘણું ભયંકર હોવાની કલ્પના તે બાળાના સરળ હૃદયમાં સ્ફુરી આવી. આવા ભયાનક સ્થળે જો કોઇ દુશ્મનનાં માણસો ભરાઇ રહ્યાં હશે, તો તેઓ પોતાના પ્રિયતમ ઉપર અવશ્ય હલ્લો કરશે, એવી ભીતિથી કમ્પિત થતાં જંગલની બહાર ઊભાં રહેવું તે સૂર્યદેવીને રૂચ્યું નહિ. પ્રસંગોપાત તેને આપત્તિમાં મદદ કરવાના હેતુથી પોતે આવી છે, તો જેટલું જોખમ પોતાના પ્રિયતમે માથે લીધું છે તેટલું જોખમ તેને મદદ કરવા માટે પોતે પણ માથે લેવું જોઇએ, એમ માનીને સૂર્યદેવી રણધીર કયે માર્ગે ગયો છે તેની જરા પણ ખબર વિના સહસા જંગલમાં પેઠી. પરિમલદેવી પણ તેની પાછળ ચાલી. પ્રેમમાં મુગ્ધ બનેલું હૃદય કેટલું પવિત્ર હોય છે? રણધીરને ભવિષ્યવાદી સંન્યાસીએ જણાવ્યા મુજબ આજે તે જંગલમાં પોતાના રાજ્યાભિષેકની આશાથી તે આવ્યો હતો, પરન્તુ પોતાના પ્રિયતમની પવિત્ર બુદ્ધિમાં અતિવિ-

શ્વાસ રાખનારી કુમારિકાના હૃદયમાં દ્રોહીની અમંગળ ભાવનાની કલ્પના પણ નહોતી!

કેડી પણ નહિ સૂજવા છતાં સૂર્યદેવી પોતાના હાથને આધારે આગળ ચાલવા લાગી અને પરિમલદેવી પાછળ ચાલવા લાગી. રણધીર જે દિશાએ ગયો હતો તે દિશાએથી તેના ચાલવાનો જરા અવાજ પણ આવતો નહોતો, નહિતો બન્ને બ્હેનો તે અવાજને આધારે આધારે તે સ્થળ તરફ જઇ પહોંચત. રાજકુમારિકાઓ સમજતી હતી કે આ ભયાનક સ્થળે એકલાં જવાથી પોતાનો જીવ, શરીર અને પાતિવ્રત્ય એકસરખી રીતે જોખમમાં આવેલાં છે, પરન્તુ પ્રિયતમપરનો પ્રેમ અને તેના મંગલની શુભેચ્છા સૂર્યદેવીને જોખમમાં પડવાને અને પ્રિયતમને ખાતર જીવ કે શરીરની દરકાર નહિ રાખવાને લલચાવતી હતી. જંગલી પશુઓ, સાપ જેવાં ભયંકર પ્રાણીઓ અને પક્ષીઓનો ભય હોવા છતાં તેને નહિ ગણકારતાં સૂર્યદેવી આગળ ને આગળ ચાલવા લાગી. જંગલની લગભગ મધ્યમાં તેઓ જઈ પહોંચી તેવામાં પૂર્વ દિશામાં કેટલેક દૂર મનુષ્યનો ધીમો સ્વર સાંભળવામાં આવ્યો. બન્ને બ્હેનો તે તરફ ચાલવા લાગી અને કેટલેક દૂર નીકળી ગઈ. ધીમી વાતચીતનો ધ્વનિ હજી પણ આવ્યે જતો હતો તેથી તે દિશાએ ચાલ્યા જવામાં તેમને જરા પણ ગુંચાવું પડયું નહિ. થોડે આગળ વધતાં એક ચાંદરણામાં સૂર્યદેવીએ રણધીરના જરીના ફટકાનો ચળકાટ જોયો. પોતાનો પ્રિયતમ ત્યાં જ ઊભો છે તે જાણીને અને આટલી મુશ્કેલીને અંતે પોતે તેને શોધી કાઢવાને સફળ થઇ છે તેમ વિચારીને તે બાળા હર્ષિત થઇ. જરા પણ ખડખડાટ નહિ થવા દેતાં તે જરા આગળ વધી અને એક વૃક્ષના થડની પાછળ સંતાઇને ઊભી. ધીમે પગલે પરિમલદેવી પણ તેની બાજુમાં આવીને ગુપચુપ ઊભી રહી. વાતચીત બન્ને બ્હેનોના કાનમાં પેસવા લાગી :

"વારૂ, હવે એ વાત જવા દો; પણ મને કહો કે તમને મારો ગુપ્ત દૂત મળ્યો હતો?" એક ખોખરો સ્વર સંભળાયો.

"ના, મને તમારો દૂત તો મળ્યો જ નથી; તમે તેને ક્યારે મોકલ્યો હતો?" રાજકુમારિકાઓએ રણધીરનો સ્વર ઓળખ્યો.

"શું તે તમને નથી મળ્યો? તોપછી આ ચોક્કસ દિવસે અને આ જ સમયે આ સ્થળે તમે કેવી રીતે આવી શક્યા?"

"તે તો મને એક ભવિષ્યવાદી સંન્યાસીએ કહ્યું હતું; અગાઉ પણ તે સંન્યાસી મને દેવલ તરફ આવતાં મળ્યો હતો અને તે વખતે તેણે જે ભવિષ્ય કહ્યું હતું તે બરાબર ખરૂં નીવડવાથી આ વખતે પણ હું તેના શબ્દોને ખરા માનીને અહીં આવ્યો, તો ખરેખર હું ખુશ થઉં છું! આરબ સરદાર પોતે જ હાથમાં મુકુટ લેઇને મારા મસ્તિકપર તેનું આરોપણ કરવાને અહીં આવ્યા છે! ભવિષ્ય જાણનારો તે સંન્યાસી ખરેખર કોઇ મહાત્મા જ હોવો જોઇએ." રણધીર બોલ્યો.

આરબ સરદારે મન્દ હાસ્ય કર્યું અને તે બોલ્યો: "મહાત્મા તો ખરો જ! તમને સિંધનું રાજ્ય અપાવનાર તે છે એટલે મહાત્મા કેમ નહિ?! દિલેર રણધીરસિંહજી! તે જ મારો ગુપ્ત દૂત હતો, હવે સમજ્યા?"

"હેં!" આરબોના એ ગુપ્ત પ્રપંચથી અત્યારસુધી અજાણ્યા રહેલા રણધીરે ચકિત થતાં પૂછ્યું: "શું એ જ તમારો દૂત હતો? હું નવાઇ પામું છું!"

"તેમાં નવાઇ પામવાની જરૂર નથી. તમે જ્યારે હવે મારા પોતાના જ માણસ થયા છો, ત્યારે હું આ ભેદ તમારી પાસે ખુલ્લો કરૂં છું. પરન્તુ કહો, તે સંન્યાસીના ભવિષ્યકથન પ્રમાણે તમે સિંધના રાજા થયા કે નહિ?"

રણધીર જરા વિચારમાં પડી ગયા જેવો દેખાયો, પરન્તુ આરબ સરદારના પ્રશ્નનો જવાબ વાળતાં બોલ્યો: "ભવિષ્યકથન ખરૂં તો પડ્યું, પણ તમે ભારે હીકમત વાપરી છે. મારા હાથે જ તમે હિંદુઓને હરાવ્યા છે."

"તમારે હાથે હિંદુઓને હરાવીને પણ સિંધનું રાજ્ય તો અમે તમને જ સોંપીએ છીએ ખરા કે નહિ? અમારી સેવા બજાવનારને અમે પૂરતો લાભ આપીએ છીએ તે હવે તમે જોઈ શક્યા. રણધીરસિંહ! તમે હિંદુઓનો દ્રોહ કર્યો તે માટે જરા પણ દિલગીર થશો નહિ. રાજ્યના મામલા પરંપરાથી એવા જ ચાલતા આવ્યા છે."

"એ વાત ખરી છે; બીજાને માટે મને કાંઇ લાગતું નથી, પણ દાહિરરાયને મેં જ માર્યો તે મને સાલે છે. મને ગરીબાઇમાંથી ઉછેરીને મોટો કરનાર અને આ સ્થિતિએ લાવનાર તે જ હતો, અને તેને મેં માર્યો!"

"દાહિરને તમે ક્યાં માર્યો છે? હા, દેવલમાં ધ્વજાદંડ તોડી પાડવાની સૂચના તમે જ અમને કરી હતી, બેટમાંથી જયસિંહને ખસેડયો તે સેવા પણ મીહરાનને કિનારે મેં તમને સૂચના કરેલી તે પરથી તમે જ બજાવી હતી; રવીઆનના યુદ્ધમાં પણ તમે જાણી કરીને તમારા ઘોડાને ઘાયલ કરી તેના પરથી ઉતરી જઇ હિંદુઓને નાસવાનો પ્રસંગ આણ્યો હતો; દોહારાને તમારી ગુપ્ત ખબરથી જ અમે રાતોરાત ઓળંગી ગયા હતા, એ બધું ખરૂં; પણ દાહિરને મારવામાં તો તમે અમને કાંઇ જ મદદ કરી નથી."

"નહિ, નહિ, સરદાર! તમે ભૂલો છો. દાહિરનો હાથી નદીમાં જઇને પડયો તે શા કારણથી એ કાંઇ તમે સમજો છો? તેની અંબાડીને મશાલવડે આગ લગાડનાર હું પોતે જ હતો. જો દાહિરનો હાથી તે આગથી ભડકીને નદીમાં જઇને પડયો ન હોત તો તેનું મરણ ન થાત; એટલું જ નહિ, પણ તમે હારીને પાછા જાત. બીજી કાંઇ યુક્તિ નહિ સૂજવાથી છેવટે મેં આ યુક્તિ અજમાવી હતી. વળી શાને ભૂલી જાઓ છો? સિંહાકારને મારનાર પણ હું જ! તેને પાછળથી ગુપ્ત રીતે મેં તીર માર્યું અને તે ઉડી પડયો!" રણધીર બોલ્યો.

"ખરેખર, ત્યારે તમે અમારી પૂરતી સેવા બજાવી છે, અને અમે પણ તેના બદલામાં અમારા વચને પળ્યા છીએ ખરા કે નહિ? અને રણધીરસિંહજી! સિંધ જેવા મોટા દેશનું આખું રાજ્ય મેળવવું હોય, તો થોડાં કૂડ કપટ પણ આચરવાં પડે!" આરબ સરદારે સમજાવવા માંડયું.

આરબોએ આ સઘળાં કાર્યો પોતાની પાસે પ્રપંચ અને કપટનો આશ્રય લેઇને કરાવ્યાં હતાં, એમ જાણીને રણધીરના હૃદયને કાંઇક વિચાર પડયો, પરન્તુ તે વિચારને હવે વધારે વાર ચિત્તમાં સ્થાન આપવાનું તેણે ઉચિત માન્યું નહિ; કારણ કે સઘળો મામલો પસાર થઇ ગયો હતો અને સિંધનું રાજ્ય હવે પોતાના હાથમાં જ લગભગ આવી ગયું હતું. તે બોલ્યો: "કાંઇ નહિ, હવે એ સઘળા બનાવોને સંભારવાની કાંઇ જ જરૂર નથી; કહો, હવે મને શું ફરમાન છે."

"આ સિંધનો રાજમુકુટ હું તમારા શિરપર મૂકું છું." એમ કહેતાં જ મહંમદે દાહિરના મૃતદેહના મસ્તિકપરથી મેળવેલો સુ-

શોભિત રાજમુકુટ રણધીરના મસ્તિકપર મેલ્યો અને કહ્યું: "ખુદાના બોલથી સિંધનું રાજ્ય હું તમને સોંપી ચૂક્યો છું. ખલીફા સાહેબ અને તમારી વચ્ચે શી શરતો કરવી તે હવે પછી આપણે નક્કી કરીશું, કારણકે સિંધમાંથી હજી કેટલાક કાંટા દૂર કરવાના છે."

એક વાર જે મુકુટ દાહિરના મસ્તિકપર શોભતો હતો, તે જ મુકુટને પોતાના મસ્તિકપર વિરાજતો જોઇને હર્ષિત થતો રણધીર બોલ્યો: "કહો, કયા કાંટા હજી બાકી છે? અને તે કાંટા દૂર થાય ત્યાંસુધી મારે આ રાજમુકુટ ગુપ્ત જ રાખવો કે?"

"હા; હજી તમારે બહાર પડવું નહિ. આ જંગલની અંદર તમારે માથે રાજમુકુટ મેલવાનું મેં પસંદ કર્યું છે, તે એટલા માટે કે તમે અધીરા થાઓ નહિ અને અમે અમારા બોલે બરાબર પળીએ છીએ તે બદલ તમારી ખાત્રી થાય. હજી જયસિંહરૂપી કંટકને દૂર કરવાનો છે; નાનો કુમાર પુષ્પસિંહ અલોરમાં છે અને તેને તો અમે ઠાર કરીશું; એ કુમારો જ્યાંસુધી જીવતા હશે, ત્યાંસુધી તેઓ તમને સૂખપૂર્વક સિંધનું રાજ્ય કરવા દેશે નહિ."

"આપનું કથન સત્ય છે; મારા હિતને માટે તમે આટલી બધી કાળજી રાખો છો, તે માટે હું તમારો આભારી છું; પણ કહો, તમારી પાસે હવે કેટલું લશ્કર છે અને અહીંથી કેટલે દૂર છે?"

"લશ્કર બહુ કપાઇ ગયું છે; ફક્ત દશ–બાર હજાર લડવૈયા છે; હવે તો ઈરાક તરફથી પણ મદદ મળે તેમ લાગતું નથી; માટે કોઇ પણ રીતે જયસિંહનો ઘાત થાય અને લશ્કર તમારા હાથમાં આવે તેમ થાય તો જ અમારી લાજ રહે; નહિ તો યુદ્ધમાં તો હવે જીતી શકાય તેવું નથી રહ્યું."

"બારથી પંદર હજાર સૈનિકો અમારી પાસે બ્રાહ્મણાબાદના કિલ્લામાં છે અને તે ઉપરાંત બીજી ઘણી મદદ છે એટલે તમારા થોડા હજાર સૈનિકો તો કેવી રીતે ફાવી શકે? પણ કાંઇ ફીકર કરશો નહિ; હું તેનો ઘાટ......"

રણધીર એ છેલ્લું વાક્ય બોલી રહ્યો નહોતો, એવામાં બાજુએથી સૂર્યદેવી ધસારો કરતી આવી અને હાથમાં કટાર સાથે પોતાના પ્રિયતમ ઉપર તૂટી પડી! સિંધુદેશનું રાજ્ય આરબોના હાથમાં મેલનાર, પોતાના સર્વ કુટુંબના નાશનો કારણીભૂત પોતાનો પ્રિયતમ જ છે એમ જાણતાં જ સૂર્યદેવીનું મસ્તિક ભમવા લાગ્યું હતું! તેનું

કોમળ શરીર ક્રોધથી કંપિત થતું ચંડિકાનું રૂપ ધારણ કરી રહ્યું હતું ! તેનાં નેત્રોમાંથી પ્રચંડસ્વરૂપધારિણી- કાલિકાની પેઠે અગ્નિકણો વર્ષી રહ્યાં હતાં ! દેશને પરદેશીઓના હાથમાં મેલનાર દ્રોહી પતિપરનો પ્રેમ તે જ ક્ષણે તેના હૃદયમાંથી દૂર થઇને અત્યંત ક્રોધ અને તિરસ્કાર ઉત્પન્ન થયાં હતાં ! રણધીરના દેહ ઉપરનો સૂર્યદેવીનો પ્રેમ તેના ઉત્તમ ગુણોને માટે હતો, તે પ્રેમ, ગુણો દુર્ગુણો તરીકે ખુલ્લા થતાં શત્રુતાના રૂપમાં ફેરવાઇ ગયો અને હાથમાંની કટારવડે પોતાના પ્રિયતમનો—અરે નહિ—શત્રુનો ઘાત કર્યો. રણધીર લોહી લોહાણ થઇને પાસેના વૃક્ષના થડ સાથે અથડાતો કુટાતો ભૂમિપર પડયો. તેનો આત્મા પરલોકપ્રયાણ કરે તે પહેલાં સૂર્યદેવી આખા જંગલને ગજાવી મૂકતી બોલી: “ મારા દુષ્ટ, દ્રોહી અને વિશ્વાસઘાતી પ્રિયતમ ! આ જ તારૂં કાર્ય કે ? નરાધમ ! તારી માતૃભૂમિના શત્રુ ! યવનોના હાથનું રમકડું થતાં પહેલાં તેં તારા ઉપકારી દાહિરરાયના હિતનો અને તારા પરના મારા અતુલ પ્રેમનો પણ વિચાર કર્યો નહિ ? હા ! મારા પિતાનો ઘાત કરનાર પણ તું જ દુષ્ટ ! સિંધી સેનાને હરાવનાર, નસાડનાર અને જયસિંહને નાસી જવાની સલાહ આપનાર પણ તું જ દ્રોહી ! તારાં કૃત્યોથી જ આજે આ આર્યદેશ યવનોના હાથમાં પડયો છે ! ઓ દુષ્ટ ! તેં જન્મ પામીને સિંધના રાજવંશને કેમ કલંકિત કર્યો ! હા પ્રભુ ! એ દ્રોહી સાપપર પ્રેમ કરતાં પહેલાં ને મને કેમ બાળીને ભસ્મ કરી નાંખી નહિ ? ”

કાળજામાંથી વહતા લોહીથી અચેતન થઇ જતો પરન્તુ હજી જીવતો રહેલો રણધીર ડચકાં ખાતો બોલ્યો: “ દેવી ! ઓ દેવી ! તું અચાનક અહીં કયાંથી ? શું તારા હાથે જ મારો ઘાત ?! ”

“ હા દુષ્ટ ! મારા હાથે જ તારો ઘાત થવો વધારે ઉચિત હતો અને તેથી તારા પરનો પ્રેમ જ મને અલોરમાંથી આટલે સુધી દોરી લાવ્યો છે. તારા પરના પ્રેમ કરતાં સ્વદેશપરનો મારો પ્રેમ જ્યાંસુધી બળવત્તર છે, ત્યાંસુધી તારો બલકે તારા સરખા દ્રોહી અને ચાંડાલ એવા સેંકડો સ્નેહીઓ કે આપ્તજનોનો ઘાત કરવામાં હું પાછી નહિ હઠું ! ”

આરબ સરદાર આ આકસ્મિક બનાવથી ચકિત થતો ગુપચુપ ઊભો હતો તે હવે સાવધ થયો અને રાજકુમારિકાઓ પોતાપર હુમલો કરે તે પહેલાં તેણે તેઓને પકડી લેવા માટે પોતાનાં મા-

ણુસોને સત્વર બોલાવ્યાં. જોકે રણુધીર તો જંગલમાં એકલો જ આવ્યો હતો, તોપણુ પોતાની સલામતીને માટે મહંમદ તો કેટલાંક માણુસોની સાથે જ આવ્યો હતો અને તે માણુસો જંગલમાં કેટલેક દૂર છુપાઇ રહ્યાં હતાં. આરબ સરદારની બૂમ સાંભળતાં જ તેઓ દોડી આવ્યાં અને બન્ને રાજકુમારિકાઓને કેદ કરી. પોતે રણુધીર ઉપર ઘા કરતાંની સાથે આરબોની બંદીવાન બનશે એવી ધારણા સૂર્યદેવીએ પહેલેથી જ રાખી હતી. આરબોને હાથે કેદ પકડાવાના જોખમમાં પડવા છતાં તેણે પોતાના દ્રોહી પ્રિયતમનો ઘાત કરવાની અગત્ય વિચારી હતી અને તેથી તેણે રણુધીરનો ઘાત કર્યા પછી પણુ જંગલમાંથી નાસી છૂટવાની કે એવી કાંઇ પણુ તજવીજ કરી નહોતી. ક્રુદ્ધાવસ્થામાં તેને આરબોના હાથમાંથી નાસી છૂટવાનો ભયસૂચક વિચાર પણુ ઉદ્ભવ્યો નહોતો.

---

## પરિચ્છેદ ૬ ઠો.

### મહંમદ કાસીમ અને રાજકુમારિકાઓ.

બન્ને રાજકુમારિકાઓને પકડીને આરબ છાવણીમાં લેઇ જવામાં આવી અને તેમને એક એલાયદા તંબૂમાં રાખીને તે પર મજબૂત પહેરો રાખવામાં આવ્યો. આરબોને હાથે પકડાયા પછી તેઓના કેદખાનાનો વાસ સ્વીકાર્યા વિના ચાલે તેમ નહોતું એટલે બન્ને બ્હેનોએ વિના આનાકાનીએ એ સ્થિતિનો સ્વીકાર કર્યો. રાતોરાત આખી છાવણીમાં ખબર ફેલાઈ ગયા કે દાહિરરાયની કુમારિકા રાજપુત્રીઓ જીવતી પકડાઇ છે અને એકે તો તેના દ્રોહી પ્રિયતમનો પોતાને હાથે જ નાશ કર્યો છે.

સ્હવાર થતાં મહંમદ કાસીમે પોતાના કેટલાક મુખ્ય સરદારોને એકઠા થવાનું કહેણુ મોકલ્યું અને દાહિરરાયની પુત્રીઓનું શું કરવું તે વિષે વિચાર કરવાનું જણુાવ્યું. વખત થતાં મહંમદના તંબૂના એક ભાગમાં સરદારો એકઠા થવા લાગ્યા. મહંમદ આવી પહોંચે તે પહેલાં તેઓ માંહોમાંહે જુદા જુદા તરંગો દર્શાવતા હતા.

રશીદ બોલ્યો: “કેમ યુસુફ! શું વિચારમાં પડી ગયો છે?”

યુસુફ બોલ્યો: "યાર રશીદ! હું તો એવા વિચારમાં જ પડી ગયો છું કે હિંદુ સ્ત્રીઓ આગમાં પડીને જીવતી બળી મરતી હશે, તે તેમનાથી શી રીતે સહન થઇ શકતું હશે? આગના ભડકામાં કોમળ શરીરોને બાળી મેલવાં તે શું રમત છે? ખરેખર, એવા બહાદુરીના કામ માટે હિંદવાણીઓને સાબાશી ઘટે છે."

"એ વાતને સંભારીને હવે શું કામ છે? પણ કહેને આજે દાહિરરાયની છોકરીઓને માટે તું શું મત આપીશ? કહે છે કે બન્ને છોકરીઓ પરસ્તાનની હૂર જેવી છે." રશીદ બોલ્યો.

"હિંદુઓ પણ ખૂબસૂરત હોય છે અને આ છોકરીઓ તો નવજવાન્ છે એટલે વધારે ખૂબસૂરત હોય તેમાં શું નવાઇ? હું ધારૂં છું કે બન્ને છોકરીઓને આપણા સરદાર સાહેબ પોતે જ પરણી લેશે." યુસુફે પોતાનો મત દર્શાવ્યો.

"અરે યુસુફ! તું કાંઇ ઘેલો થયો? સરદાર સાહેબને તો શાહનશાહ હુજ્જાઝની લડકી મળવાની છે, તે આ છોકરીમાં હાથ નહિ નાંખે. મારો વિચાર એવો છે કે એક છોકરીની માંગણી તું કર અને એકની માંગણી હું કરૂં!"

"આપણો વિચાર તો હિંદવાણીની સાથે શાદી કરવાનો નથી, ભાઇ! પણ મને લાગે છે કે જો સરદાર સાહેબ પોતે નહિ પરણે તો કોઇ હિંદુ સરદારને તે પરણાવી દેશે."

સરદાર નાઝીમ બોલ્યો: "અરે, હિંદુ સરદાર તો તેને પરણવાની હિંમત જ કરી શકનાર નથી! પેલા રણધીરસિંહને મારી નાંખ્યો તે ખબર છે કે નહિ? મોટી છોકરી તો ઝેરીલી નાગણ છે, અને નાની પણ તેની જ બ્હેન છે ને? એટલે કોઇ હિંદુ સરદાર જે ફૂટીને આપણામાં આવ્યો હશે તે તો તેનાથી દોઢ ગાઉ દૂર નાસશે."

આ સાંભળીને રશીદ જરા વિચારમાં પડયો અને આસ્તે રહીને બોલ્યો: "એ વાત પણ ખરી. આપણે તો નાની છોકરીની જ માંગણી કરીશું."

યુસુફ સ્મિત કરતો બોલ્યો: "મીયાં રશીદુદ્દીન! મોટી છોકરીથી તો ડરી ગયા કે? અને નાની છોકરી પણ કદાચ તેની મોટી બ્હેનના જેવી જ ઝેરીલી હશે તો?"

"તો તેને મારી બીબીની લૂંડી બનાવીને રાખીશ!"

"કાંઇ ઘેલો થયો છે? લૂંડીઓ તો તને જોઇતી હશે તો એકને બદલે દશ મળશે. હજારો નાની મોટી ઓરતોને પકડીને દ્બિશક અને અરબસ્તાન મોકલાવી છે તેમાંથી જોઇએ તેટલી લૂંડીઓ મળશે, પણ જ્યારે ખૂબસૂરત અને વળી રાજાની છોકરી મળે ત્યારે તો તેનાથી શાદી જ કરવી જોઇએ."

એટલામાં મહંમદ આવી પહોંચ્યો એટલે એ વાત એટલેથી જ બંધ પડી ગઇ. મહંમદે આવીને કહ્યું: "અય સરદારો! ગઇ કાલે રાત્રે દાહિરરાયની બન્ને છોકરીઓ પાસેના જંગલમાંથી પકડાઇ છે. સુભાગ્યે તેઓ બન્ને કોઇના જાણવામાં આવ્યા વિના જીવતી હાથ લાગી ગઇ છે! હવે તેમનો શું બંદોબસ્ત કરવો તે માટે હું તમારો મત પૂછું છું."

"સરદાર સાહેબ!" એકદમ રશીદ બોલી ઉઠયો: "કોઇને લૂંડી બનાવવા માટે જોઇતી હોય તો તે આપી દેવી જોઇએ."

"નહિ, નહિ, રાજાની છોકરીઓ છે, નવજવાન છે અને ખૂબસૂરત છે; તેમને લૂંડી બનાવી શકાય જ નહિ." મહંમદે કહ્યું.

નાઝીમે કહ્યું: "તો કોઇ સારા સિપાઇ કે સરદારની સાથે પરણાવી દો. કદાચ આપને—"

"નહિ, નહિ, નાઝીમ! હું એવું ધારૂં છું કે તે બન્ને છોકરીઓ ખલીફા સાહેબને ભેટ તરીકે મોકલી આપવી જોઇએ. ખલીફા સાહેબ હિંદુ છોકરીઓના શોખીન છે અને વળી આ તો રાજાની છોકરીઓ છે, એટલે તેમને માટે જ તે લાયક લેખાવી જોઇએ."

યુસુફે કહ્યું: "બરાબર છે, સાહેબ! બરાબર છે!" અને તે સાથે બીજા સરદારોએ પણ 'બરાબર' શબ્દનો ઉચ્ચાર કર્યો.

બન્ને રાજકુમારિકાઓને ખલીફાને ભેટ મોકલી આપવાનો નિશ્ચય કર્યા પછી મહંમદે સઘળા સરદારોને રજા આપી અને પછી બન્ને બ્હેનોને પોતાની પાસે બોલાવી. અત્યારસુધી તે બન્ને રાજકુમારના વેશમાં જ હતી, તે વેશ ઉતારી નાંખીને તેમને હિંદુ કન્યાનો પહેરવેશ પહેરવાની મહંમદે આજ્ઞા કરી. બન્ને બ્હેનોએ આરબ સરદારની આજ્ઞાને માન આપીને સ્ત્રીવેશ ધારણ કર્યો. હજીસુધી મ્હોંપરના કાળા પડદા તેમણે દૂર કર્યા નહોતા, તે ઉતારી નાંખવાને મહંમદે કહ્યું. સૂર્યદેવી તે સાંભળીને બોલી: "આરબ સરદાર! તું તો અમારાં વદન જોઇને પવિત્ર જ થઇશ, પરન્તુ અમારાં વદન

પર તારી દૃષ્ટિ પડવાથી અમે અપવિત્ર થઇએ, અને તેટલા માટે અમે બન્ને અમારાં વદન બતાવીશું નહિ!"

આ જવાબ સાંભળીને મહંમદ ચૂપ થઇ ગયો. તેનું શૌર્ય અને ઝનૂન કેવા પ્રકારનું છે તેનો અનુભવ મહંમદને પોતાને જ ગઇ રાત્રે જંગલમાં થયો હતો, તેથી તેને વધારે છેડવાનું મહંમદે ઉચિત માન્યું નહિ. વળી બન્નેને બગદાદ સુધી જીવતી પહોંચાડવાની હતી, એટલે તેઓ કદાચ અતિત્રાસને લીધે આત્મઘાત કરે, તે પણ મહંમદને ઇષ્ટ નહોતું. આ કારણથી પોતાની આજ્ઞા રાજકુમારિકાઓએ માન્ય ન રાખી, તે માટે દુઃખ નહિ માનતાં મહંમદ ગમ ખાઇ ગયો અને બોલ્યોઃ-"મને તમારા ચહેરા જોવાનો કાંઇ આગ્રહ નથી. આવતી કાલે તમને અમારા ખલીફા સાહેબ તરફ મોકલી આપવામાં આવશે અને તે વાત તમને જાહેર કરવા માટે મેં તમને અત્યારે બોલાવી છે."

"ભલે; અમે તો હરકોઇ સ્થળે જવાને તૈયાર જ છીએ; પરંતુ અમારી એક વિનતિ છે અને અમારી આ જન્મભૂમિનો ત્યાગ કરતાં પહેલાં અમારી તે વિનતિનો સ્વીકાર કરવામાં આવશે એવી અમોને આશા છે."

"મને તમારી અરજ જણાવો. વાજબી હશે તો તે હું સ્વીકારીશ." મહંમદે કહ્યું.

"અમારા વૃદ્ધ મંત્રીશ્વર બુદ્ધિમાન્ તમારી પાસે કેદી તરીકે છે તેમને મળવાની અમારી એક માત્ર ઇચ્છા છે." સૂર્યદેવીએ પોતાની ઇચ્છા વ્યક્ત કરી.

"ઓહ! તે બુઢ્ઢો તો હવે મરણનાં જ ડચકાં ખાઇ રહ્યો છે; તેને મળીને વળી તમારે શું કામ છે?"

"આ વખતે અહીં અમારૂં આપ્તજન કોઇ પણ નથી. જ્યારે અમને ખલીફા તરફ મોકલી આપવામાં આવનાર છે અને અમે અમારી જન્મભૂમિનો ત્યાગ કરી જનાર છીએ; ત્યારે અમને સ્વાભાવિક રીતે જ અમારા કોઇ સ્નેહીને મળવાની ઇચ્છા થાય છે. એ વૃદ્ધ મંત્રીશ્વરને મળીને સ્નેહનાં બે આંસુ તેમની પાસે પાડીને અમે આ ભૂમિનો ત્યાગ કરીશું." સૂર્યદેવીએ કહ્યું.

"ભલે આજે સાંજે તમને તેની પાસે લેઇ જવામાં આવશે." એમ કહી મહંમદ ઉઠી ગયો અને બન્ને રાજકુમારિકાઓને પહેરેગીરો બંદીખાનામાં લઇ ગયા.

* * * * *

સાંજ પડતાં બુદ્ધિમાનની પાસે બન્ને બ્હેનોને લેઈ જવામાં આવી. બુદ્ધિમાન્ આંતરૂ દુઃખથી કેવળ હાડકું બની ગયો હતો. તેનાં ગાત્રોમાં શિથિલતા વ્યાપી ગઇ હતી, શરીરમાંથી લોહી ઉડી ગયું હતું, છતાં તેના હૃદયમાં દેશમમતાનો અગ્નિ પહેલાં જેવો જ સતેજ હતો, તે દર્શાવવાને માત્ર તેની આંખોનો તેજસ્વી ચમકારો જ બસ હતો. તે પોતાના કેદખાનાના તંબૂમાં એક ખૂણે એક છાદડીપર પડયો પડયો વિચાર કરતો હતો, એવામાં બન્ને બ્હેનોએ જઇને તેને વંદન કર્યું. બુદ્ધિમાન્ બન્ને રાજકુમારિકાઓને તુરત ઓળખી ગયો અને બોલ્યોઃ "પુત્રીઓ ! તમે પણ શું આ દુષ્ટોને હાથ પડી છો ? દુર્ભાગ્ય ! દુર્ભાગ્ય ! હે પ્રભુ ! અમારા સૈનિકોનો નાશ કરીને પણ અમારી અબળાઓની લાજમર્યાદાનું સંરક્ષણ કરજે !"

સૂર્યદેવીએ પોતાનો સઘળો વૃત્તાંત બુદ્ધિમાનને કહ્યો. રણધીરના દ્રોહની વાત સાંભળીને તેની વૃદ્ધ નસોમાં પણ ક્રોધ આવિર્ભૂત થયો. દેવલમાં પોતાને બૂરજ ઉપર રાખીને ફસાવવાની જ યુક્તિ તેણે કરી હોવી જોઇએ એમ તેને સાંભર્યું. પોતે આરબોનો કેદી થયો તે તેના જ દ્રોહથી, એ વાત પણ સૂજી આવી અને થોડી વાર ક્રોધથી વદનનો રંગ બદલાઇ ગયો. કેટલીક વારે કિંચિત્ શાંત થઇને બુદ્ધિમાન્ બોલ્યો: "બહુ સારૂં કર્યું, પુત્રી ! તેં એ દ્રોહીનો ઘાત કર્યો તે બહુ સારૂં કર્યું; પરન્તુ તું આ દુષ્ટોના હાથમાં ફસાઇ ગઇ તે કાંઇ ઠીક થયું નહિ."

"મંત્રીશ્વર ! દ્રોહીનો ઘાત કરતાં હું આપત્તિમાં ફસાઈ તેની મને ચિંતા નથી, પરન્તુ હજીએ એક મારી દૃઢ પ્રતિજ્ઞા છે કે આરબ સરદાર જે મારા પિતાનો હંતા છે તેનો ઘાત કરવો. તે મારી પ્રતિજ્ઞા કેવી રીતે પૂરી થાય તેનો જ હું વિચાર કરૂં છું. મને ખલીફા પાસે મોકલી આપવામાં આવનાર છે, એટલે મને ચિંતા થાય છે કે ત્યાં ગયા પછી હું એ વૈર કેવી રીતે વાળી શકીશ ?"

"પુત્રી ! નાહિંમત થયા વિના તારી એ પ્રતિજ્ઞાને તું પૂરી કરજે. દુઃખ માથે પડ્યું છે, તેને અનુકૂળ રહીને માત્ર કાર્યસાધના કરવાને તત્પર રહેજે; પણ તારી પ્રતિજ્ઞા પૂરી કરવાને માટે ઉપયોગી થઇ પડે તેવું કાંઇ હથિયાર તારી પાસે છે કે નહિ ?"

"એક જમૈયો અને એક કટાર હતાં, પણ તે તો મારી પાસેથી ખુંચવી લેવામાં આવ્યાં છે."

"તો, લે, નાજુક સ્ત્રીજાતિને ગુપ્ત રીતે સાચવી રાખવામાં સગવડભરી થઇ પડે તેવી આ કટાર હું તને આપું છું. કોઈવાર તે તને ઉપયોગી થઇ પડશે. આરબ સરદારનો ઘાત કરવાની તારી પ્રતિજ્ઞા સાંભળીને હવે મને સંતોષ થયો છે. અત્યારસુધી આ દુઃખમાં રહ્યા છતાં મરણ પામવાની ઇચ્છા થતી નહોતી, પરન્તુ હવે હું આનંદથી મરણ પામીશ."

"હું મારી પ્રતિજ્ઞામાં દૃઢ જ રહીશ." એમ કહી સૂર્યદેવીએ બુદ્ધિમાન્ પાસેથી કટાર લીધી અને પોતાનાં વસ્ત્રોમાં છુપાવી દીધી. પુનઃ બન્ને બ્હેનોએ સ્નેહાશ્રુવડે પિતાતુલ્ય વૃદ્ધ મંત્રીશ્વરના પગને પખાળ્યા અને કલ્યાણની વાંચ્છના સાથે બુદ્ધિમાને રાજકુમારિકાઓને રજા આપી.

* * * * *

રણધીર અને કચ્છના રાજકુમારો ગુમ થયાના ખબર બીજે જ દિવસે બ્રાહ્મણાબાદમાં જયસિંહને ઉદ્વિગ્ન કરવા લાગ્યા. તે બહુ ગભરાયો. પોતાનો મુખ્ય સેનાપતિ ગુમ થઈ ગયો અને બન્ને બ્હેનો કે જેનું સંરક્ષણ કરવાનો બોજો પોતાને માથે હતો તે ગાયબ થઇ ગઇ એ સાંભળીને તે વ્યાકુળ થવા લાગ્યો. છેવટે ખબર બહાર પડી કે રણધીર દુશ્મનોની ગુપ્તચર્યા જોવા નીકળ્યો હતો અને કચ્છના રાજકુમારો તેની પાછળ ગયા હતા, એટલે અનુમાન થયું કે તેઓ દુશ્મનોનાં કેદી થયાં હોવાં જોઇએ. જયસિંહ હવે એકલો થઈ ગયો અને જો આરબો હલ્લો કરે તો કિલ્લાનો ટકાવ કરવાની હિંમત તેનામાં રહી નહિ; તેથી તે એકદમ કિલ્લો મૂકીને રમલના પ્રદેશ તરફ એક નાના લશ્કર સાથે નાઠો. જયસિંહની સાથે વારંવાર નાસી જવાથી કંટાળેલા ઘણા સૈનિકો બ્રાહ્મણાબાદમાં જ રહ્યા.

આરબોને તે જ જોઇતું હતું. તેઓએ બ્રાહ્મણાબાદપર હલ્લો કર્યો, પણ રજપૂતોએ કિલ્લાની બહાર નીકળીને યુદ્ધ ચાલુ કર્યું. ઘણા દિવસો સુધી નાની મોટી ઝપાઝપીઓ ચાલુ રહી અને છેવટે કિલ્લો આરબોના હાથમાં આવ્યો. બ્રાહ્મણાબાદ એક વખત રાજધાનીનું મોટું નગર હોવાથી આરબોને તેમાંથી ઘણું ધન મળ્યું. તે ઉપરાંત ૨૦૦૦૦ ગુલામો મળ્યા. ૩૦ વર્ષની ઉમર ઉપરાંતના જેઓ પકડાયા તેઓના પગમાં લોઢાનાં સાંકળાં નાંખી તેમને કેદી બનાવવામાં

આવ્યા. લડાઇ બંધ થયા પછી ૧૬૦૦૦ રજપૂતોને મહંમદે કપાવી નાંખ્યા હતા !

આ સઘળો વખત જયસિંહ પોતાના થોડા સૈનિકો સાથે આસપાસના પ્રદેશમાં ભટકીને લુંટારાની પેઠે આરબ ટુકડીઓને લૂંટતો ત્રાસ આપતો હતો. મહંમદ તેના તરફની ચિંતામાંથી કેવળ મુક્ત થયો નહોતો; તોપણ કિલ્લાઓનો કબ્જો લેવામાં અને તેમની વ્યવસ્થા કરવાની ગુંચવણીમાં તે તે તરફ બહુ લક્ષ આપી શક્યો નહિ. બ્રાહ્મણાબાદની પ્રજાની વ્યવસ્થા કરવામાં મહંમદને ત્યાં બહુ વખત ગાળવો પડ્યો. કારીગરો અને ખેડૂતોને આબાદ રાખવા અને રજપૂતોને મારી નાંખવા એ નીતિથી તેણે મોટે ભાગે સઘળે સ્થળે કામ લીધું હતું અને બ્રાહ્મણાબાદમાં પણ તેણે તે જ નિયમ સાચવી રાખ્યો.

બ્રાહ્મણાબાદની વ્યવસ્થા, સૂબેદારની નિમણુક, ઇત્યાદિ નિશ્ચિત થયા પછી મહંમદ પોતાની સેના સાથે રાજધાનીના મુખ્ય નગર અલોર તરફ જવા માટે ત્યાંથી રવાના થયો. કેટલાક દિવસ સુધી મુસાફરી કર્યા પછી માથલ નામના નગર પાસે એક સુંદર સરોવરને કિનારે તે આવીને પડ્યો. તે એક નાનું નગર હતું અને ત્યાંના લોકો મહંમદના પ્રતાપથી અંજાઈ ગએલા હતા એટલે તેઓ લડાઇ કર્યા વિના જ મહંમદને તાબે થયા. ત્યાંથી આગળ વધીને મહંમદ બહરોવર નામના નગરમાં આવ્યો. ત્યાં તથા તેની આસપાસનાં ગામોનાં પોતાની સત્તા બેસાડીને તે સિંધુદેશના રાજધાનીના નગર અલોર ઉપર તરાપ મારવાને પોતાના લશ્કર સાથે ઉપડ્યો. અલોર ! સિંધુદેશના એક સમયના મુખ્ય નગર ! ઇતિહાસમાં સુવિખ્યાત નગર ! તારી સામે ચડેલી વિદેશી સ્વારીનું ફળ શું આવશે તેની કલ્પના પણ તે સમયે તને હતી શું ?

# પરિચ્છેદ ૭ મો.



## પ્રબળ અબળાઓ.

The pusillanimity of the rájá's son, who fled to Bráhmanábád, was compensated by the masculine spirit of his widow.

*Elphinstone.*



મધ્ય રાત્રિનો સમય છે. સર્વત્ર શાન્તિ ફેલાઇ રહેલી છે. સિંધી સૈનિકોના મરણથી અલોરનગરની ઘણી રજપૂતાણીઓ રંડાઇ છે અને ઘણી સૌભાગ્યવતીઓના જીવ મૂઠીમાં સમાએલા છે, પરંતુ ક્યાંય રોકકળ કે શોકપ્રદર્શન થતું જોવા–સાંભળવામાં આવતું નથી. સર્વત્ર ચિંતાતુરતા ફેલાઇ છે, પરંતુ ઉદ્વેગનું નિશાન પણ નથી. મરવાની તત્પરતા પ્રસરેલી છે, પરંતુ નાસી જવાનો વિચાર સરખોએ સ્ફુરતો નથી. અલોરનગરની આવી શૌર્યવતી પ્રજાની મધ્યમાં આવેલા રાજમહાલયમાં પણ આ સમયે તેવો જ પ્રકાર જોવામાં આવે છે. દાહિરરાયની રાણીઓ લાડીરાણી અને બાઇરાણી, જયસિંહની પત્ની કમલાદેવી, કુમાર પુષ્પસિંહ અને વૃદ્ધ સેનાપતિ ગંગાદીનસિંહ એટલા જણ કાંઇ મંત્રણા કરતાં વિચારનિમગ્ન અવસ્થામાં બેઠા છે. કેટલીક વારે મૌન્યનો ભંગ કરતાં લાડીરાણીએ કહ્યું:

"સેનાપતિ! વીતી ગએલી વાતોનો વિચાર કરીને હૃદયને વૃથા ઉદ્વિગ્ન કરવાનું હવે માંડી વાળો. હું અત્યારે ગઇ ગુજરી વાતોને ભૂલી જઉં છું અને જે પ્રસંગ આપણી સામે આવીને ઊભો છે, તે તરફ જ એક ધ્યાન લગાવી રહી છું. યવન સેના પાસેથી વિજયની કે મંગલની આશા ન હોય તોપણ કાંઇ ફીકર નથી. વિધાતા વિમુખ થાય અને દૈવ પ્રતિકૂળ થાય ત્યારે જ મનુષ્યની આવી દશા થાય છે અને તેમાં શોક કરવા જેવું કાંઇ જ નથી. હા! દૈવ પ્રતિકૂળ થયા વિના આ સઘળું બને? જે ઐરાવત હાથીએ અનેક વાર ઘોર મહાયુદ્ધમાં સ્વર્ગવાસી મહારાજને પોતાની પીઠપર ધારણ કર્યા હતા અને હજારો બાણ વાગવાથી અંગક્ષત થયા છતાં પણ જે કદાપિ રણમાં એક પગલું પાછો હઠતો નહિ, તે જ હાથી અચાનક અંબાડીમાં અગ્ન્યસ્ત્ર લાગવાથી ચમકી ઉઠે અને ચિત્કાર કરતો નદીમાં જઇને પડે એ શું ભાગ્યચક્રનું પરિવર્તન નથી? જે સેનાનુ એકવત

દેશની સ્વતંત્રતા જ હતું, જેને પોતાના જીવન કરતાં પણ સ્વતંત્રતા વધારે પ્રિય હતી, અને જે સેના મોટી મોટી વિપત્તિઓમાં પણ સ્થિર અને નિઃશંકિત રહી હતી તે જ આજ રણક્ષેત્રમાંથી ભીરૂની પેઠે નાસી ગઇ તે આપણા દુર્ભાગ્ય વિના ? સ્વર્ગવાસી મહારાજાને એટલો પણ સમય ન મળ્યો કે રક્તભર્યાં વસ્ત્રોમાં અશ્વારોહણ કરીને ઘેર ચાલ્યા આવે; શાલ્મલી વૃક્ષ એક ક્ષુદ્ર પ્રાણીના નખાઘાતથી છિન્ન થઈ ગયું ! હાય ! વિધાતા ! તારી વક્ર દૃષ્ટિ વિના શું આમ બને ? રણધીર જેવો ચતુર નર ભીરૂ બનીને જયસિંહને નાસી જવાની સલાહ આપવાને તૈયાર થયો, અકસ્માત્ ભયથી ચમકીને પ્રાણત્યાગ કરનાર માતાના ઉદરમાં પણ જીવતો રહીને જન્મ લેનાર જયસિંહ જેવો રણકુશળ રાજકુમાર પણ રણમાંથી પલાયન કરી ગયો, એવા વિપરીત સંયોગો દેશની દુર્દશાનું જ દર્શન કરાવનારા છે; પરન્તુ સેનાપતિ ! હું તેટલા માત્રથી ડરીને શાંત બેસી નહિ રહું." એટલું બોલતાં રાણીની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં અને તે સાથે સેનાપતિ અને પુષ્પસિંહની આંખો પણ ચૂવા લાગી.

રાણી બાઇએ જણાવ્યું: "સેનાપતિ ! હવે વિલાપનું કાંઈ કામ નથી. કર્તવ્યના જ્ઞાનથી હૃદયનું દ્વાર બન્ધ કરો, અશ્રુવેગનો અવરોધ કરો અને આ સમયનું કર્તવ્ય શું છે તે કહો."

"મારા વિચારમાં તો યુદ્ધ જ આવે છે." સેનાપતિએ પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"બસ, તો પછી તે જ વિચાર સૌને અનુકૂળ છે." બાઇએ તત્કાળ ઉત્તર આપ્યો: "એવો કયો કાપુરૂષ હશે કે જે હજી પણ યુદ્ધની આવશ્યકતાનો સ્વીકાર ન કરે ?"

"યુદ્ધ તો નિશ્ચિત જ છે;" કમલાદેવી બોલી: "પરન્તુ માતુઃશ્રી ! આપણી પાસે જે કાંઇ સૈનિકો રહેલા છે, તે ઉપરાંત અલોરના ગઢમાં જે જુવાન, વૃદ્ધ કે બાળક અસ્ત્રશસ્ત્રપર પોતાનો હાથ બેસારી શકયા છે તેઓ આપણા યુદ્ધમાં શામેલ થવા જોઇએ અને સ્વદેશભૂમિને માટે અભિમાન રાખનાર દરેક પુરૂષે શસ્ત્રાસ્ત્રો સજી તૈયાર થવું એવી દુહાઇ આખા નગરમાં ફેરવી દેવી જોઇએ."

લાડીરાણીએ કહ્યું: "હા પુત્રી ! તેમ જ થશે. આપણા શૂરા રજપૂત પ્રજાજનો આપણી દુહાઇ ફર્યા પહેલાં જ તૈયાર થઇને રહ્યા હશે, તે તું નક્કી સમજજે. મરણીયા થઇને જ હવે લડવાનું છે

અને કેસરીયાં કરવાનાં છેઃ તે વિના સિંધના રાજવંશની કે હિંદુ ધર્મની લાજ રહે તેમ નથી.”

“દૂત આવ્યો છે.” એક દાસીએ એકદમ પ્રવેશ કરીને ખબર આપ્યા.

“ક્યાંથી દૂત આવ્યો છે? મધ્ય રાત્રિએ કોનો દૂત છે? સત્વર તેને અહીં લાવ.” લાડીરાણી બોલી અને ઉત્કંઠ બની દ્વાર તરફ દૃષ્ટિ કરી રહી.

“ફત્તેહ થાઓ ખલીફા સાહબની, ફત્તેહ થાઓ શાહનશાહે બસરાની! તેમનો આ તાબેદાર ગુલામ આરબ સિપહસાલાર ઈમાદુદ્દીન મહંમદ કાસીમનો પયગામ લઇને હાજર થયો છે.” એમ બોલતાં આરબ દૂત હાથમાં અર્ધ ચંદ્રાકારવાળી પતાકા લેઇને રાજમહાલયમાં પેઠો.

ક્ષત્રિય વીરોના ગૃહમાં આરબોનો જયનાદ સર્વ કોઇને અસહ્ય થઇ પડ્યો. સૌના કાન ચમક્યા અને યુવરાજ્ઞી કમલાદેવીના મનમાં તો એમ જ થઇ ગયું કે સત્વર તેનું માથું ઉરાડી દઉં! પરન્તુ બીજી જ ક્ષણે તેને વિચાર થયો કે દૂતનો ઘાત કરવો તે પાપ છે અને તેથી તે શાંત રહી. લાડીરાણી પણ કાનને કઠોર કરીને જયનાદ શ્રવણ કરી રહી અને બોલીઃ “દૂત! યવન સેનાપતિએ તારી સાથે જે પયગામ મોકલાવ્યો હોય તે કહી સંભળાવ.”

“અમારા સિપહસાલાર સાહબની એવી બીલકુલ ખ્વાહીશ નથી કે હારેલાઓ ઉપર જુલ્મ કરવો. જ્યારે દાહિરરાયનું મરણ થયું છે અને તમારી સેના નાસી ગઇ છે ત્યારે હવે તમારે ખલીફા સાહબની તાબેદારી કબુલ કરવી જોઇએ.”

“અમારૂં કર્તવ્ય અમે સારી પેઠે સમજીએ છીએ; ક્ષત્રિય નારીઓ કાંઇ યુદ્ધમાં અશક્ત નથી.”

આરબ દૂત બોલ્યોઃ “લેકીન અમારા સરદાર સ્ત્રીઓની સાથે જંગ કરવામાં બહાદુરી માનતા નથી. અબળાઓની સાથે તો બાયલાઓ લડે!”

કમલાદેવીનો ગુસ્સો હવે શાન્ત રહ્યો નહિ. તે બોલીઃ “જો સ્ત્રીઓની સાથે યુદ્ધ કરતાં એટલી બદનામી થતી હોય તો કેમ તમારી ઓરતોને લડવા માટે મોકલતા નથી? મોકલો તેમને લડવા, અમે તેમનો ઉદ્ધાર કરીશું.”

"અમારી ઓરતો કાંઇ બેઆબરૂ નથી; તેઓ પર્દેનશીન રહે છે." દૂત બોલ્યો.

કમલાદેવી આંખો વિકસાવતી બોલી: "તો જઇને તમારા સેનાપતિને કહી દો કે તે પોતે સ્ત્રીવેશ ધારણ કરીને અમારી સામે આવે."

બાઇરાણી બોલી: "કમલા! દૂતની સાથે તો શિષ્ટ વ્યવહાર જ રાખવો જોઇએ."

દૂત બોલ્યો: "જો તમે અમારી તાબેદારી કબૂલ ન કરતા હો તો અમારા સરદારનો છેવટનો પયગામ એ છે કે અમે એકદમ અલોર ઉપર ચડાઇ લાવીશું, આ મહેલને નેસ્ત–નાબુદ કરી નાંખીશું, શૈતાની હિન્દૂ મઝહબને દૂર કરી તમામ બૂતો તથા બૂતખાનાંઓ તોડી પાડી અમારા પગ નીચે કચડીશું અને હિન્દુઓની ખૂબસૂરત નાજનીનોને કેદ પકડી લેઇને ખલીફા સાહબની ખીદમતમાં મોકલી આપીશું."

આ શબ્દો સાંભળતાં લાડીરાણીને રોમેરોમે જ્વાળા વ્યાપી ગઈ. તે પોતાનાં રક્તવર્ણીય નેત્રોમાંથી અગ્નિકણો વર્ષાવતી બોલી: "યવન દૂત! તું જે કાંઇ કહેવા આવ્યો છે, તે તારો સરદાર આવીને કહેત તો હું તેને જોઈ લેત! બસ, હવે તું જા અને તારા ઓરતોનું અપમાન કરનારા સરદારને કહી દે કે ક્ષત્રિય સંતાનો યવનોની પેઠે એટલા ભાગ્યવાન્ (!) નથી કે તેઓ પોતાની શય્યાસહચરીનો પણ વિશ્વાસ ન કરે અને કેદીઓની પેઠે તેમને અંતઃપુરમાં કેદ કરી રાખે. ક્ષત્રિયકન્યા વાંદરી પેઠે ઘર ઘર નૃત્ય કરીને યવન પુત્રીની પેઠે સુખના લોભ અથવા પ્રાણના ભયથી પ્રેમની મર્યાદાનો ભંગ કરનારી નથી. ભલે આ અલોરનગર એક વાર સ્મશાનભૂમિ બની જાય, તથાપિ એક વીર પુરૂષ કે એક વીર નારી જીવશે ત્યાં-સુધી તો તે આ સ્થાનને યવનોના હાથમાં નહિ જવા દે. દૂત! હવે હું તારાં વધારે અશિષ્ટ વચનો સાંભળવા માંગતી નથી; તું સત્વર જા અને તારા સરદારને કહે કે યુદ્ધને માટે તૈયાર થાય, હું તેની જીંદગી ખાલસા કરવાને તૈયાર થઇ રહી છું." એમ બોલતાં જ આવેશમાં આવી ગએલી રાણી અર્ધમૂર્છિત સરખી બની ગઇ, તેનું મસ્તિક ભ્રમણ કરવા લાગ્યું અને આંખો ઉઘાડ–મીંચ થવા લાગી.

આરબ દૂત ગયો એટલે રાણી બાઇએ વૃદ્ધ સેનાપતિને કહ્યું:

"સેનાપતિ! તમારી વૃદ્ધ વયમાં મહારાજાએ તમને આરામ આપવાનું યોગ્ય ધાર્યું, પરન્તુ તમારા ભાગ્યમાં તે આરામ લખેલો જણાતો નથી. હવે સેનાની તૈયારી કરવા લાગો. યવન દૂતના શબ્દો તમે સાંભળ્યા; યુદ્ધની શરૂઆતને માટે વધુ દિવસો નહિ જાય."

"રાણીજી! સેના તો તૈયાર જ છે એમ સમજો અને ક્ષત્રિય ભલે વૃદ્ધ થાય, પરન્તુ તેને માટે આરામનું સ્થળ તો સ્વર્ગ જ હોય છે! આ લોકમાં રહીને એક ક્ષત્રિયે આરામની દરકાર રાખવી જોઇએ નહિ."

"ધન્ય છે તમારા વૃદ્ધ પણ ક્ષત્રિય રૂધિરને!" રાણી બાઇએ સેનાપતિને ધન્યવાદ આપીને આગળ કહ્યું: "બસ, તો પછી આખા નગરમાં એવી દુહાઇ ફેરવો કે જે કોઇ ક્ષત્રિય હોય, વૈશ્ય હોય, રાજા હોય, ધનવાન હોય, નિર્ધન હોય, જ્ઞાની હોય, મૂર્ખ હોય, બાળક હોય, કે વૃદ્ધ હોય, જેણે એક વાર પણ અસ્ત્ર ચલાવવાનો અભ્યાસ કર્યો હોય, તે સ્વદેશરક્ષાને માટે પ્રાણાહુતિ આપવાને તૈયાર થાય, તીક્ષ્ણ શસ્ત્ર લેઇને સમરક્ષેત્રમાં પ્રવેશ કરે, દુરાચારી યવનોના રક્તથી તલવારોને રંગે!"

લાડીરાણી એકદમ બોલી ઉઠી: "સબુર કરો! તે સાથે એટલું વધારે પણ જણાવી દો કે યવનસેનાની સામે અલોરનગરના રજપૂતોએ પ્રાણાહુતિ જ આપવાની છે, માટે સઘળી વીરનારીઓ અગ્નિદેવતાને અભિતૃપ્ત કરવાને તૈયાર થાય અને રજપૂતો કેસરીયાં કરે!"

કમલાદેવી બોલી ઉઠી: "બસ, બસ, માતુઃશ્રી! યવનોની સામે થઇને હાર ખમવી પડે અને આર્ય સ્ત્રીઓ યવનોની ગુલામડીઓ બને તે કરતાં મૃત્યુ સહસ્ત્રગણું સારૂં છે. મરવું તે બહેતર પણ જીવતાં છતાં સ્વાધીનતા વેચવાનું કાર્ય ઉચિત નથી."

"સેનાપતિ! આખા નગરમાં એ આજ્ઞા સંભળાવી દો અને તે સાથે જળના કુંડોમાંથી જળ ખાલી કરાવી તેમાં અગ્નિદેવતાની સ્થાપના કરાવો! હે વિશુદ્ધ દેવતા! તારી વિશુદ્ધિવડે અમારા ભસ્મીભૂત થનારા નારીદેહોનું રક્ષણ કરજે!"

વૃદ્ધ સેનાપતિ લાડીરાણીની તે આજ્ઞા આખા નગરમાં જાહેર કરવા માટે ગયો અને બીજાઓ રાજમહાલયમાં પોતપોતાના સ્થાનપર ગયાં, પરન્તુ કોઇને તે આખી રાત્રિ નિદ્રા આવી નહિ. રાત્રે

ને રાત્રે આખા નગરમાં રાણીનો નિશ્ચય સૌ કોઇને જાહેર થઇ ગયો. જૂદી જૂદી વૃત્તિના મનુષ્યો તે નિશ્ચય જાહેર થતાં જૂદી જૂદી પ્રવૃત્તિમાં પડયાં અને આખું અલોરનગર દિવસની પેઠે આખી રાત્રિ એકસરખું જાગતું અને પ્રવૃત્તિવાળું દેખાઇ રહ્યું.

---

## પરિચ્છેદ ૮ મો.

### પ્રાણાહુતિ–અગ્નિપ્રવેશ.

रामादपि हि मर्त्तव्यं मर्त्तव्यं रावणादपि ।
रामरावणयोर्मध्ये वरं रामो न रावणः ॥

અર્થ—રામને હાથે મરવું અને રાવણને હાથે પણ મરવું, તો પછી રામ અને રાવણમાં રામને હાથે મરવું તે વધારે સારું છે–રાવણને હાથે નહિ.



રાત્રિનો છેલ્લો પ્રહર ચાલે છે. આખું અલોર એકસરખી પ્રવૃત્તિમાં પડી ગયું છે. રાણીની આજ્ઞાને રાજસેવકો હાથમાં રાજપતાકા લેઇને અને શરણાઇઓ વગાડીને જાહેર કરી રહ્યા છે. રાજપથપર દિવસની પેઠે આ રાત્રિને સમયે પણ લોકોની આવજા થઇ રહી છે. કોઇ યોધાઓ પોતાનાં શસ્ત્રાસ્ત્રોને સજ્જ કરવાની ધામધૂમમાં પડયા છે. કોઇ વ્યાપારીઓ પોતાના ધનમાલના સંરક્ષણને માટે દોડાદોડી કરી રહ્યા છે અને કોઇ બ્રાહ્મણો એવી ચિન્તામાં પડયા છે કે આરબોનું રાજ્ય સિંધમાં થશે તો પછી પોતાને લાડુ ખવરાવનાર હિંદુઓ ક્યાંથી રહેશે ? !

રાજસેવકો તરફથી રાજાજ્ઞા સાંભળતાં એક બ્રાહ્મણ પોતાના ઘરની બહાર આંખો ચોળતો આવીને ઉભો રહ્યો અને પૂછવા લાગ્યો: "ભાઇ ! આ શરણાઇ વાગે છે અને પતાકા ફરફરી રહી છે; તો કાંઇ મહોત્સવ છે કે શું ?"

રાજસેવક બોલ્યો: "ક્ષત્રિયોને માટે યુદ્ધથી વધારે બીજો શું મહોત્સવ છે ? ઘણા દિવસો યુદ્ધ વિના ગયા છે અને અસ્ત્રશસ્ત્ર કટાઇ ગયાં છે; અનેક દિવસનાં ભૂખ્યાં હથિયારો હવે રુધિરથી તૃપ્ત થશે ! જુઓ, આજની એક રાત્રિમાં સર્વત્ર કેવો ઉત્સવ થઇ રહ્યો

છે? રણગમનની તૈયારીઓ થઈ રહી છે, શસ્ત્રાસ્ત્રો ચળકી રહ્યાં છે, એ શું મહોત્સવ નથી?"

"પણ તમે આ ધામધૂમ શેની કરો છો?" બ્રાહ્મણે પૂછ્યું.

"અમે રાજપતાકા સાથે સઘળા વીર નરોને સ્વદેશરક્ષાને માટે રણગમન કરવા સારૂ નિમંત્રણ દેવાને નીકળ્યા છીએ. સાંભળો; જે કોઇ ક્ષત્રિય હોય, વૈશ્ય હોય, રાજા હોય, ધનવાન્ હોય, નિર્ધન હોય, જ્ઞાની હોય, મૂર્ખ હોય, બાળક હોય કે વૃદ્ધ હોય, જેણે એક વાર પણ અસ્ત્ર ચલાવવાનો અભ્યાસ કર્યો હોય તે સ્વદેશરક્ષાને માટે તૈયાર થાય, તીક્ષ્ણ શસ્ત્ર લેઇને સમરક્ષેત્રમાં પ્રવેશ કરે, દુરાચારી યવનોના રૂધીરથી તલવારોને રંગે. કોઇ ભીરૂઓની પેઠે છુપાશો નહિ, સંતાશો નહિ, નહિતો દેશની સ્વતંત્રતા જશે, સ્ત્રીજાતિનાં માનમર્યાદાનો ધ્વંસ થશે અને સર્વત્ર ત્રાસ વર્તશે! યવનો ઘાતકી છે, પાત્રાપાત્રના વિચાર વિનાના છે. સિંધુરાજ્યની ગૃહલક્ષ્મીએ જાહેર કર્યું છે કે જે કોઇ વીર પુરૂષ હોય તે શસ્ત્ર લેઇને બહાર નીકળે!"

બ્રાહ્મણ મનમાં બોલ્યો: "કેવી વાક્ચાતુરી બતાવે છે? રાણી મૂર્ખ છે અને રજપૂતો સાતગણા મૂર્ખ છે કે મરવાને તૈયાર થયા છે! કહે છે કે સ્ત્રીજાતિનાં માન-મર્યાદાનો ધ્વંસ થશે! પણ પહેલાં પોતાનો પ્રાણ કે પહેલું સ્ત્રીજાતિનું માન? શાસ્ત્રમાં લખ્યું છે કે **आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि**—સ્ત્રીઓ અને ધનને ભોગે પણ પોતાનું રક્ષણ કરવું! શાસ્ત્રના જ્ઞાન વિનાના મૂર્ખાઓ આવી રીતે જ શાસ્ત્ર વિરૂદ્ધ વર્તે છે અને મરવાને તૈયાર થાય છે."

* * * * *

પરોઢીયે શરણાઇનો સ્વર સાંભળીને જાગી ઉઠેલી એક સ્ત્રી પોતાની પડોશણને પૂછવા લાગી: "સખી વીરજા! આ શરણાઇ શેની વાગે છે?"

વીરજા બોલી: "કુન્દલતા! શું અત્યારસુધી તું હજી સૂતી છે? ક્ષત્રિય કન્યા થઇને રાજ્યની ખબર પણ જાણતી નથી? પણ તેમાં તારો શો અપરાધ? નૂતન પ્રણયની ધામધમમાં તું ભાન ભૂલી જાય તો તેમાં કાંઈ જ નવાઈ નથી."

"વીરજા!" કુન્દલતા બોલી: "તને તો મશ્કરી જ સૂઝે છે! પણ એક વાર તું તારૂં સંભાળ અને પછી મારી મશ્કરી કર! પગ તળે લંકા બળે છે તે તો એક વાર હોલવ!"

"સખી! જે પ્રણયમાં ડુબવાથી દેશ પ્રત્યેની મમતા ન રહે, દેશનાં દુઃખ અને વિપત્તિનું પણ ભાન ન રહે અને કેવળ 'હા પ્રાણવલ્લભ!' કરવામાં જ સમય વ્યતીત થાય, એવા પ્રણયને વીરજા પોતાના હૃદયમાં કદિ સ્થાન આપતી નથી."

"એ બધું ઠીક, કહેતો આ શું છે?" કુન્દલતા બોલી.

"યુદ્ધની તૈયારી થાય છે, સખી! તારા પતિ યુદ્ધને માટે સજ્જ થયા છે ને?"

"બરાબર, એ તો મારા પતિ પણ મને કહેતા'તા. પણ તેઓ એમ કહેતા'તા કે યુદ્ધને માટે લોકોને પકડવાને સારૂ રાજ્યગૃહમાંથી માણસો છૂટયા છે અને તેમને પકડવા સારૂ આવતા હતા, પણ તે તો કુળથી છટકી ગયા!"

"વાહ! એવા વીર પુરૂષ બીજે ક્યાંથી મળે?" વીરજા કટાક્ષમાં બોલી.

"અને સખી!" કુન્દલતા બોલીઃ "તું પણ મારા સરખી નવપરણિતા છે; હજી પીઠીભરી છે; તારા પતિ કાર્તિકસ્વામી જેવા છે; તે યુદ્ધની નોબત બજતાં જ તલવાર ખેંચતા દોડી જશે; માટે તેમને યુક્તિપૂર્વક સમજાવીને ઘરમાં રાખજે; યુદ્ધમાં જવા દઈશ નહિ."

"તું તારા પતિને ઘરમાં બાંધી રાખજે, તને પુત્રલાભ થશે! હું તો મારા પતિને કેસર છાંટીશ અને પછી અગ્નિકુંડમાં પડીને પ્રાણ આપીશ! શું ક્ષત્રિય કન્યા મરણથી બ્હીશે? શું ક્ષત્રિય કન્યા યવનોને હાથે અપમાન સહન કરશે? ડરપોક અથવા કાપુરૂષ સ્વામીની શય્યાપર સૂવા કરતાં વૈધવ્યમાં અધિક સુખ છે અને વૈધવ્યમાં યવનોને હાથે અપમાન સહન કરતાં સુભગાવસ્થામાં પ્રાણ અર્પવો તે વધારે શ્રેયસ્કર છે."

* * * * *

એક રાજમહાલય સરખા વિશાળ ગૃહની અટારીપર એક ક્ષત્રિય નારી અરૂણોદયના ઝાંખા પ્રકાશમાં પૂર્વ દિશાભણી નજર કરતી ઊભી હતી અને તેના મુખમાંથી નીચેનું ગીત શોકમિશ્રિત ત્રુટક ત્રુટક સ્વરે ગવાતું શ્રવણગોચર થતું હતું.

केहि छल लगि राखहि प्रान!

पिता पुत्र पति सब गये रणमें अब चौं का कल्यान,
दग्ध भयो हिय तन करिहौं सोइ सोक करै सोइ पान. केहि.

त्यागहि भूषन बसन रतन सब पिय बिन आज पयान,
बिना प्रवेश अनल नहि दूजो रक्षक है कोउ आन. केहि.
अनल सहाय दुःख लखि होवहु पतिसे करहु मिलान,
असहाया अबला दुख बूडीं कृपा करो भगवान! केहि.

* * * *

રાતોરાત પ્રજામાંના ક્ષત્રિય વીર નરો રાજમહાલયના ચોકમાં એકત્ર થઇ ગયા. કોઇ જુવાન તો કોઇ વૃદ્ધ અને કોઇ તો ફુટતી મૂછોવાળા પણ તેઓમાં હતા અને સૌ પોતપોતાની શસ્ત્રાસ્ત્રની સામગ્રી સાથે લેઇને કેસરવર્ણાં કપડા સાથે આવ્યા હતા. તેઓ સઘળામાં આરબોની સામે લડીને મરણ પામવાનું એકસરખું ઝનૂન વ્યાપી રહ્યું હતું અને વારેવારે "સિંધુદેશેશ્વરીનો જય!" એવી ગર્જના કરતા, લડવા નહિ નીકળેલા કાયરોને પણ જુસ્સાથી પ્રેરિત કરતા હતા. સફેદ દાઢી અને મુખની બન્ને બાજુએ ફરફરી રહેલી લાંબી મૂછોવાળો વૃદ્ધ સેનાપતિ ગંગાદીનસિંહ પણ રાજમહાલયના આંગણામાં સેનાપતિના વેશમાં સજ્જ થઇને ઉભો હતો. જય જયકારનો ધ્વનિ બોલાવીને તેણે સૈનિકોને સંબોધીને કહ્યું: "શૂરા સૈનિકો! સિંધના રાણીજાયા રજપૂતો! બાલ્યાવસ્થામાં તમે અસ્ત્રચાલનનો અભ્યાસ કર્યો હશે, પરન્તુ બહુ દહાડા થયાં તલવારને મ્યાનમાંથી બહાર કાઢવાનો અવસર મળ્યો નહોતો, તોપણ એવી આશા હતી કે કોઇ દિવસે પણ એ સંપાદન કરેલી વિદ્યાની પરીક્ષા થશે. આજે એ પરીક્ષાનો શુભ દિવસ આવી ગયો છે અને તમે સઘળાએ બીરૂ પુરૂષોની પેઠે નહિ છુપાતાં ક્ષત્રિયસંતાનની પેઠે આ સુઅવસરનો આદર કર્યો છે તેથી તમારી કીર્તિમાં વધારો થયો છે. કદિ આ શરીર યુદ્ધક્ષેત્રમાં નાશ પામે તો કાંઇ પણ ફીકર નથી; પરન્તુ મારા વીર સૈનિકો! તમે એક પણ ડગ પાછું ભરશો નહિ. મહારાજા દાહિરરાય રાજકુટુંબ અને કિલ્લાના સંરક્ષણમાટે બે હજાર સૈનિકો મૂકી ગયા હતા, તે ઉપરાંત તમે ત્રણ હજાર સ્વયંસેવક યોધાઓ તૈયાર થયા છો, એ રીતે આપણું સૈન્ય પાંચ હજાર લડવૈયાનું બને છે, પરન્તુ સામે યવનો પચીસ હજાર છે. એ મોટી સંખ્યા જોઇને બ્હીવાનું નથી. આપણે અત્યારથી જ કેસરીયાં કર્યાં છે અને સ્ત્રીવર્ગના મોહપાશમાંથી મુક્ત થઇને મરણીયા બની લડીએ તેટલા સારૂ આપણી વીરમાતાઓ, શૂરી સ્ત્રીઓ અને ક્ષત્રિય કન્યાઓ અગ્નિદેવને પ્રાણાહુતિ

આપવાને તૈયાર થઈ છે ! બંધુઓ ! ધન્ય છે તે પ્રબળ અબળાઓને કે જેઓએ પોતાની લજ્જા અને પતિવ્રત ધર્મના સંરક્ષણને અર્થે પ્રાણ વિસર્જન કરવાની ઉત્સુકતા બતાવી છે ! યવનો કિલ્લાની નજીક પડ્યા છે અને તેઓ કિલ્લો તોડી નાંખીને માંહે પેસવાનો વિચાર કરે છે એવા ખબર ચાર તરફથી મળી ગયા છે, પરન્તુ તેઓ કાંઇ પણ કરી શકે તે પહેલાં આપણે યુદ્ધ શરૂ કરી વાળવાનું છે માટે આજ્ઞાની રાહ જોતા તૈયાર થઇ રહેજો !"

"જય ! જય ! સિંધુભૂમિનો જય !" એ ઘોષ થતાંની સાથે સૌ આજ્ઞા મળવાની રાહ જોતા ઊભા.

લાડીરાણીએ બાળકુમાર પુષ્પસિંહની સાથે મહેલની અટારીપર ઊભા રહીને સૈન્યપ્રતિ કહ્યું: "શૂરા સૈનિકો ! આજે આ ક્ષત્રિય કન્યાનું પરમ સૌભાગ્ય છે કે અલોરનગરના સઘળા વીર પુરૂષો રાજ્યના નિમંત્રણથી સ્વદેશરક્ષાને માટે અહીં ઉપસ્થિત થયા છે. યુદ્ધ ક્ષત્રિયસન્તાનનો કુળધર્મ છે. યુદ્ધનો અવસર આવતાં તેમને ઉત્તેજન દેવાની કાંઇ પણ આવશ્યકતા હોતી નથી. તેનું શસ્ત્ર તો હમેશાં દેશરક્ષાને માટે ખુલ્લું જ હોય છે; આજે કેવળ સ્વદેશરક્ષા જ નહિ, પરન્તુ આર્યજાતિની ધર્મરક્ષા અને આર્ય કન્યા માત્રની માનરક્ષા તમારા હાથમાં છે. ક્ષત્રિયોમાં એવો કયો કુલાંગાર હશે, કે જે પરપીડક યવનોની જયપતાકા ભારતભૂમિના વક્ષસ્થળપર ફરકતી જોવાની ઇચ્છા રાખતો હોય ? એવો કયો અધમત્તમ દેશદ્રોહી હશે કે જે આર્યધર્મથી ભ્રષ્ટ થઇને એવું ઇચ્છે કે આર્ય નારીઓ યવનોના પગ નીચે કચડાતી રહે બલકે અપમાનિત થઇને યવન કન્યાની પદસેવામાં નિયુક્ત થાય ?"

"કોઇ નહિ, કોઇ નહિ !" સૈન્યમાં એકી સામટો ગંભીર ધ્વનિ બહાર પડ્યો.

રાણી આગળ બોલી: "તો હવે વિલંબ કરવાનું કાંઇ પ્રયોજન નથી. સ્વદેશની પ્રીતિ અને દેવતાઓનો આશીર્વાદ હૃદયમાં ધારણ કરીને સમરક્ષેત્રમાં શત્રુઓને લલકારજો અને અલોરના કિલ્લાની બહાર આરબોનું કબ્રસ્તાન બનાવજો ! સ્ત્રીવર્ગની ચિન્તા કરશો નહિ, તેમના મોહમાં મુગ્ધ થઇને જરા પણ કાયર બનશો નહિ. અલોરની વીરબાળાઓએ આજે તમારી કીર્તિના ગૌરવમાં વધારો કર્યો છે. તમારા પહેલાં તેઓ અગ્નિકુંડમાં પડીને પ્રાણાહુતિ આપવાને રાજમહાલયની બીજી બાજુએ જ્યાં ધગધગતો અગ્નિ સળગી

રહ્યો છે ત્યાં તૈયાર થઇને ઊભી છે! અહા! આ યુદ્ધ માટે તેમણે કેટલો આત્મભોગ આપ્યો છે? કિલ્લામાં અનાજનો તોટો ન પડે તેટલા માટે તેમણે પોતાના ઘરનો સઘળો અન્નસંચય રાજ્યના કોઠારમાં લાવીને નાંખ્યો છે! જેઓ અગ્નિપ્રવેશ કરવાની હિંમત બતાવી શકી નથી તેઓએ ઉપવાસ કરવાનો નિશ્ચય કરીને પણ કોઠારમાં અન્ન મોકલાવી આપ્યું છે! શસ્ત્રાસ્ત્રોની ખૂટ ન પડે તેટલા માટે સોના રૂપાનાં આભરણોનો મોટો ઢગલો સઘળી વીરનારીઓએ મોકલાવી આપ્યો છે અને સુંદર કેશવાળી સ્ત્રીઓએ પોતાના કેશ વીરપુરૂષોની પ્રત્યંચામાં લગાવવા માટે ઉતારી આપ્યા છે! ધન્ય છે, વીરપુરૂષો! તમારી વીરતાના પોષણથી વીર થએલી તમારી નારીઓને પણ ધન્ય છે અને તમારા સ્વદેશાનુરાગને પણ ધન્ય છે!”

“મહારાણીનો જય! જય!” પુનઃ સૈન્યમાં જયજયકારના ધ્વનિ થવા લાગ્યા. રાણી અને પુષ્પસિંહ રાજમહાલયની બીજી બાજુએ ગયાં. ત્યાંનો દેખાવ વળી કેવળ જૂદો જ હતો. સાત મોટા કુંડોમાં કાષ્ટોના મોટા મોટા ઢગ બળતા હતા અને તેની જ્વાળાએ રાજમહાલય જેટલી ઉંચી જતી જોવામાં આવતી હતી. આખો માર્ગ ધુમાડાથી આચ્છાદિત થઇ ગયો હતો અને સ્ત્રીવર્ગના કોલાહલથી ગાજી રહ્યો હતો. ભડકા નાંખતો અગ્નિ પોતાના જ્વાળારૂપી બાહુને આજુબાજુએ લંબાવીને આસપાસ એકઠી મળેલી વીર નારીઓને આમંત્રતો દેખાતો હતો. જે જગ્યાએ આ સઘળું સ્ત્રીમંડળ એકઠું થયું હતું, તે જગ્યાએ એક પણ પુરૂષ હતો નહિ. પુરૂષોની આવજા માટે તે માર્ગ બંધ કરવામાં આવ્યો હતો. પોતાની સ્ત્રીઓને બળી મરવાને તૈયાર થએલી જોતાં પુરૂષોનાં દિલ સ્નેહથી ઉભરાય તથા મોહપાશથી આવૃત્ત થાય તેવો સંભવ હોવાથી પહેલેથી જ તેવો પ્રસંગ ન ઉદ્ભૂત થાય તેટલા સારૂ આ યોજના કરવામાં આવી હતી.

આ સ્ત્રીમંડળમાં લાડીરાણી અને કુમાર પુષ્પસિંહ આવી પહોંચતાં કેટલેક અંશે કોલાહલ શાંત થવા પામ્યો. તેમની પાછળ બાઇરાણી, કમલાદેવી અને કેટલીક દાસીઓ કેવળ શ્વેત વસ્ત્રો ધારણ કરીને અને મસ્તિકપર ચંદનનો લેપ કરીને આવી પહોંચી. પ્રબળ અબળાઓની પ્રાણાહુતિનો પ્રારંભ થવાને હવે બહુ વાર નહોતી. દિવસનો ઝાંખો પ્રકાશ જોવામાં આવતો હતો, પરન્તુ સૂર્યોદય થવાને હજી કેટલીક વાર હતી. આ સ્થળે એક અતિ કરૂણાજનક વ્યાપાર ચાલી રહ્યો હતો. પતિના મોહપાશમાંથી મુક્ત થઇને પ્રાણાહુતિ આ-

પવાને તૈયાર થએલી વીરનારીઓ પોતાના દમ્પતીપ્રેમનાં મધુર ફળરૂપી બાળકોપરનો મોહ ત્યાગી શકતી નહોતી! કોઈ નાના તો કોઇ મોટા, કોઇ બાળક તો કોઇ કિશોર વયનાં પુત્ર પુત્રીઓ બળી મરવાને તૈયાર થએલી પોતાની માતાઓનાં વક્ષસ્થળમાં માથું નાંખીને અશ્રુનો વર્ષાદ વર્ષાવતાં હતાં અને તેમને ધૈર્ય આપતી તથા પોતાના ધર્મનું જ્ઞાન આપીને આશ્વાસતી માતાઓ ટપકતી આંખો સાથે મોહપાશનો ત્યાગ કરવાને બળાત્કારપૂર્વક મથન કરી રહી હતી!

છોકરાઓને રોતાં કકળતાં જોઇને પુષ્પસિંહે પોતાની માતાને પૂછ્યું: "માતા! આ છોકરાઓ કેમ રડે છે? તેઓ કેમ યુદ્ધને માટે તૈયાર થયા નથી અને તેમની માતાઓની પાસે રહ્યા છે?"

"બેટા!" રાણીએ ઉત્તર આપ્યો: "તે છોકરાઓ સઘળા વીરનારીઓના પુત્રો છે, પરંતુ તેમનાં હૃદયો હજી એટલાં કોમળ અને અજ્ઞ છે કે તેઓ જનેતાપરની મમતાનો ત્યાગ કરી શકતા નથી."

માતાનો આ ઉત્તર સાંભળીને પુષ્પસિંહ સત્વર દોડી ગયો અને શોક કરતા કીશોર વયના છોકરાઓની પાસે જઇને ઉચ્ચ સ્વરે બોલ્યો: "અરે ક્ષત્રિયપુત્રો! આ શું છે? શોક કરવાનો શું આ સમય છે?! ક્ષત્રિયપુત્રોની આંખમાંથી વળી આંસુ ટપકતાં હશે કે? ચાલો, ક્ષત્રિય ધર્મયુદ્ધ કરવાનો છે, રૂદન કરવાનો નથી; હાથમાં ધનુર્બાણ અને તલવારો ગ્રહણ કરો. ક્ષત્રિયોના બાળકો પરાધિન જાતિની પેઠે દાસત્વનો સ્વીકાર કરતા નથી, ઘાતકના હાથે પ્રાણ કાઢતા નથી પરન્તુ યુદ્ધક્ષેત્રમાં વીરોની પેઠે પ્રાણ સમર્પણ કરે છે."

"ખરૂં છે રાજકુમાર!" એક છોકરો બોલી ઉઠયો.

પુષ્પસિંહ વધારે જુસ્સા સાથે બોલ્યો: "વીર પુત્રો! તમે ક્ષત્રિયધર્મની દિક્ષા પામ્યા છો અને અસ્ત્ર ચલાવવાનો અભ્યાસ કરો છો, તો શું તમે બાયલાની પેઠે ઘેર બેસી રહેશો? આ સમયે યુદ્ધમાં પ્રાણ આપવો તે જ તમારે માટે શ્રેષ્ઠ માર્ગ છે. ક્ષત્રિયસંતાન કદિ અન્ય પ્રકારના મૃત્યુની કામના કરતો નથી:

*यदपि हिमाचलशृंग होंय भूतलपै आडे,
यदपि सूर ससि लखैं धसैं जे नभमैं ठाडे;[1]
यदपि सिन्धु इकबिन्दु[2] होय लखै[3] छनमाँहीं,[4]
तदपि [5]छत्रिके पुत्र तजैं रणमैं आस नाहीं.

*રોલાવૃત્ત. ૧ ઉભા. ૨ એકબિન્દુ. ૩ સુકાય. ૪ ક્ષણમાં. ૫ ક્ષત્રિયના.

गाढ़े धर असि हाथ करैं भुज ठोक यही पन,
कैं मारैं रणमांहि शत्रुकै नाशैं जीवन;
कबहुं प्राणभय करैं नाहि नहिं रणते भाजैं,[1]
समर भुम्मि दै सीस इसपुर[2] जाय बिराजैं.
जौन मंत्र है लह्यौ जौन है पायी दिच्छा,[3]
तौन आज करि गौन युद्धमें करो परीच्छा;[4]
काटि यवनके मुण्ड मुण्डके मुण्ड लगाओ,
कुण्ड रुधिरको पूरि हराँषि घरको फिर आवौ.
विदित सकल संसार वीरमाताके जाये,
रखैं देशको मान आपनो प्राण गँवायें;[5]
शंत्रु पुकारैं खेत इतै धौंसा घहरांही,
धिक् छत्रीको पूत रहै जो घरके मांही!

રાજકુમાર પુષ્પસિંહના ઉત્તેજનથી કિશોર વયના ક્ષત્રિયપુત્રોમાં કાંઇક તેજ આવ્યું. તેમની આંખોમાંથી વહતી અશ્રુધારાઓ અટકી ગઇ અને કપોલપર ચાલેલા રેલા સુકાઇ ગયા. વીરનારીઓમાં હવે જરા હિંમત આવી અને રોદનવ્યાપાર બન્ધ થયો. પુષ્પસિંહે સઘળા ક્ષત્રિયપુત્રોને એકત્ર કરીને તેમને પોતાની માતાઓથી જૂદા પાડયા. કેટલી કન્યકાઓએ જીવતાં નહિ રહેતાં પોતાની માતા સાથે બળી મરવાની જ તૈયારી બતાવી. માતાઓનાં હૃદય તે સમયે કંપ્યાં, પરન્તુ તે જ ક્ષણે રાણીના મુખમાંથી વાગ્ધારા છૂટી: "વીરનારીઓ! પતિ અને પુત્ર–પુત્રીના સંમોહનો હવે ત્યાગ કરી નાંખો! આ સમય એવા મોહપાશમાં બંધાવાનો નથી, પરન્તુ તમારા પતિ અને પુત્રોના મોહપાશમાંથી મુક્ત થઇને તેઓ મરણીયા થઇ લડે તેટલા માટે તથા તમારા પાતિવ્રત્ય ધર્મનું પાલન થાય તેટલા માટે અગ્નિપ્રવેશ કરવાનો છે. વીરનારીઓ! હવે તૈયાર થાઓ! ઇશ્વરનું સ્મરણ કરો! સંસારના સંબંધીઓના સ્મરણને ચિત્તમાંથી દૂર કરો! હવે બહુ વખત રહ્યો નથી. અગ્નિ ભભુકા નાંખતો પોતાના પટને તમારા સુકોમળ દેહ ઉપર વીંટળાઇ વળવા માટે અધીરો થઇ રહ્યો છે. સર્વની પહેલાં હું—"

"નહિ માતા, નહિ માતા!" વચમાં કમલાદેવી બોલી ઉઠી: "તમારા ઉપર આ આખા યુદ્ધનો આધાર રહેલો છે અને તમારે

૧ નાસે. ૨ ઇશ્વરનું નગર–સ્વર્ગ. ૩ દિક્ષા. ૪ પરીક્ષા. ૫ ગુમાવીને.

સર્વની પહેલાં અગ્નિપ્રવેશ કરવાની કાંઇ જ જરૂર નથી! હું સર્વની પહેલાં અગ્નિપ્રવેશ કરૂં છું! તમારા કાયર પુત્રની વધૂએ આ સંસારમાં હવે વધુ વખત જીવતા રહેવાની કાંઇ જ અગત્ય નથી! એ અપકીર્તિનું દુઃખ હું સહન કરી શકતી નથી! જે લોકો કહે છે કે રાજ્યમાં સુખ છે, ઐશ્વર્યમાં સુખ છે, સ્ત્રીઓને સુખ છે, તેઓ જોઇ શકશે કે હું એક રાજકન્યા હોવા છતાં આ સમયે એક મોટી અપકીર્તિરૂપ દુઃખમાં સપડાએલી છું! અહા! ક્ષત્રિયપુત્ર એક કાપુરૂષ લેખાય અને હું તેની વધૂ, તે શું ઓછું દુઃખ છે?" એમ કેહેતાંની સાથે અત્યંત ઉશ્કેરાએલી કમલાદેવીએ અગ્નિની જ્વાળામાં કૂદકો માર્યો અને તે સાથે જ બીજી ક્ષત્રિય નારીઓ પોતાનાં બાળકોને સોડમાં જ લેઇને "જય જય" ની ગર્જના કરતી અગ્નિકુંડમાં કૂદી પડી! માતાઓની પાછળ બળી મરવાને તૈયાર થએલી કુમારિકાઓ પણ તેમાં જ પડી અને ભયંકર ચિત્કારથી ભૂમંડળ વ્યાપ્ત થઇ ગયું. અગ્નિ વધારે ભભુકાથી બળવા લાગ્યો અને વીરનારીઓનાં શૌર્યવેશથી ઉષ્ણ થએલાં લોહીથી જાણે કે વધારે ઉલ્લસિત થતો હોય તેમ વધારે ને વધારે જ્વાળાઓનો પ્રસાર કરવા લાગ્યો.

રાણી ઉલ્લસિત વદને બોલી: "ધન્ય ધન્ય અગ્નિદેવ! અમારા પાતિવ્રત્યનું સંરક્ષણ કરવાને ઉત્સુક અગ્નિદેવતા! જેવી રીતે તું અમારૂં સંરક્ષણ તારા પટમાં અમને સંકેલી લેઇને કરે છે, તેવી રીતે મારી બન્ને કુમારિકા પુત્રીઓના શીલવ્રતને અખંડિત રાખજે, અથવાતો વત્સલ માતાથી દૂર રહેલી તે બાલિકાઓને પણ તું તારા પટમાં સંકેલી લેજે અને અમારા રાજવંશને નિષ્કલંકિત રાખજે! હે દેવીસ્વરૂપ વીરનારીઓ! જરા પણ નાહિંમત થશો નહિ! આ અગ્નિદેવતાનો કુંડ આ સમયે તમારે માટે એક રક્ષણનું સાધન છે, માટે તેના પટમાં પ્રવેશ કરતાં જરા પણ ભયભીત થશો નહિ; આવો બ્હેનો! ચંદન અને પુષ્પમાળાઓથી સુસજ્જીત થએલી મારી વીર ભગિનીઓ આવો! અને અગ્નિદેવને તમારા દેહની આહુતિ અર્પો! તમારે માટે દેવલોકનાં વિમાનો તૈયાર થઇને ઊભાં છે, અને તે વિમાનારોહણનું દ્વાર તે જ આ ચિતારોહણ છે, તે ભૂલી જશો: નહિ!"

એમ કહેતાં જ રાણીએ ચિતામાં પ્રવેશ કરવાની ઉત્સુકતા બતાવી પરન્તુ તેને બાઇરાણીએ તેમ કરતાં અટકાવીને કહ્યું:

"બ્હેન! આપણે ચિતારોહણ કરતાં એક પ્રશ્નનો વિચાર કરવાનો છે. યવનસેનાની સામેના યુદ્ધનો સઘળો ભાર આપણા શિરપર રહેલો છે; આપણે તો ક્યારનાએ મહારાજાને ગુમાવી બેઠા છીએ એટલે આપણા મોહથી આવૃત્ત થઇને લડવામાં કસર કરે તેવું કોઇ પણ રહ્યું નથી. કુમાર પુષ્પસિંહ તો સેનાપતિની સાથે જવાનો જ છે અને તે બાળક હોવા છતાં તેના પરની મમતાનો આપણે ત્યાગ કર્યો છે. જો આમ છે, તો પછી આ યુદ્ધનું છેવટ આવે ત્યાંસુધી આપણે અગ્નિપ્રવેશ નહિ કરતાં યુદ્ધને લગતી યોગ્ય સલાહો આપતાં રહેવું અને સૈનિકોને ઉત્સાહિત કરતા રહેવા તે આપણું મુખ્ય કર્તવ્ય છે."

"એ સત્ય છે, બ્હેન!" લાડીરાણીએ તે વિચારને અનુમતિ આપી.

"તો હવે મારો એવો મત છે કે આપણે કિલ્લાના બૂરજ ઉપર રહીએ અને યુદ્ધનું નિરીક્ષણ કરીએ. આપણાં મુખ જોઇને સૈનિકો વધારે શૌર્યયુક્ત રીતિથી યુદ્ધ કરશે. દુર્ભાગ્યે કદાચ આપણું સૈન્ય નાશ પામશે અને યવનો કિલ્લામાં પેસવા લાગશે, તો તે જ ક્ષણે આપણે બૂરજપરથી જ અગ્નિકુંડમાં ઝંપાપાત કરી પ્રાણાહુતિ આપવાનું આપણું વ્રત પરિપૂર્ણ કરીશું! કિલ્લાની પાસે જ એક મોટો અગ્નિકુંડ આવેલો છે તે તમે જાણો છો!" બાઇરાણીએ સમજાવ્યું.

રાજમહાલયની દાસીઓ પાસે ઊભી હતી તે બોલી: "હા, મહારાણી! તે વધારે ઉચિત માર્ગ છે, માટે તમે આ ક્ષણે અગ્નિપ્રવેશ નહિ કરતાં યુદ્ધમાં મદદગાર થવાને ભલે જીવતાં રહો! અમે અગ્નિપ્રવેશ કરીએ છીએ." એમ કહેતાં સઘળી દાસીઓ અગ્નિકુંડમાં કૂદી પડી અને જ્વાળાઓમાં સ્નાન કરતી ઉદય પામતા સૂર્યદેવને વંદન કરવા લાગી. જ્વાળાઓથી દાઝી જતાં અંગોપાંગોને લેઇને તેઓ જ્યારે બેભાન બની ગઇ ત્યારે સૂર્યદેવને દંડવત્ પ્રણામ કરવાને બળતાં કાષ્ટોનું ચુંબન કરતી ન હોય તેવી રીતે પછડાઈ પડી! થોડા સમય પહેલાં જે સ્થળ વીરનારીઓથી ગાજી રહ્યું હતું તે જ સ્થળ અત્યારે શૂન્ય ભાસવા લાગ્યું! અગ્નિદેવે તે સર્વેને પોતાના વિશાળ ઉદરમાં સમાવી લીધી હતી અને પોતાની રૂધિર પીવાની તૃષાને તૃપ્ત કરી હતી!

## પરિચ્છેદ ૯ મો.

### પ્રાણાહુતિ-રણવીરતા.

કરી કેસરિયાં કોડામણા રમે રંગે રસીલા !
હરિ હરિ સ્વર્ગ કે શત્રુની શૂરા ચિંતવે લીલા.

કુંજવિહાર.



ગંગાદીનસિંહની આજ્ઞાની સાથે સૂર્યોદય થતાં આખું સિંધી સૈન્ય અલોરના કિલ્લાની બહાર જઇને ઊભું કે જે વખતે સઘળી વીરનારીઓ અગ્નિકુંડમાં હોમાઇને સ્વર્ગારોહણ કરી ચૂકી હતી. પોતાની પત્ની કે પુત્રીની શું દશા થઈ હશે તેવો સ્વલ્પ પણ વિચાર તે સમયે એકે સિંધી સૈનિકના હૃદયમાં પેદા થયો નહોતો; યુદ્ધ સંબંધી વિચારોથી જ તેઓનો હૃદયદુર્ગ દર ક્ષણે ઘેરાએલો રહેતો હતો. કેસરનાં છાંટણાથી છંટાએલા અને કેસરવાર્ણા વાગા પહેરીને યુદ્ધમાં આવેલા સિંધી રજપૂતોનાં ઉત્સાહથી તેજોમય થએલાં વદન પાસે આરબ સરદારનું વિશાળ લશ્કર પણ તેજહીન જણાતું હતું. સિંધી લશ્કરના કેસરીયા ફટકાના ફરફરાટ સાથે એવો ભ્રમ ઉત્પન્ન થતો કે જાણે આકાશમાંથી દેવો કેશરની મંજરીનો વર્ષાદ વર્ષાવતા હોયની !

યુદ્ધનો પ્રારંભ કરતાં ગંગાદીનસિંહે કહ્યું: " સૈન્યગણ ! ક્ષત્રિય સેનાને કાંઇ શિખામણ આપવાની જરૂર નથી. આપણે આજે કેસરીયાં કર્યા છે અને મરણીયા થવાનો નિશ્ચય કર્યો છે તે તમે ભૂલી જશો નહિ. સ્ત્રીઓ અને પુત્રો માટે જીવતા રહેવાની ચિંતા પણ હવે તો ટળી ગઈ છે. સ્ત્રીઓએ, પુત્રીઓએ અને બાળકોએ અગ્નિપ્રવેશ કર્યો છે અને ક્ષત્રિય પુત્રો પણ કુમાર પુષ્પસિંહની સાથે યુદ્ધક્ષેત્રમાં આવ્યા છે ! તોપણ એક અગત્યની સૂચના હું તમને કરૂં છું કે કદાચ યુદ્ધમાં મારૂં મરણ થાય, તોપણ તમે યુદ્ધમાં પાછા હઠશો નહિ. આપણે માટે હવે કોઈ આગેવાન હોવો જ જોઇએ એમ કાંઇ નથી. દરેક ક્ષત્રિયે જીવતાં સુધી અલોરના કિલ્લાને યવનોના હાથમાં જવા દેવો નહિ એ જ નિશ્ચય કરીને રણભૂમિમાં જ પ્રાણ ત્યાગ કરવો તે વિશેષ શ્રેયસ્કર છે."

થોડી વારમાં તો યુદ્ધનો પ્રારંભ થયો. પાંચ હજાર સિંધી રજપૂતોની સામે મહંમદે દશ હજાર આરબોને ઊભા રાખ્યા હતા.

મહંમદે આખા આરબ લશ્કરમાં જાહેર કર્યું હતું કે "દાહિરના સઘળા મુલકનો કબ્જો લેવાને માટે હવે આ છેલ્લું જ યુદ્ધ છે, માટે કોઈ કાયર નહિ થતાં પૂરી બહાદૂરીથી લડજો અને હિંદુસ્તાનની હસ્મતને લૂટીને, કાફરોના બૂતોને પગ નીચે કચડીને તથા ખુલ્લી તલવારના જોરથી હિંદુઓની ઓરતોને ગિરફતાર કરીને ગુલામડી બનાવજો !" આ રીતે આરબો પણ રજપૂતાણીઓને પોતાની ગુલામડીઓ બનાવવાની આશાના પાશથી બંધાઇને જોરથી લડવા લાગ્યા હતા. મધ્યાહ્ન સુધીમાં તો સિંધી રજપૂત વીરોએ આરબોની સામે ખરેખરી વીરહાક વજડાવી ! વાદિત્રોના નિનાદ અને ગડગડતી નોબતોના સ્વરથી ઉશ્કેરાએલાં ચિત્તાથી તેઓએ એટલું જોર બતાવ્યું કે દશ હજાર આરબોમાંથી અર્ધી સંખ્યા જેટલું લશ્કર ઉડી ગયું, તોપણ ભાગ્યે જ એક હજાર રજપૂત મરાયા હતા. રાણીઓ કિલ્લાપર ઉભી રહીને આ સઘળું યુદ્ધ જોઇ રહી હતી અને રજપૂતોની રણવીરતાને "ધન્ય ધન્ય" કહેતી ઉલ્લસિત થતી હતી.

આવો મામલો જોઇને મહંમદે બીજા દશ હજાર નવા સૈનિકોને આગળ કર્યા અને યુદ્ધશ્રમથી શ્રમિત થએલાઓને બાજુએ લીધા. આ તાજા સૈન્યને પણ શરૂઆતમાં તો રજપૂતોએ કાયર કાયર કરી મૂક્યું પરન્તુ દિવસનો છેલ્લો પ્રહર આવી પહોંચતાં ધીમે ધીમે રંગ બદલાવા લાગ્યો. બીજા બે હજાર વધુ રજપૂતોનો નાશ થઇ ગયો હતો અને તેથી બાકી રહેલા રજપૂતોની સંખ્યા મોટા આરબ સૈન્યની સામે ઘણી જ નાની દેખાતી હતી. આરબ લશ્કરમાં થોડા થોડા વખતે નવા સૈનિકો ઉમેરાતા જતા હતા, પરન્તુ રજપૂતોને તેવી કાંઇ મદદ મળી શકે તેમ નહોતું. રાણીઓ પણ આ દેખાવ જોઈ ખિન્ન થતી હતી.

આ સમયે સેનાપતિ ગંગાદીનસિંહે કુમાર પુષ્પસિંહની પાસે જઇને કહ્યું: "રાજકુમાર ! હવે વિજયની આશા બહુ થોડી રહે છે, માટે મારી છેવટની સૂચના એ છે કે તમે અહીંથી એક અશ્વપર બેસીને પલાયન કરી જાઓ !"

પુષ્પસિંહ આંખો ફાડતો બોલ્યો: "સેનાપતિ ! તમે આ શું બોલો છો ? શું હું યુદ્ધક્ષેત્રમાંથી પલાયન કરી જઉં ? શું હું કાયરપુત્ર છું ? શું મને પ્રાણની ચિંતા છે ? હું પણ મારા દોસ્તોની સાથે યુદ્ધમાં પ્રાણ આપીશ, પરન્તુ પલાયન કરીને સ્વર્ગવાસી મહારાજાની કીર્તિને કલંકિત નહિ કરૂં !"

"કુમાર! આ સમય જૂદો છે. તમે રાજબીજ છો અને તેથી જીવતા રહેશો તો ફરીને લશ્કર એકઠું કરીને યવનોની સામે થઇ શકશો અને હું તમને જીવ બચાવવા માટે પલાયન કરી જવાનું કહેતો જ નથી, પણ કહુંછું કે તમે જીવતા રહેવાને માટે પલાયન કરો અને જીવતા રહી બીજું લશ્કર એકઠું કરી આરબોની સામે પિતાનું વૈર વાળજો! તમારે માથે પિતાનું વૈર વાળવાનો બોજો મૂકવા માટે હું તમને જીવતા રહેવાનું કહું છું, કાંઇ પ્રાણ બચાવવાને નાસી છૂટવાનું નથી જ કહેતો." સેનાપતિએ રાજકુમારને ખરો મુદ્દો સમજાવ્યો.

"ત્યારે શું તમે એમ કહો છો કે મારે પિતાનું વૈર વાળવાને જીવતા રહેવું? પરન્તુ તેટલા માટે મારે યુદ્ધક્ષેત્રમાંથી પલાયન કરવું પડે, તે તો મારી માતાની કૂખ લજવાઈ કહેવાય! સેનાપતિ! હું જયસિંહ નથી પણ મહારાજા દાહિરરાયનો કુમાર પુષ્પસિંહ છું!" કુમારે ક્ષત્રિયોને છાજતા ગર્વ સાથે કહ્યું.

"તમે જયસિંહ નથી–તેમના જેવા ભીરૂ નથી, પણ મહારાજા દાહિરરાયની કીર્તિને સાચવી રાખવાને યોગ્ય છો, તેથી જ પિતાનું વૈર વાળવાની આ સૂચના હું તમને કરૂં છું, અને તે તમે આ અંતને સમયે માન્ય રાખો! આ ક્ષત્રિયપુત્રોને હું કિલ્લામાં મોકલી આપું છું અને તમે તો કિલ્લામાં પણ નહિ જતાં અન્ય કોઇ સ્થળે જતા રહો! ધ્યાનમાં રાખજો કે તમારે માથે ફરજનો મોટો બોજો રહેલો છે; થોડા સમયમાં અમારો તો યુદ્ધક્ષેત્રમાં નાશ થઇ જશે અને રાણીઓ અગ્નિપ્રવેશ કરી પ્રાણ વિસર્જન કરશે, પરન્તુ સિંધુદેશને યવનોની પરાધિનતામાંથી મુક્ત કરવાનો બોજો મહારાજા દાહિરરાયના અવશેષ એવા તમો ઉપર જ રહે છે!"

"સેનાપતિ! તમારા જેવા વડીલનાં વચનોનું માન રાખીને, પરંતુ અત્યંત ખેદ સાથે આ યુદ્ધક્ષેત્ર છોડી જઇશ! લાચાર છું કે તમારી સલાહની અવગણના કરી શકું તેમ નથી; પણ–પણ–સેનાપતિ! પલાયન કરવા સિવાય બીજો કાંઇ પણ ઉપાય રહ્યો નથી શું? મને કલંક ન લાગે તેવો કાંઇ માર્ગ બતાવોને!" પુષ્પસિંહે યુદ્ધક્ષેત્રમાંથી નાસી જવા માટે પૂરતી આનકાની અને ખેદ દર્શાવ્યાં.

"રાજપુત્ર! બીજો કાંઇ માર્ગ નથી! તમારો પણ યુદ્ધક્ષેત્રમાં સૌની સાથે નાશ થાય, તો સિંધુદેશને માટે પરાધિનતામાંથી મુક્ત

થવાનો એક પણ માર્ગ રહે નહિ! તમારામાં જ હવે એક આશા માત્ર રહી છે અને તેથી જ હું તમને ખેદ ઉપજાવે તેવી સલાહ આપું છું."

"પિતાતુલ્ય વૃદ્ધ નરની સલાહને મસ્તિકે ચડાવું છું." એમ કહીને એક તેજદાર અશ્વપર પુષ્પસિંહે સ્વારી કરી. યુદ્ધક્ષેત્રને અને અન્નોશના કિલ્લાને ભરાઇ ગએલા હૃદય સાથે તેણે વંદન કર્યું. પિતાની સમૃદ્ધિ અને જન્મભૂમિનું સ્થળ છોડીને નાસી જવા માટે તેના હૃદયમાં અત્યંત દુઃખ ઉત્પન્ન થયું, પરંતુ છેવટે સેનાપતિની સલાહ પ્રમાણે તે ત્યાંથી પલાયન કરી ગયો. સેનાપતિએ યુદ્ધક્ષેત્રમાં આવેલા કિશોર વયના છોકરાઓમાંથી જેઓએ જીવ ખોવાની હિંમત બતાવી તેમને ત્યાં રહેવા દઇને બીજાઓને કિલ્લામાં મોકલી આપ્યા.

સાંજ પડતાં પહેલાં બહુ થોડા રજપૂતો યુદ્ધમાં અવશેષ રહ્યા. મરણીયા થઇને એટલે કે જીવ ખોવાની પરવા કર્યા વિના લડતાં છતાં મોટા આરબ સૈન્ય પાસે રજપૂતો બહુ ફાવી શક્યા નહિ. સૂર્યાસ્ત થતાંની સાથે ગંગાદીનસિંહ તીરોના સખ્ત મારાથી ઘવાઇને અચેત થઇ ભૂમિપર પડી ગયો, તે સાથે રજપૂતોમાં હાહાકાર મચી ગયો, પરંતુ યુદ્ધ ચાલુ જ રહ્યું. એક પણ રજપૂત પાછો હઠ્યો નહિ. હવે બન્ને લશ્કરો ભેળસેળ થયા અને કાપાકાપીનો વ્યાપાર ચાલ્યો. અવશેષ રહેલા રજપૂતો તેમાં ખપી ગયા અને આરબો કિલ્લા તરફ દોડ્યા.

મહંમદે પોતાના સરદાર મોકાને કહ્યું: "તમે સત્વર કિલ્લામાં જાઓ અને લશ્કર લૂંટફાટ ચલાવે તે પહેલાં રાજમહેલનો કબ્જો લેઇ લ્યો, કારણકે દાહિરની રાણીઓ તેમાં હશે અને તેમને આપણે ગિરફતાર કરી વાળવી જોઇએ."

મોકા બોલ્યો: "સરદાર સાહેબ! એ રાજરત્નો હાથમાં આવવાં મુસ્કેલ છે! ક્ષત્રિયાણીઓ કદિ દુશ્મનોના હાથમાં જીવતી આવવી નથી."

"શું ત્યારે તેઓએ હાથે કરીને આપઘાત કર્યો હશે?" મહંમદે આશ્ચર્ય સાથે પૂછ્યું.

"ઘણું કરીને તેઓએ મહેલપરથી ઝંપાપાત ખાઇને જીવ આપ્યો હશે અથવા જીવતાં બળી મૂઈ હશે; છતાં હું જઉં છું અને તે બાબત તજવીજ કરૂં છું." એમ કહીને મોકા દોડતે ઘોડે કિલ્લા તરફ ચાલ્યો.

કિલ્લાના દરવાજા તોડીને આરબ સૈન્ય તેમાં દાખલ થઇ ચૂક્યું હતું. સેંકડો ઘરમાં તેમણે લૂંટફાટ ચલાવવા માંડી હતી અને અગ્નિ-પ્રવેશ નહિ કરતાં જીવવાની આશાએ રહેલી સ્ત્રીઓની લાજ મર્યાદાનો ત્યાગ કરાવી તેમને કેદ કરી હતી! ધન મેળવવાને માટે કત્લ કરવામાં અને જાહેર રસ્તાઓપર લોહીની નદીઓ વહેવડાવવામાં તેઓએ કાંઇ કસર કરી નહોતી. સર્વત્ર કરૂણા અને ઘૃણા ઉપજાવે તેવો જ દેખાવ થઇ રહ્યો હતો. મોકાએ કિલ્લામાં આવીને તપાસ કરી તો જણાયું કે રાજમહાલયમાં કોઈ પણ દાસ દાસી નહોતું! સર્વ સમૃદ્ધિ જેમની તેમ મૂકીને વીર નારીઓ સ્વર્ગારોહણ કરવાને ચાલી નીકળી હતી! કિલ્લાની નિકટના અગ્નિકુંડમાં લાડીરાણી અને બાઇરાણીનાં શબ ભડભડ બળી રહ્યાં હતાં! એક રજપૂત યુદ્ધમાં નહિ જતાં કાયરની પેઠે ઘરમાં ભરાઇ બેઠો હતો, તેને માતૃભૂમિની આવી દુર્દશા જોઇને બહુ લાગી આવ્યું અને બોલી ઉઠયો:

गंभीर तम छायो चराचर बारि थल पूरित भयो,
आलोरगढ़ दुख देखि शोकहु शोक महँ बूड़ित छयो!
हतभाग्य भारत भो दइ धनवान जो तिहुं लोकमें,
सोइ बन्दिशाला सम भयो असहाय भो अतिशोकमें!
स्वाधीनता शुभ रत्न खोयो सिंधुभूमि अहो धनी!
अब देती शोभा यवन सिर तेरी मनोहर शुचि मनी.
निस्तब्ध गढ़ आलोर भो बिन केतु अरु आयुध बिना,
कब बहुरि देखैं नयन भरि तेरी मनोहर सुरचना!
कब उदय होंगे सुदिन तेरे उच्च पदवी सोइ कहै,
पुनि बीरभूमि सिरोमनी निज छत्र तेरे सिर रहै;
अब कौन सुख जगमें रह्यो जेहि लागि जीवन राखहीं?
अतिखेद दग्धत प्राण मन अब अनलमें तन थापहीं!

છેલ્લા શબ્દોની સાથે તેનું હૃદય ઉભરાઇ આવ્યું. કલંકિત રીતે જીવવાનું નહિ પસંદ કરતાં અગ્નિકુંડમાં કૂદી પડીને તેણે પ્રાણ આપ્યો. વીર પુરૂષો અને વીરનારીઓની 'પ્રાણાહુતિ' એ રીતે પરિપૂર્ણ થઇ!

# તૃતીય ખંડ-પ્રતિજ્ઞાપૂર્તિ.

## પરિચ્છેદ ૧ લો.

### બાગે બગદાદમાં.

સિંહણ બાળ ભૂખે મરે, કદી તૃણ નવ ખાય;
ટેકી જન આપત્તિમાં, નીચ માર્ગ નવ જાય.

નર્મદ.



સિંધના સુશોભિત ઉપવનની કોકિલાઓ અત્યારે બાગે બગદાદમાં વિહાર કરી રહી છે! નીલાં કુંજવનોમાં સ્વચ્છંદે ઉડતી રમતી પક્ષિણીઓ આજે સોનાના પિંજરામાં પુરાઇને પડી છે! અંતર્માંથી ઉભરાઇ આવતો આનંદી કુહૂકાર ધ્વનિમાં તો તેવો જ રહ્યો છે પરન્તુ તે ધ્વનિની ઉંડાણમાં વિકૃતિ જણાઈ આવ્યા વિના રહેતી નથી. સ્વચ્છંદે વિહરતી કોકિલાઓનું મધુર ગાન મૂર્ખ માનવીઓને તો તેમને પિંજરામાં પૂર્યા પછી પણ તેવું જ મધુર લાગે છે, પરન્તુ કોકિલા પોતે સારી પેઠે સમજે છે કે પોતાનું અંતર્ તે ગાન કરતું નથી પરન્તુ પોતાના મૂર્ખ માલીકને રીઝવવા માટે માત્ર મુખ જ ગાન કરી રહ્યું છે!

સૂર્યદેવી અને પરિમલદેવી અરબસ્તાનના પાયતખ્ત બગદાદ શહેરમાં આવી પહોંચી છે. ખલીફાની આજ્ઞાથી તેમને એક જૂદા જ મહાલયમાં રાખવામાં આવેલી છે. આ મહાલયમાં એક અતિવિશાળ અને સુશોભિત સ્થળ છે. મહાલયનો દેખાવ દૂરથી સંગેમરમરના જ મહેલ જેવો લાગે છે, પરન્તુ વસ્તુતઃ તે તેવો નથી. ઈંટ માટીના કામ ઉપર ચળકતા રંગો કરેલા છે, પરન્તુ કારીગીરીનો પ્રકાર ઉત્તમ હોવાથી બહુ સુશોભિત માલૂમ પડે છે. મહાલયની આસપાસ ચારે દિશાએ એક મોટો બાગ આવેલો છે જે પૃથક્ પૃથક્ જાતિનાં ફળફૂલોથી શોભિત અને સુગંધિત છે. દેશ દેશના રોપાઓ લાવીને તેમાં ઉછેરેલા છે. સૂર્યદેવી અને પરિમલદેવી આખા બાગમાંથી હિંદના થોડાં ફળફૂલનાં વૃક્ષો-છોડવાઓ સિવાય બીજા કોઇ

ફૂલઝાડ કે ફળઝાડને પિછાણી શકતી નથી. ફૂલોના શોખીન ખલીફાં વાલીદે બગદાદમાં સ્થળે સ્થળે પોતાના નિવાસનાં મકાનોની ફરતા એવા મોટા બગીચાઓ કરાવેલા છે અને તેમાંનો એક આ છે. તે બગીચાની ફરતી લાકડાની બનાવેલી એક ઉંચી અને મજબૂત જાળી છે જેની બહાર ચારે મેર પાણીથી ભરેલી એક ખાઇ આવેલી છે. બગીચામાં તે ખાઇમાંનાં નાવડાં માર્ફતે આવી શકાય છે અને લાકડાની જાળીનાં બારણાં ખુદ ખલીફા સાહેબની આજ્ઞા વિના ઉઘાડવાનો હુકમ નથી

સિંધી રાજકુમારિકાઓને આ પ્રકારના કેદખાનામાં રાખવામાં આવી છે. તેઓને ત્યાં લૂંડીઓ, દાસીઓ અને રસોઇ કરી આપનારીઓનો તોટો નથી; વાતચીત કરવાની મુસ્કેલી નથી; બાદશાહી ઠાઠમાઠથી જ રાખવામાં આવે છે: પરન્તુ તે સઘળી સ્ત્રીઓ આરબ જાતિની હોવાથી રાજકુમારિકાઓને તેઓનો સહવાસ જરા પણ પસંદ પડતો નથી, તેઓની સાથેની વાતચીત ગમતી નથી અને તેથી આ નિવાસ તેમને મન સખ્તમાં સખ્ત કેદ છે.

સાંજનો સમય હોવાથી બન્ને બ્હેનો મહાલયની આસપાસના બગીચામાં સહેલ કરવા માટે એક આરબ લૂંડીની સાથે નીકળી પડી છે. બાગનું સુંદર દસ્ય આંખોનું અને મનનું આકર્ષણ કરે તેવું હોવા છતાં ચિત્તની ઉદ્વિગ્નતા આગળ તે સુંદર દસ્યની અસર નિષ્ફળ થઇ પડે છે. બન્ને બ્હેનો આગળ જાય છે અને લૂંડી પાછળ પાછળ આવી રહી છે. લૂંડી પોતાની પાછળ જરા વધારે દૂર પડેલી જોઇને પરિમલદેવીએ કહ્યું: "બ્હેન! આ કેદખાનામાં યવનોના સહવાસમાં રહેવું તને કેમ ગમે છે? મને તો જરા પણ ગમતું નથી. મને તો વારંવાર એ જ વિચાર થયાં કરે છે કે આપણે અહીં સુધી આવવું જોઇતું જ નહોતું અને આરબ સરદારની આજ્ઞાને માન્ય કરવી જોઇતી નહોતી."

સૂર્યદેવીએ પાછળ આરબ લૂંડીની તરફ જોઇને કહ્યું: "પરિમલ! આ કેદખાનું અને આ સહવાસ મને પણ જરાએ ગમતાં નથી, પરન્તુ અત્યારસુધી હું જાણી કરીને જ તેનો સ્વીકાર કરી રહી છું. આરબ સરદારની આજ્ઞાને તાબે થઇને મેં અહીં આવવાનું પસંદ કર્યું, ખલીફાની આજ્ઞાને તાબે થઇને આ કેદખાનું પસંદ કર્યું અને નહિ ગમતો હોવા છતાં યવન દાસીઓનો સહવાસ પણ પસંદ

કર્યો, તે સઘળું મેં એક અગત્યનો હેતુ સિદ્ધ કરવાને જ પસંદ કર્યું છે; નહિતો યવનોનો સ્પર્શ પણ થવા દીધા પહેલાં મરણ પામવું-આત્મઘાત કરવો તે કાંઈ મુશ્કેલ નથી.”

“જે હેતુ સિદ્ધ કરવાનો છે તે હું સમજી. તું આરબ સરદારનો જાન લેવાની તારી પ્રતિજ્ઞા પૂરી કરવા ઇચ્છે છે, પરન્તુ હવે તે પ્રતિજ્ઞા પૂરી થવાનો જરા પણ સંભવ ક્યાં છે? મહંમદ કાસીમ તો હજી સિંધમાં છે. એ દુષ્ટ બ્રાહ્મણાબાદ અને અલોરને પણ ઉજ્જડ કરી ચૂક્યો હશે! આપણી માતાઓ અને બીજી ક્ષત્રીય નારીઓ યવનોને હાથ પડ્યા પહેલાં જીવ આપી ચૂકી હશે! અહા! તે સમયે તેમને આપણી શી ગતિ થઈ હશે તે વિચારે કેટલું દુઃખ ઉપજાવ્યું હશે? બ્હેન! મહંમદ તો એ પ્રમાણે વિજય ઉપર વિજય મેળવતો આગળ વધતો ગયો હશે; પછી તું તેનો જાન લેવાની પ્રતિજ્ઞા શી રીતે પૂરી કરી શકીશ?”

“મહંમદ હવે આપણી સામે રણસંગ્રામમાં ઊભો રહે તેવો સંભવ નથી જ; તેમ જ હું છૂપી રીતે તેને ઉંઘતો મારૂં તેમ પણ બની શકે તેવું નથી; તોપણ કાંઇક કપટનો આશ્રય લેઇને પણ હું મારી પ્રતિજ્ઞા તો પૂરી કરીશ જ! અહા આખા સિંધુદેશને-મારી સ્વદેશભૂમિને વેરાન કરી મેલનાર અને મારા દેશબંધુઓનો ઘાત કરી તેમને આર્યત્વથી ભ્રષ્ટ કરનાર એ યવન સરદારનો જાન લેવાની પ્રતિજ્ઞામાં શું હું નિષ્ફળ જઉં! પ્રભુ! હે પરમાત્મા! મારી એ પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો પ્રસંગ તું મને આપજે-તેટલું સામર્થ્ય તું મને અર્પજે; અને ભલે પછી મારી ગમે તેવી ગતિ થાય, તોપણ મને તેની પરવા નથી!”

“બ્હેન! પ્રભુ એટલો કૃપાળુ થશે; પરન્તુ—”

“બસ, તો પછી ‘પરન્તુ’ કાંઇ નહિ! પ્રભુમાં વિશ્વાસ રાખીને રહે, તે અવશ્ય સહાય કરશે, કેદખાનાને પણ પ્રતિજ્ઞાપૂર્તિનું મંગળ સ્થળ માનીને બેસી રહે.” સૂર્યદેવીએ કહ્યું.

“પરન્તુ બ્હેન! મને એક ભય ઉત્પન્ન થાય છે! કહે છે કે વાલીદ બહુ વિષયપિપાસુ છે! હા-ય! હા-ય! આપણે અત્યારસુધી જીવતી છીએ તેનો લાભ લેઇને તે દુષ્ટ આપણા શીલવ્રત ઉપર હલ્લો કરશે તો પછી? બ્હેન! એવો પ્રસંગ આવ્યા પહેલાં જ આપણે આપણી મેળે મરી જઇએ તે શું ખોટું છે?” પરિમલદેવીએ ભયાતુરતા દર્શાવી.

"એટલી બધી બયાતુર થા નહિ! સિંધની રાજકુમારિકાઓનું શીલવ્રત તેજસ્વી છે; તેને ખંડિત કરવાનું કાર્ય કાંઈ બાળકોના ખેલ જેવું નથી; તું તારે જોતી રહે, શું બને છે તે!" સૂર્યદેવીએ બયાતુર નાની બ્હેનને ધીરજ આપી.

"હાં, હાં, પાછળ પેલી રાંડ બીજી કોઇ દાસીની સાથે આપણી નજીક આવી પહોંચી છે." પરિમલદેવીએ સૂર્યદેવીનું ધ્યાન ખેંચ્યું.

સૂર્યદેવીએ પાછળ ફરીને જોયું તો પેલી આરબ લૂંડીની સાથે બીજી કોઇ દાસી પણ પોતા તરફ ઉતાવળે પગલે ચાલી આવતી જણાઇ. તે કાંઇ કહેવા આવતી હોય તેમ જણાયાથી બન્ને બ્હેનો એક ઝાડ નીચે ઊભી રહી, એટલામાં બન્ને દાસીઓ પાસે આવી પહોંચી. નવી આવેલી દાસી સૂર્યદેવીને કેવળ અજાણી માલૂમ પડી, કારણકે સૂર્યદેવીના સહવાસમાં તે બિલકૂલ આવી નહોતી. તેણે આવીને કહ્યું: "બેગમ સાહેબ!"

"ચૂપ રહે, નાપાક! સમજતી નથી કે હજી અમે બન્ને બ્હેનો કુમારિકા છીએ?" સૂર્યદેવીએ ભવાં ચડાવીને ક્રોધ દર્શાવતાં કહ્યું.

"જતે દહાડે તમો બન્નેને ખલીફા સાહેબ પોતાના જનાનામાં જ રાખનાર છે, એટલે મેં તમને તે નામ આપ્યું!" દાસી બોલી.

"પણ અમોને તે મોટું માન મળે તે પહેલાં તું અમને બેગમ શામાટે કહે છે? એક કુમારિકાને પરણેલી સ્ત્રી કહેવી તે શું ગુનાહ નથી?" સૂર્યદેવીએ કહ્યું. ખલીફા પ્રતિ ખુલ્લો તિરસ્કાર ન દર્શાવવાની તેણે સમયસૂચકતા વાપરી.

"તે ગુનાહ હું કબુલ કરૂં છું અને આપ સાહેબાની મુઆફીની ઉમ્મીદવાર છું."

"મુઆફ છે, પણ ખલીફા સાહેબ તરફથી શું પયગામ લાવી છે તે હવે કહે; હું તે નામદારનો પાક પયગામ સાંભળવાને ઉતાવળી થઇ રહી છું!"

"તે પયગામ આપને બહુ ખુશ કરશે. ખલીફા સાહેબે કહ્યું છે કે તમો બન્ને બ્હેનોને આજે રાત્રે ખલીફા સાહેબ પોતાના ખાનગી મહેલમાં મુલાકાત આપશે અને તમારા ગુલેગુલાબ ચહેરા નીહાળશે!" દાસીએ પયગામ કહી સંભળાવ્યો.

બન્ને બ્હેનોનાં અંતર્ કમ્પી ઉઠયાં. પરિમલદેવીના અંતરમાં

ભય હતો, ત્યારે સૂર્યદેવીના અંતરમાં ક્રોધ અને તિરસ્કાર હતા; પરંતુ બહારથી તે ભાવ જરા પણ અંશે ખુલ્લો થવા દીધા વિના સૂર્યદેવી બોલી: "બહુ સારૂં; એવા ખુશખબર લેઇને તું ભલે આવી. ખલીફા સાહેબને મારી પાઓસી સાથે કહેજે કે આ બન્ને દાસીઓ યોગ્ય શણગાર સજીને તમો નામદારની હજુરમાં રાત્રે જરૂર રજુ થશે અને પોતાને ભાગ્યશાળી માનશે!"

"યોગ્ય જ જવાબ છે, બાઇ!" મહાલયની જુની દાસી બોલી: "ખલીફા સાહેબનો ચાહ જેના ઉપર ઉતરે તે ભાગ્યશાળી કહેવાય તેમાં શું નવાઇ છે?"

પયગામ લઇને આવેલી દાસી ગઇ અને રાજકુમારિકાઓ મહાલયમાં આવી. યથારૂચિ ભોજન કરીને વિષયપિપાસુ વાલીદને લલચાવે તેવાં વસ્ત્રાભૂષણો ધારણ કરવામાં બન્ને બ્હેનો રોકાઈ.

---

## પરિચ્છેદ ૨ જો.

### ક્રોધાગ્નિની જ્વાળા.

At that moment his passion for the girl blinded the Khalifáh. He lost patience, and his excess of jealousy did not permit him to make any enquiries.

*Chach Námáh.*



અનેક પ્રકારના વૈભવની સામગ્રીથી સજ્જ કરવામાં આવેલા એક મોટા મહાલયમાં હવે આપણે પ્રવેશ કરવાનો છે. આ મહાલય ઇસલામી ધર્મના મહાન્ ધર્મગુરૂ ખલીફાનો છે. મહાલયની અંદર પ્રવેશ કરતાં અનેક પ્રકારની રચનાઓ નજરે પડે છે. એક સ્થળે ઊભા રહીને નજર કરતાં અનેક સ્થળો જોઇ શકાય છે. એક દ્વારમાં પ્રવેશ કરતાં અનેક સ્થળે જવાના માર્ગો ઉઘડે છે અને એક વસ્તુ જોવા જતાં આંખોને આંજી નાંખે તેવી અને આશ્ચર્યથી ચકિત કરી નાંખે તેવી અનેકાનેક વસ્તુઓ જોવામાં આવે છે. સર્વે કરતાં ખલીફા વાલીદના જનાનખાનાનો ઠાઠમાઠ તો વળી ઓર પ્રકારનો જ માલૂમ પડે છે. તે સમયે સુંદરમાં સુંદર ગણાતી કારીગીરીવાળી

વૈભવની સામગ્રીનો મોટો અંબાર ત્યાં આવી રહેલો છે: સુખડનાં લાકડામાંથી કોરી કાઢેલા બાજઠો અને તે ઉપર જરીકામથી સુશોભિત ગાદીઓ હાલની સુંદર ખુરશીઓનું ભાન ભુલાવી નાંખે છે; આરસપહાણનાં સુંદર કોતરણીવાળાં વિરામાસનો આજકાલનાં પોલીશ કરેલા 'સોફા' કરતાં વધારે સુખ આપનારાં અને આકર્ષક જણાય છે. ચળકતી ચીમનીઓમાં બળતા દીવા કરતાં દીવીઓમાં પૂરેલાં અત્તરના દીવાઓ વધારે ચળકતા અને ભભકભર્યા ભાસે છે. તે ઉપરાંત તલવારો, બરછીઓ, ભાલાં, ઢાલો વગેરે યુદ્ધનાં હથિયારો જ્યાં ત્યાં ભેરવેલાં નજરે પડે છે. કોઇ સ્થળે વાલીદના પોતાના કાળા કસબી જામા ટીંગાઇ રહ્યા છે, કોઇ જગોએ તેની લાંબી ટોપી દીપી રહી છે તો કોઇ સ્થળે સોનાના મણકાની માળા ખુદાના નામનો જાપ કરવા માટે રાખવામાં આવા હોય તેમ ચળકતી પડી છે. જનાનખાનાના આવા સુસજ્જિત એક એક ઓરડામાં વાલીદ સિંધી રાજકુમારિકાઓની રાહ જોતો સંગેમરમરના વિરામાસનપર પગ લાંબા કરીને પડયો છે. પાસે પડેલા હુક્કામાંથી બળતી તંબાકુ ભભક મારી રહી છે અને તેનો એક પછી એક ગોટ વાલીદના મુખમાં થઇને ધીરે ધીરે બહાર પડી રહ્યો છે.

કેટલીક વારે એક લૂંડી આવીને બોલી: "નામવર! સિંધી શાહજાદીઓ આવી પહોંચી છે."

"એમ કે? ત્યારે તેમને લેઇને અંદર આવ!" વાલીદે હુકમ આપ્યો અને હુક્કાની નેહ બાજુએ ફેંકી દઇ, દાઢી–મૂછ પર હાથ ફેરવીને આસનપર સ્વસ્થ થઇ બેઠો.

સુંદર વસ્ત્રાભુષણોમાં સજ્જ થએલી રાજકુમારિકાઓ વાલીદની સામે આવીને ઊભી રહી. તેમનાં બારીક વસ્ત્રોમાંથી ડોકીયાં કરી રહેલાં ઉજ્જવલ્ અવયવોની સુંદરતા વાલીદને પ્રથમ દર્શને જ મનોમુગ્ધકર લાગી. તેમના પગની મોજડીઓમાં કાંઇક જાદૂ ભર્યો હોય તેવી રીતે કેટલીક વાર સુધી વાલીદ તે તરફ જ નજર કરી રહ્યો. કમળની દાંડીના જેવા બાહુ અને તે પર લાલ કમળ જેવી દેખાતી હથેળીઓ પોતાના હાથને ક્યારે સ્પર્શસુખ આપે એમ તેના મનમાં થવા લાગ્યું; પરન્તુ હજી બન્ને બ્હેનોએ પોતાનાં મુખ કાળાં કપડાંથી છુપાવી રાખ્યાં હોવાથી વાલીદની સત્વર તૃપ્તિ થઇ શકી નહિ. તે બોલી ઉઠયો: "અય સિંધી શાહજાદીઓ! તમે હજીસુધી

કેમ તમારા ચહેરાને કાળાં કપડાંથી છુપાવી રાખ્યાં છે ? તમારા દેશમાં તો સ્ત્રીઓ કાંઇ પર્દેનશીન રહેતી નથી; તો પછી તમારે અહીં ચહેરાને બુરકાથી છુપાવવાની કાંઇ જ જરૂરત નથી."

પાછળ ઊભેલી દાસી બોલી: "નામવર! બન્ને શાહજાદીઓ હિંદુ હોવા છતાં આપણા ધર્મને અને રાજ્યને વફાદાર જણાય છે; આ દેશમાં આવતાં જ તેમણે આપણા દેશનો પરદાનો રીવાજ પાળવા માંડયો હશે!"

"હાં હાં, દેશ તરફની વફાદારીનું એ પણ એક નિશાન છે વારૂ, પણ તમો બન્ને બ્હેનોમાં મોટી કોણ અને છોટી કોણ, અને તમારાં નામ શું?"

"નામવર!" સૂર્યદેવી બોલી; તેના મધુર સ્વરે વાલીદના કાનને પરિતૃપ્ત કર્યાં; "આ ખાદીમા મોટી છે અને તેનું નામ સૂર્યદેવી છે; મારી બ્હેન નાની છે અને તેનું નામ પરિમલદેવી છે; અમે બન્ને આપ નામદારના હુકમની તલબગાર છીએ."

"તમારાં નામો મને બરાબર યાદ આવે એવાં નથી, માટે હું તમને મોટી અને છોટી કહીશ; મોટી અહીં ભલે રહે અને છોટીને હમણાં પાછી લેઇ જાઓ; તેને જરા મોટી થવા દેવી જોઇએ; જા દાસી, તેને લેઇને તું જતી રહે." વાલીદે હુકમ ફરમાવ્યો.

ભયથી થડકતા અંતઃકરણે પરિમલદેવી દાસી સાથે ચાલી ગઇ, અને સૂર્યદેવી એકલી વાલીદની સામે ઊભી રહી. સૂર્યદેવીના મધુર કંઠે અને બારીક વસ્ત્રોમાંથી અર્ધાપર્ધા દેખાઇ આવતાં તેનાં સુપુષ્ટ ગાત્રોના દર્શને વાલીદને અધીરો બનાવી મૂકયો હતો. જેમ જેમ વખત જતો હતો તેમ તેમ તેની ધીરજ દૂર થતી જતી હતી અને અધીરાઇ વધતી જતી હતી. થોડી વારસુધી સૂર્યદેવી પોતાને સ્થળેથી જરા પણ હાલી–ચાલી નહિ, એટલે વાલીદે કહ્યું: "અય સિંધી શાહજાદી! એમ વધુ વાર ઊભા રહેવાથી તારા નાજુક પગો થાકી જશે, માટે આવ, મારી બાજુએ આ સુંવાળા આસનપર બેસીને જરા આરામ લે."

સૂર્યદેવી મુંગી મુંગી વાલીદની બાજુએ પણ તેનાથી જરા દૂર સંગેમરમરના આસનપર બેઠી અને કાંઇ બોલી ચાલી નહિ.

વાલીદ બોલ્યો: "અય નાજનીન! આમ મારી તલબને વધારે તેજ કરવામાં તારી શું મંશા રહેલી છે? હવે મને વધુવાર તડપાવવો

તે વાજબી નથી, માટે જલદી મ્હોંપરથી નકાબ દૂર કરીને તારા હસીન ચહેરાના દીદાર કરવા દે !"

સૂર્યદેવીએ પોતાના વદનપરનું કાળું કપડું દૂર કર્યું. સૂર્યદેવીને જરા પણ જીકવિના પોતાની માંગણીને બરાબર રીતે તાબે થતી જોઇને વાલીદ ખુશ થયો હતો, તેવામાં તેના તેજસ્વી ઉજ્જ્વલ વદનના દર્શને તેને મોહમુગ્ધ બનાવ્યો. સૂર્યના તડકાથી જરા પણ ચીમળાયા વિનાનું અને વાયુવિધૂતથી ઉડતી રજનો જરા પણ સ્પર્શ થયા વિનાનું નવવિકસિત ગુલાબનું પુષ્પ સૂર્યોદય પહેલાં–મળસ્કામાં દર્શન કરનારને કેમ મુગ્ધ ન કરે ? મન્દ મન્દ વર્ષેલા ઝાકળના બિંદુઓ તેની પાંખડીપર મૌક્તિક બની રહ્યાં હોય છે, રસ ચૂસીને ચીમળાવી નાંખનાર ભ્રમર પણ હજી આવી પહોંચ્યો હોતો નથી અને માળીની નજર પણ તેનાપર નહિ ગઇ હોવાથી ચુંટાઇ જવાની ભીતિ પણ ઉત્પન્ન થઇ હોતી નથી. આ સંપૂર્ણ અનુકૂળ સ્થિતિમાં ઉછરેલું ગુલાબ યોગી સિવાયના સર્વ કોઇને ચલિત કરવાને સાધનરૂપ થઇ પડે છે. સૂર્યદેવી પણ એક નવવિકસિત ગુલાબના સરખી સુંદર અને મધુર બાળા હતા. વાલીદની દૃષ્ટિને તે વધારે મુગ્ધકર ભાસે તે સ્વાભાવિક જ હતું. સૂર્યદેવીના વદનની સુંદરતા જોતાં જ વાલીદની વૃત્તિઓ સતેજ થઇ અને તેથી ઉશ્કેરાઇ જતાં તેણે પોતાના એક હાથે સૂર્યદેવીનો હાથ પકડી બીજો હાથ તેની નાજુક કટી પકડવા માટે લંબાવવા માંડયો, એવામાં સૂર્યદેવી આસનપરથી ઉઠી ગઇ અને વાલીદના હાથમાંથી પોતાનો હાથ છોડાવતી દૂર સટકી ગઇ.

અત્યારસુધી જરા પણ આનાકાની વિના પોતાને તૃપ્ત કર્યા પછી અચાનક ખસી ગએલી સુંદરીને પકડવા માટે આસનપરથી ઊભો થઇ જતો વાલીદ બોલ્યોઃ "કેમ કેમ ? હવે જીક કરવાની કાંઇ જ જરૂર નથી !"

"નામવર ! ખુદા આપને લાંબી જીંદગી બક્ષે ! આ બાંદીઓ આપ નામવરના જનાનાને માટે હવે લાયક રહી નથી." સૂર્યદેવીએ કહ્યું.

"કેમ ?" વાલીદે પ્રશ્ન કર્યો.

"અમો બન્ને બ્હેનોને સરદાર મહંમદ કાસીમે ત્રણ દિવસ સુધી પોતાની સાથે રાખી હતી. અમે હવે કુમારિકાઓ રહી નથી

અને તેથી જ હું કહું છું કે આ નાપાક ખાદીમા હવે આપના જનાનાને લાયક રહી નથી. આપના દેશમાં એવો રીવાજ હોય કે દરેક વસ્તુનો ઉપભોગ પહેલાં નોકર કરે અને પછી તે વસ્તુ આપ નામદારની હજુરમાં મોકલી આપવામાં આવે, તો ભલે; પરન્તુ અમારા દેશમાં તો તે મોટા પુરૂષોનું ભયંકર અપમાન લેખાય છે !"

આ શબ્દો સાંભળતાં વાલીદનાં રોમે રોમ ક્રોધની જ્વાળાથી બળવા લાગ્યાં. મહંમદ કાસીમે પોતાનું આટલું મોટું અપમાન કર્યું છે અને પોતા તરફ ભેટ મોકલેલી છોકરીઓને તેણે પોતે જ નાપાક કરી છે એ ખ્યાલ આવતાં તેનું સઘળું ધૈર્ય હરાઇ ગયું. कामात्संजायते क्रोधः ॥ કામમાં નિરાશા પ્રાપ્ત થતાં તેમાંથી ક્રોધી વૃત્તિ જાગૃત થાય છે. સૂર્યદેવી જેવી સુકુમાર અને સુંદર છોકરી કે જેને જોતાં જ તેનું હૃદય હર્ષથી ઉછળી રહ્યું હતું, તેને માટે જ નિરાશા પ્રાપ્ત થતાં તેનું મસ્તિક ભ્રમણ કરવા લાગ્યું. તેણે જરા પણ વધુ વિચાર કર્યા વિના એક ત્રાડ મારીને ચાકરને બોલાવ્યો અને તેને કહ્યું: "મારા માટે જલ્દી કલમ, દોત અને કાગળ લાવ."

એક ક્ષણ માત્રમાં ચાકરે તે વસ્તુઓ રજુ કરી અને વાલીદે પોતાના હાથે લખ્યું:

"મહંમદ કાસીમ જ્યાં હોય ત્યાંથી તેને જીવતો બળદના ચામડામાં સીવીને તુરત જ મારી પાસે લાવવામાં આવે." આ હુકમ તે જ સ્થળે લખી, તેને લખોટામાં બંધ કરી એક ઉંટસ્વારને સોંપ્યો અને તેને એકદમ સિંધ તરફ ચાલી નીકળવા ફરમાવવામાં આવ્યું. વાલીદના હુકમથી સૂર્યદેવીને તેના કેદખાનાવાળા મહેલમાં ચાકરો પાછી લેઇ ગયા.

---

## પરિચ્છેદ ૩ જો.

### સિંધ જીત્યાનો બદલો!

અલોર પડ્યું ! પ્રાચીન સિંધનું રાજધાનીનું નગર, અને રાજકુટુંબનું સંરક્ષક નગર આરબોના હાથમાં જઇને પડ્યું ! ક્ષત્રિય વંશનો ધ્વંસ થઇ ગયો ! વીરનારીઓ અગ્નિપ્રવેશ કરી પો-

તાનાં નામ અમર કરી ગઇ! નબળાઓ ગુલામ બન્યા તથા અગ્નિપ્રવેશ કરી આત્મભોગ આપવાની હિંમત નહિ ચલાવી શકનાર સ્ત્રીઓ આરબોની સ્ત્રીઓ અને ગુલામડીઓ બની અરબસ્તાન અને ઇરાક ગઇ! બાળાઓ અને કુમારિકાઓમાં પણ કેટલીકની એવી જ દશા થઇ અને બીજીઓએ આરબોને હાથ પડવા કરતાં અગ્નિકુંડનું આલિંગન વધારે પસંદ કર્યું! મહંમદ કાસીમે અલોરમાં જેટલા ક્ષત્રિયવંશના અને રજપૂતો હતા તેમને મારી નંખાવ્યા અને દેશની આબાદી વધારનારા ખેડૂતો, કારીગરો અને વ્યાપારીઓને હાથ પણ લગાડયો નહિ! અલોરના વહીવટદાર તરીકે મહંમદે રાવાહ નામના એક સરદારને નીમ્યો અને મુસા નામના બીજા સરદારને ન્યાયનો અધિકાર સોંપ્યો.

અલોરને સંપૂર્ણ વ્યવસ્થામાં મૂકયા પછી મહંમદ ઉત્તર તરફ આગળ વધતો રહ્યો અને બાબીઆ નામના એક મજબૂત કિલ્લાવાળા શહેર સુધી પહોંચ્યો. ત્યાં દાહિરના જ વંશનો કક્ષ નામે રાજા હતો અને તેણે લડયા વિના જ મહંમદની તાબેદારી કબૂલ રાખી. બાબીઆથી આગળ વધીને મહંમદ ગોલકાંડા નામના કિલ્લા પાસે આવ્યો. ગોલકાંડાના રજપૂતો મુલતાનના રાજાની મદદ લેઇને લડયા પરન્તુ આરબ લશ્કરની સામે ટકી શકયા નહિ. થોડા વખતના યુદ્ધ પછી ગોલકાંડા મહંમદના હાથમાં આવ્યું. મહંમદે ત્યાંના ૪૦૦૦ ક્ષત્રિયોનાં માથાં કપાવી નાંખ્યાં અને બીજા સેંકડો માણસોને કેદી બનાવ્યા. ગોલકાંડા મહંમદના કબજામાં આવ્યા પછી મુલતાનના રાજા કુંદરાયની સાથે મહંમદને યુદ્ધમાં ઉતરવું પડયું. ૧૭ દિવસ સુધી દારૂણ યુદ્ધ ચાલ્યું અને બન્ને પક્ષના હજારો લડવૈયા યુદ્ધનો ભોગ થઇ પડયા. ત્યારપછી થોડા થોડા દિવસને આંતરે યુદ્ધ અને ઝપાઝપી ચાલતાં. એવી રીતે એકંદર બે માસ સુધી કુંદરાય મહંમદની સામે ઝુઝયો. મુલતાનનો કિલ્લો એટલો મજબૂત હતો કે આરબો તેને જરા પણ તોડી શકયા નહિ; પરન્તુ છેવટે મુલતાનના જ એક દ્રોહી નરની મદદથી આરબો કિલ્લાના ઉત્તર દિશા તરફના દરવાજા પાસેનો કિલ્લાનો થોડો ભાગ તોડી નાંખી શકયા અને કિલ્લાની અંદર પેઠા. તે કિલ્લામાંના ૬૦૦૦ રજપૂતોનાં ડોકાં મહંમદે કાપી નાંખ્યાં અને તેમનાં બૈરાં છોકરાંને કેદી બનાવ્યાં. વેપારીઓ, ખેડૂતો અને કારીગરોને પોતાના નિયમ મુજબ તેણે મારી

આપી પરન્તુ તેમની પાસેથી ઇરાકના ખજાના માટે ઘણું ધન કઢાવવામાં આવ્યું. તેમાંનું કેટલુંક આરબ સૈનિકોમાં વહેંચવામાં આવ્યું. દરેક ઘોડેસ્વારને ૪૦૦ દિનારો મળી હતી. તે ઉપરાંત મુલતાનની પૂર્વ દિશાએ આવેલું એક મંદિર મહંમદે ખોદાવ્યું. તે મંદિરમાંની મનુષ્યના આકારની સુવર્ણની મૂર્તિની ઉત્સ્થાપના કરી અને તેનું વજન કરતાં તેનો તોલ ૨૩૦ મણ થયો !* મંદિરની નીચે એક મોટું ભોંયરૂં હતું અને તેમાં ૪૦ તાંબાના ચરૂ હતા, જેમાંથી ૧૩૨૦ મણ સોનું નીકળ્યું જે પણ મહંમદની મીલકત થઇ ! ઉપરાંત કરોડો રૂપિયાની કીંમતનું ઝવેરાત અને મોતી મુલતાનની લૂંટમાંથી મળી શક્યું અને તે સઘળું આરબો પોતાના દેશમાં ઘસડી ગયા. મુલતાનમાં એક મોટી મસ્જીદ બાંધીને ત્યાં ૫૦૦૦૦ માણુસોનું મોટું સૈન્ય મહંમદે રાખ્યું. ત્યાંથી આગળ વધીને મહંમદ કાશ્મીરની સરહદ સુધી આગળ વધ્યો અને પંજ નાહીયાત નામના સ્થળ સુધી પોતાના તાબાની હદ મુકરર કરી.

કનોજના રાજા હરચંદરાય ઉપર મહંમદે પોતાના એક સરદારને ૧૦૦૦૦ માણસોના સૈન્ય સાથે મોકલ્યો હતો, અને ખલીફાની તાબેદારી કબૂલ રાખવાનું કહેણ મોકલાવ્યું હતું. ઉધાપુર+ પાસે પહોંચતાં તે આરબ સરદારે હરચંદરાયને સંદેશો કહેરાવ્યો, પરન્તુ હરચંદરાયે તાબેદારી દર્શાવવાનું પસંદ નહિ કરતાં યુદ્ધની તૈયારી કરવા માંડી. દર્મ્યાનમાં મહંમદ કાસીમ કાશ્મીરની સરહદપરથી ઉધાપુર આવી પહોંચ્યો હતો. હરચંદરાયની સામે લડવાની તૈયારી કરવાને તેણે પોતાના સરદારોને એકઠા કરીને વરદી આપી, તેટલામાં એક ઉંટસ્વાર મહંમદની પાસે બગદાદથી ખલીફાનો પયગામ લેઇને આવી પહોંચ્યો. યુદ્ધને લગતી સૂચનાઓ મોટે ભાગે હજ્જાજ તરફથી જ આવતી હતી, પરન્તુ આ પયગામ ખલીફા તરફથી આવતાં મહંમદ આનંદિત થયો. તેને ચુંબન કરી આંખે તથા માથે લગાડી

---

*આ સુવર્ણની મૂર્તિને માટે એમ જણાવવામાં આવ્યું છે કે તે મૂર્તિ નક્કર સોનાની હતી અને એક જીવતા માણસના જેવી જ દૂરથી દેખાતી હતી. પહેલાં તો તે જોતાં જ મહંમદે તેને મારવાને પોતાની તલવાર ઉપાડી, પરન્તુ જ્યારે તેણે જાણ્યું કે તે જીવતો માણસ નહોતો પણ એક મૂર્તિ હતી, ત્યારે તેણે તેને પોતાના કબજામાં લીધી.

+ઘણું કરીને હાલનું ઉદયપુર.

તેણે પોતાના સઘળા સરદારોની હાજરીમાં જ તે રૂક્કો ફોડયો. ફોડીને વાંચતાં જ મહંમદ બહાવરા સરખો બની ગયો ! તેનું અંતઃકરણ ભયથી થડકી ઉઠયું. આંખો બેભાન બની જવાની પેઠે ઘેરાઇ જવા લાગી અને મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. સરદાર હાઝીમે પૂછયું: "નામદાર ! ખલીફા સાહેબનો શું પયગામ છે ?"

મહંમદ ગળગળો થતો બોલ્યો: "સરદારો ! ખુદાનો મારાપર કોપ થયો છે ! કોઇ મોટો ગુનાહ મારે હાથે જરૂર થઇ ગયો હશે, નહિતો નામવર ખલીફા સાહેબ પોતે મારાપર આવો પયગામ મોકલે નહિ !"

હાઝીમ ઉત્સુક થતો બોલ્યો: "પણ તેમાં શું લખ્યું છે તે તો કહો નામવર !"

"આ રહ્યો તે વાંચો !" મહંમદે પયગામ પોતાના સરદારોને સોંપ્યો અને તે વાંચતાં જ સૌ આશ્ચર્ય પામ્યા.

રશીદુદ્દીન બોલ્યો: "નામવર ! આ બાબતમાં ખલીફા સાહેબની કાંઇ ગેરસમજ થઇ હોવી જોઇએ. હું ખરૂં કહું છું કે આપ નામવરનો કાંઈ પણ ગુનાહ નથી, છતાં આવો કોપ ખલીફા સાહેબે શામાટે બતાવ્યો હશે ?"

"તે ખુદાને માલુમ !" મહંમદ બોલ્યો અને તેણે ઉંટસ્વારને પૂછયું: "અલ્યા ! ખલીફા સાહેબની મારાપર ઇતરાજી શા કારણથી થઇ છે તે તું કાંઇ જાણે છે ?"

"ના, નામવર ! ખલીફા સાહેબે પોતાને હાથે એ રૂક્કો લખ્યો છે અને મારી સાથે તે મોકલાવ્યો, છે; તે સિવાય બીજું કાંઈ પણ હું જાણતો નથી !" ઉંટસ્વારે જવાબ આપ્યો.

"યા ખુદા ! જે સિંધ જીતતાં ઘણા સરદારો પોતાનાં માથાં મૂકીને નાસીપાસ થઇ પાછા ફર્યા હતા, તે સિંધ જીતી આપવાનો આ બદલો ! આટલી જેહમત વેઠીને આટલા આટલા કિલ્લાઓમાં ખલીફા સાહેબની ફત્તેહ પોકરાવી, આટલા આટલા રાજાઓને ઇસ્લામના ભકત બતાવ્યા, આટલો મોટો વિશાળ પ્રદેશ ઇસ્લામના નામથી ગાજતો કર્યો, અગણિત દોલતથી ઇરાક અને અરબસ્તાનના ભંડારો ભરપૂર કર્યા અને હજારો ગુલામોને ઇસલામના આશ્રિત બનાવ્યા, તે સઘળાનો આ બદલો ?! અરે ખુદા ! એવો તે મેં તારો શું ગુનાહ કર્યો છે કે તું આટલો કોપ કરે છે ?"

મહંમદ બહુ બહુ વિચાર કરવા લાગ્યો, પણ ખલીફાનો પોતે કાંઇ પણ ગુનાહ કર્યો હોય, તેમ તેને લાગ્યું નહિ. વિમાસણ કરતો અને મનોદુઃખની ઉષ્ણ જ્વાળાઓ નિઃશ્વાસમાં સ્ફુરાવતો તે થોડી વાર બેઠો અને પછી તુરત જ બોલી ઉઠયોઃ "સરદારો ! હવે કાંઇ શોક કરવાની જરૂર નથી. પયગમ્બર સાહેબના જ સરખા ખલીફા સાહેબના હુકમને મારે ખુદાના હુકમરૂપ માનીને માથાપર ચડાવવો જોઇએ. સિંધની જીત પૂરી થયા પછી મારે મરી જવું જ જોઇએ એવો ખુદાનો હુકમ થયો હશે, તેથી જ ખલીફા સાહેબે મારાપર આ પયગામ મોકલાવ્યો હશે ! જાઓ, એકદમ મારે માટે બળદનું ચામડું લાવો અને મને અહીં ને અહીં જ તેમાં સીવીને એક પેટીમાં બંધ કરી દો !"

હાઝીમ બોલ્યોઃ "પણ નામવર ! થોડી રાહ જોઇને ખલીફા સાહેબને આ હુકમનું કારણ પુછાવ્યું હોય, તો કેમ ?"

"અરરર ! એમ થાય જ કેમ ? ખલીફા સાહેબના હુકમનું કારણ આપણાથી પુછાય જ કેમ ? તે જે વખતે કહે તે જ વખતે એક પળની પણ વાર કર્યા વિના આપણે પ્રાણ કાઢીને આપવો જ જોઇએ અને તો જ આપણે ઇસલામના ખરા ભક્ત કહેવાઇએ; જ્યારે ખલીફા સાહેબે આ પયગામમાં એવું ફરમાવ્યું છે કે મને જ્યાં હોય ત્યાંથી બળદના ચામડામાં સીવીને બગદાદ લેઈ જવો, તો પછી તેનું કારણ પૂછવા જેટલી વાર જ કેમ લગાડી શકાય ? ખલીફા સાહેબના હુકમનો અમલ કરવામાં વાર લગાડવી તેનાથી વધારે મોટું પાપ બીજું કયું હોઇ શકે ?"

સઘળા સરદારો દિગ્મૂઢ જેવા બનીને ઊભા રહ્યા. મહંમદ ફરીથી બોલ્યોઃ "મારા બિરાદરો ! હવે તમે જરા પણ વાર નહિ કરતાં એકદમ બળદનું ચામડું લાવો; શાને વિલંબ કરો છો અને મને પાપે ભરાવા દો છો ? વહેલું કે મોડું જ્યારે મરણ તો થવાનું જ છે, તો પછી ખલીફા સાહેબના હુકમનો અમલ કરતાં મારૂં મરણ થાય તેના જેવું મારૂં સારૂં ભાગ્ય બીજું કયું લેખાય ?"

મહંમદના બહુ આગ્રહથી એક સરદાર બળદનું ચામડું લેઇ આવ્યો. મહંમદે તે ચામડું તે જ ક્ષણે પોતાના શરીરની આસપાસ વીંટાળ્યું અને પછી તેને સીવડાવી લીધું. શરીરનાં અંગઉપાંગ તેમાં મજબુત સીવડાવી લીધાં અને શ્વાસ લેવા માટે જ માત્ર થોડો

બાગ ખુલ્લો રાખવામાં આવ્યો। ત્યારપછી તેને એક લાકડાની પેટીમાં રાખવામાં આવ્યો અને તે પેટી બંધ કરી ખલીફાનો પયગામ થઇ આવેલા ઉંટસ્વારને સોંપી. ઉંટસ્વાર તે પેટી સાથે બગદાદ તરફ રવાના થયો. આરબ લશ્કરમાં આ બનાવની વાત ફેલાતાં સર્વત્ર હાહાકાર મચી રહ્યો.

## પરિચ્છેદ ૪ થો.

### પ્રતિજ્ઞાપૂર્તિ.

कार्यं साधयेयम् देहं वा पातयेयम् ॥

હરચંદરાય સાથે યુદ્ધ કરવાની વાત તેમની તેમ જ રહી ગઇ અને મહંમદ કાસીમને બળદના ચામડામાં જીવતો સીવીને બગદાદ લેઈ જવામાં આવ્યો. પાછળ સિંધમાં મહંમદે જુદા જુદા કિલ્લાની વ્યવસ્થા જે જે સરદારોને સોંપી હતી તેઓ પોતાની ફરજ બરાબર રીતે બજાવીને સિંધી કિલ્લાઓને સાચવી રહ્યા.

કેટલેક દિવસે મહંમદ કાસીમવાળી પેટી સાથે ઉંટસ્વાર બગદાદમાં પહોંચ્યો અને ખલીફા વાલીદની હજુરમાં જઇ કુર્નિશ બજાવીને બોલ્યો: “ ખુદાવિંદ ! મહંમદ કાસીમને આપના હુકમ મુજબ બળદના ચામડામાં લાવ્યો છું ! ”

વાલીદને સૂર્યદેવીનો પ્રસંગ મગજમાં તત્ક્ષણ ઉભરાઇ આવ્યો, મહંમદ ઉપર રોષ સ્ફુરી આવ્યો અને નેત્રોને કરડા બનાવતો બોલ્યો: “ હા, તે નાપાકને તું લાવ્યો કે ? ઠીક જ કર્યું ! પણ તે જીવે છે કે જહન્નમનો મીજમાન બની ગયો છે ? ”

ઉંટસ્વાર બોલ્યો: “ નામવર ! ઉધાપુર ગામે મેં આપનો રૂક્કો મહંમદ કાસીમને સોંપ્યો હતો અને તુરત જ તેને બળદના ચામડામાં સીવીને પેટીમાં કેદ કરવામાં આવ્યો હતો. બે દિવસ સુધી તો તે જીવતો હતો, પરન્તુ ત્રીજે દિવસે તેનો જીવ તેના શરીરમાંથી છૂટો થયો જણાયો હતો; અત્યારે તો હું એનું મુડદું જ આપની હજુર લાવ્યો છું, નામવર ! ”

"તે મરી જવો જ જોઇએ! પાક ઇસ્લામ ધર્મમાં તેવા નાપાક આદમીઓ જીવતા રહે તે ખુદાના નામને બદનામ કરવા જેવું છે અને તેથી તેનું તો જેમ બને તેમ વહેલું જ મરણ થવું જોઇએ; હા, તે એક બહાદૂર સરદાર હતો અને સિંધ જીતવામાં તેણે સારી જહેમત ઉઠાવી છે તે ખરૂં, પરન્તુ તેની બદઘાનત તેનો જીવ લે તો તેમાં કાંઇ જ નવાઇ નથી. તેવા હવસખોર આદમીઓ પોતાની મેળે જ પોતાના પગમાં કુહાડો મારે છે!"

"હવે આ ખાદીમને શું હુકમ છે?" ઉંટસ્વારે હાથ જોડી વાલીદને કહ્યું.

"તે પેટીને તું અહીં લાવ અને મહેલની લૂંડીને કહે કે પેલી સિંધી શાહજાદીઓને તે મારી પાસે લાવે." ખલીફાએ હુકમ ફરમાવ્યો.

તુરત જ માણસોએ મહમંદના મુડદાવાળી પેટી ખલીફાની સમક્ષ લાવીને મૂકી અને લૂંડી સૂર્યદેવી તથા પરિમલદેવીને લેઇને હાજર થઈ. બન્ને બ્હેનોએ અત્યારે પણ પહેલાંની જેમ પોતાનાં મ્હોં કાળાં કપડાંથી છુપાવેલાં હતાં અને પહેલાંના જેવાં જ સુંદર તથા આકર્ષક વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. તેમને આવેલી જોતાં જ વાલીદ પોતાના આસનપરથી ઊભો થઇને બોલ્યો: "અય સિંધી શાહજાદીઓ! તમારા ચહેરાપરના નકાબ તમે દૂર કરો; તમને એક નવીન વસ્તુ જોવા માટે અહીં બોલાવી છે!"

બન્ને બ્હેનોએ પોતાના ચહેરા ખુલ્લા કર્યા અને એક વાર ફરીથી વાલીદ વિદ્યુલ્લતા સરખાં તેજસ્વી વદનવાળી રાજકુમારિકાઓને જોઇને સંમુગ્ધ થયો. મનમાં સ્ફુરી રહેલા ગર્વનું પ્રદર્શન કરતો અને મૂછપર હાથ ફેરવતો તે પેટીની પાસે આવ્યો અને ફત્તેહ દર્શાવતી ચળકતી આંખો સાથે તેણે તે પેટીનું ઢાંકણું ખુલ્લું કર્યું. તેમાં મહંમદ કાસીમનું મુડદું બળદના ચામડાથી સીવેલું પડ્યું હતું. વાલીદે તે તરફ પોતાના હાથમાંની નાજુક લાકડી લંબાવી અને તેનો એક છેડો મહંમદના મુડદાના ખુલ્લા મુખદ્વારમાંના દાંતપર રાખી રાજકુમારિકાઓને સંબોધીને કહ્યુ: "દાહિરરાજાની પુત્રીઓ! અહીં આવો! તમે જુઓ મારો પ્રતાપ! મારા નોકરો અને સરદારો મારા હુકમનો કેવી રીતે અમલ કરે છે તે નિહાળો! જીવ જતાં પણ તેઓને મારો હુકમ માનવો જ પડે છે! આ મહંમદને મારો હુકમ દીપાલપુરમાં મળ્યો હતો અને તે જ વખતે તેણે તેમાં ફરમાવ્યા પ્ર-

માણે પોતાના શરીરને ચામડામાં સીવી લીધું હતું! તમને નાપાક કરનાર એ બદમાશનું મુડદું આજે તમારી આંખો સામે પડેલું છે!"

પ્રસરી રહેલી ચુપકી માત્ર એક ક્ષણભર ચાલી અને પછી તુરત જ સૂર્યદેવી બોલી ઉઠી: "વાલીદ! ઓ ઇસ્લામી ધર્મગુરો! ડહાપણના દરિયાવ! તારા ડહાપણની કીંમત હવે અંકાઇ ચૂકી છે. મહંમદ કાસીમ મૂઓ, તે તો ભલે જ મૂઓ! મારા પિતાને હણનાર અને મારી સ્વદેશભૂમિનાં ધનસંપત્તિને હરી લેઇને મારા દેશબંધુઓને વટલાવનાર એક દુષ્ટના મરણથી જ મને સંતોષ થયો છે અને મારી પ્રતિજ્ઞા–તેનો જાન લેવાની મારી દૃઢ પ્રતિજ્ઞા પરિપૂર્ણ થઈ છે! પણ અય વાલીદ! મહંમદને આવી દેહાંતની શિક્ષા કરવામાં તેં તો તારૂં અવિચારીપણું પૂરતી રીતે બતાવી આપ્યું છે! મેં જે કહ્યું હતું કે મહંમદે અમને પોતાની સાથે ત્રણ દિવસ સુધી રાખી હતી તે બિલકુલ ખોટું જ હતું અને એ કપટભરી યુક્તિ કરવાનું કારણ એ જ હતું કે મારા દેશને પાયમાલ કરી નાંખનાર એ દુષ્ટ યવનનો જીવ લેવાની મેં મારા દેશમાં જ પ્રતિજ્ઞા કરી હતી. અન્ય કોઇ રીતે તે પ્રતિજ્ઞા સફળ નહિ થવાથી છેવટ મેં આ યુક્તિથી તેનું મરણ નીપજાવ્યું છે! પણ વાલીદ! એક મહાન્ ધર્મગુરૂ તરીકે આવા અવિચારીપણાથી ઉશ્કેરાઈ જઇને કાંઇ પણ હુકમ ફરમાવતાં પહેલાં તારે બહુ વિચાર કરવો જોઇએ. એક બાજુની વાત સાંભળીને કાંઇ ન્યાય તોળવા પહેલાં બન્ને બાજુની વાત પૂરી રીતે સાંભળવી જોઇએ અને તે પર લક્ષ આપવું જોઇએ. તારા હુકમનો અમલ બરાબર રીતે થયો છે એ વાત ખરી, પરન્તુ તેં તે હુકમ કરવામાં ન્યાય નથી જ કર્યો."

"હા...ય!" વાલીદ ક્રોધ અને દુઃખથી દાંત પીસતો તથા હાથનો પોંચો કરડતો બોલી ઉઠયોઃ "ઓ ચૂડેલો! મારે શું તમારૂં વેર વાળવાને જ તમે મારા આ વફાદાર અને બહાદૂર સરદારનો મારે હાથે ઘાત કરાવ્યો? ઓ ખુદા! આ મોટા પાપમાંથી અને બચાવ! મારા અવિચારીપણાને માટે મને શિક્ષા કર! સિંધનો સઘળો મુલક મોટી જહેમત ઉઠાવીને જેણે કબ્જે કર્યો અને ત્યાં ઇસ્લામી ધર્મનો વાવટો ફરકાવ્યો, તેનો જ મેં ઘાત કરાવ્યો? હાય, હવે હું શું કરૂં?"

સૂર્યદેવી બળતાંમાં ઘી હોમતી બોલી ઉઠી: "પસ્તાવાનો

અગ્નિથી હવે તો સ્નાન કરી નાંખ, વાલીદ! જાનને જોખમે તારી સેવા બજાવનારને તું તારી કામાંધ અવસ્થામાં મચ્છરની પેઠે મસળી નાંખવાને તૈયાર થયો, તેવા અવિચારી પુરૂષને તો આવો પસ્તાવો જ ઘટે!"

વાલીદના રોમે રોમે ક્રોધાગ્નિની જ્વાળા વ્યાપી ગઇ. પોતાના બહાદૂર સરદારનું મરણ નીપજાવીને વૈર વાળવા સારૂ કપટપૂર્વક જૂઠું બોલનાર સૂર્યદેવી ઉપર વાલીદ તાતો માતો થઇ ગયો. અગ્નિના જેવાં રક્તવર્ણીય નેત્રો ફાડતો તે ધ્રુરકી ઉઠ્યો: "અરે બદજાત છોકરીઓ! મારા વફાદાર સરદારનું તમે મારે હાથે ખૂન કરાવીને વૈર વાળ્યું છે; પરન્તુ તમારા તે માઠા કામનો બદલો આ વાલીદ લીધા વીના નહિ જ રહે! હા...આ! મને ફસાવીને મારે હાથે આવડું મોટું પાપ કરાવનાર ચૂડેલોને હું શું જીવતી રહેવા દઇશ? અરે, બહાર કોઈ છે કે?"

"જી, હુજુર! શું ફરમાન છે?" બે ચાકરો બહારથી દોડી આવતા બોલ્યા.

"જાઓ, આ બન્ને ચૂડેલોને દીવાલમાં જીવતી ચણી લો અને તેમને રીબાઇ રીબાઇને મરી જવા દો! જલ્દી જાઓ, એ કાફર છોકરીઓને એક પળ વાર પણ જીવતી રહેવા જેટલી દયા હવે નહિ કરો!"

વાલીદનો આ હુકમ સાંભળીને સૂર્યદેવી તિરસ્કારસૂચક ઇષત્ સ્મિત કરતી બોલી: "વાહ! વાલીદ! શું ત્યારે તું અત્યારસુધી એમ સમજતો હતો કે અમે આ કપટ કર્યા પછી અને તે તારી પાસે ખુલ્લું કર્યા પછી જીવતાં રહેવાની જરા પણ આશા રાખી હશે? નહિ, નહિ, ઓ ખલીફા! વૈર વાળવાની અમારી પ્રતિજ્ઞા પૂરી થતાંની સાથે જ અમે અમારો જીવ કાઢી આપવાનો નિશ્ચય કર્યો છે! યવનોને હાથે શિક્ષા ખમીને અમે મરી જઈએ અથવા તો તેઓને હાથે અમે અમારા પવિત્રમાં પવિત્ર શીલવ્રતનો ભંગ થવા દઈએ, તે કરતાં અમારે હાથે જ અમારૂં મોત નીપજાવવાને અમે વધારે આતુર છીએ અને તેથી મરણ નીપજાવવાનું સાધન પણ અમે અમારી સાથે જ રાખ્યું છે!" એમ કહેતાં જ સૂર્યદેવીએ પોતાના સોડીયામાં છુપાવેલી કટાર ખેંચી કાઢી. વાલીદના હુકુમથી તેનો કોઇ ચાકર પોતાને પકડવા કે સ્પર્શ કરવા દોડે તે પહેલાં મરણ નીપજાવવાને આતુર

અને ત્રસ્ત થઇ રહેલી નાની પરિમલદેવીએ સૂર્યદેવીના હાથમાંથી તે કટાર એકદમ ખુંચવી લીધી અને પોતાના કાળજામાં હુલાવી દીધી તે સાથે જ તે ચત્તીપાટ ભોંયપર પડી અને સૂર્યદેવીએ તેના કાળજામાંની કટાર પાછી ખેંચી કાઢતાં અને સત્વર પોતાના કાળજામાં મારતાં કહ્યું: “ઓ પિતા! તમે અત્યારે સ્વર્ગ લોકમાં હશો; ઓ માતાઓ! તમે પણ અગ્નિપ્રવેશ કરીને સ્વર્ગમાં પતિસેવામાં ઉદ્યુક્ત હશો! આજે આ તમારી પુત્રીઓ પણ સ્વદેશની પાયમાલી કરનાર દુષ્ટ યવનનું વૈર વાળીને તમારી સેવામાં હાજર થવા માટે આવે છે! મંત્રીશ્વર બુદ્ધિમાન્—હા વૃદ્ધ મંત્રી! તમારી આપેલી કટાર દુશ્મનનું કાળજું ભેદી શકી નથી, પરન્તુ તે કરતાં પણ વધારે ઉમદા કાર્ય કરવાને અત્યારે તે કામમાં લાગી છે! અમોને અપવિત્ર યવનોનો સ્પર્શ થવા દીધા વિના—અમારા કૌમારવ્રતને અચળ રાખીને અમોને સ્વર્ગપ્રયાણ કરાવવાને સાધનભૂત આ જ કટાર અત્યારે અમારી વ્હાલામાં વ્હાલી અને દુઃખસમયે મદદે ધાનાર સખી થઇ પડી છે! સખી! આવ! તું મારા કાળજાને ભેટ!” એટલા શબ્દો સાથે તે કટાર સૂર્યદેવીના કાળજામાં પેસી ગઇ અને વાલીદ તથા નોકર ચાકરો તે બન્ને રાજકુમારિકાઓના શૂરત્વભર્યા મૃત્યુને જોઇને ચિત્રવત ઊભા જ થઇ રહ્યા!

## પરિચ્છેદ ૫ મો.

### છેલ્લી આશા: નિરાશાનો અંધકાર.



दैवानुरूपं फलम्॥ दैवी विचित्रा गतिः॥

બ્રાહ્મણાબાદ છોડયા પછી જયસિંહની માઠી અવસ્થા થઇ. નિર્બળ મનનો એ યુવરાજ રણધીરના મરણ પછી અને સૂર્યદેવી તથા પરિમલદેવી આરબ સરદારના હાથમાં પડ્યા પછી કેવળ હતાશ થઇ ગયો હતો અને આરબ લશ્કરની સામે થવાની હવે તેનામાં આય રહી નહોતી. તે બ્રાહ્મણાબાદ છોડી ગયો તે વખતે તેની સાથે માત્ર હજારેક ઘોડેસ્વારો ગયા અને બાકીનું લશ્કર બ્રાહ્મણાબાદમાં જ રહીને મહંમદની સાથે લડ્યું હતું. જયસિંહ

બ્રાહ્મણાબાદ છોડી ગયા પછી રમલના પ્રદેશ તરફ નાઠો હતો અને ત્યાં રહીને આરબ લશ્કરની છુટી છવાઇ ટુકડીઓને સતાવતો રહ્યો હતો, પરન્તુ તેથી તેને કાંઇ જ લાભ થયો નહિ. બ્રાહ્મણાબાદને પોતાના કબ્જામાં લીધા પછી આરબ લશ્કર ઉત્તર તરફ ચાલ્યું એટલે જયસિંહ પાછો જીતોરમાં આવીને ભરાયો.

જીતોરમાં જયસિંહ પોતાના દુર્ભાગ્યને રડતો જ દિવસ ગાળતો હતો. આરબ લશ્કર અલોર સુધી જઇ પહોંચ્યું છે એ ખબર પણ જયસિંહને જીતોરમાં જ મળ્યા હતા. રાજકુટંબની શું અવસ્થા થઇ હશે તે વિચારે તેને દુઃખી બનાવ્યો, પરન્તુ તેણે માન્યું જ હતું કે પોતાની પત્ની તથા બન્ને માતાઓએ આત્મઘાત જ કર્યો હશે. સૂર્યદેવી અને પરિમલદેવીની બૂરી દશા થઇ હશે એમ તેણે માન્યું, પરન્તુ સર્વ દિશાએ દુઃખથી ઘેરાએલો જયસિંહ કેટલીક ચિંતા કરે? નિરાશાના નિઃશ્વાસો નાંખીને જ તે બેસી રહેતો હતો, એવામાં કુમાર પુષ્પસિંહ તેને જીતોરમાં આવીને મળ્યો. તેણે આરબ લશ્કરના વિજયના અને રાજકુટુંબે અગ્નિપ્રવેશ કર્યાના ખબર જયસિંહને આપ્યા. પોતે ગંગાદીનસિંહની સૂચના પ્રમાણે માત્ર આશાના તંતુથી બંધાઇ રહીને જ નાસી આવ્યો છે એ ખબર પણ તેણે જયસિંહને કહ્યા.

જયસિંહ બોલ્યો: "આશાના સઘળા તંતુઓ હવે તો ખંડિત થઇ ચૂક્યા છે! જરા પણ નિષ્ફળતા સિવાય આરબો આપણા સઘળા કિલ્લાને કબ્જે કરીને આગળ વધતા ગયા છે, એટલું જ નહિ પણ દરેક સ્થળે મહંમદ ક્ષત્રિય નામનું નિકંદન કરતો ગયો છે એટલે હવે આપણા પક્ષમાં રહીને લડી શકે તેવા સિંધી ક્ષત્રિયો પણ બહુ જ ઓછા રહ્યા છે. હવે તો સર્વની પેઠે આપણે પણ આત્મઘાત કરીને પિતામાતાની પાછળ જવું તે જ ઉચિત છે. યવનો આપણી માતૃભૂમિને અને તેના પુત્રોને પોતાના અપવિત્ર પગનીચે કચડતા રહે તે જોવા માટે જીવતા રહેવા કરતાં મરી જવું શું ખોટું?"

"મોટા ભાઇ! તમને એવી નિરાશા શોભતી નથી. હું પણ નિરાશ થઇને જ યુદ્ધમાં મરવા તૈયાર થયો હતો, પરન્તુ વૃદ્ધ સેનાપતિએ મને આશા રાખવાનું સૂચન કરીને જીવતો રહેવાની સલાહ આપી છે. આપણે પુનઃ કોઇ બીજા રાજાની મદદ લેઇને આરબોને પાછા હઠાવી શકીશું." પુષ્પસિંહે કહ્યું.

"મને તો હવે આશા રહેતી નથી. રણધીરસિંહ દુશ્મનને હાથ પડયા અને સૂર્ય-પરિમલને પણ આરબોએ પકડી છે; રણધીરસિંહ જતાં હવે આપણી પાસે કોઇ ચાણાક્ષ સેનાપતિ પણ નથી."

"સૂર્યદેવી અને પરિમલદેવી આરબોને હાથે પકડાયાના ખબર મને થોડા દિવસ પહેલાં માર્ગમાં મળ્યા છે, પણ ભાઇ, શું તમે જાણો છો કે રણધીરસિંહને બ્હેન સૂર્યદેવીએ જ મારી નાંખ્યો છે?"

"હેં! એ બને જ નહિ! શું સૂર્યદેવી રણધીરસિંહને મારે? એ સંભવિત જ કેમ હોઇ શકે?" ખરી વસ્તુસ્થિતિથી અજાણ્યા જયસિંહે પ્રશ્ન કર્યો.

"ભાઇ! સઘળા કાવતરાથી હજી તમે અજાણ્યા જણાઓ છો! રણધીરસિંહ આરબ સરદારથી મળી ગયો હતો અને આપણા સેનાપતિ તરીકે તે દરેક વખતે જાણી જોઇને આપણને હાર ખવરાવતો હતો! રણધીરસિંહ દુશ્મનના લશ્કરની ગુપ્ત હીલચાલ જોવા ગયો નહોતો, પણ કરેલા સંકેત મુજબ આરબ સરદારને મળવા જ ગયો હતો, અને બન્ને બ્હેનો ગુપ્ત રીતે તેમની પાછળ ગઇ હતી. રણધીરની દ્રોહી બાજી જાણવામાં આવતાં સૂર્યદેવીએ જ આરબ સરદારની સમક્ષ રણધીરનું ખૂન કર્યું હતું! ભાઈ! જેને આપણે આપણો વિશ્વાસુ સેનાપતિ માનતા હતા, તે જ આવો દ્રોહી હતો! દેવલમાં આપણી હાર થઈ તે તેના દ્રોહથી જ થઇ હોવી જોઇએ! જો તેણે દ્રોહ ન કર્યો હોત તો આરબો આપણને કદાપિ જીતી શકત નહિ."

આ સાંભળીને જયસિંહ દિગ્મૂઢ બની ગયો. થોડી વાર રહીને તે બોલ્યો: "અહા! છેવટની ઘડી સુધી હું એ નીચ સેનાપતિના પાશમાં કેવો ફસાઇ રહ્યો છું?! દર પળે તેણે મને વિપરીત જ સલાહ આપી હતી, એ હવે મને સમજાય છે! રાવરમાંથી નાસી જવાની તેણે જ મને સૂચના કરી હતી. રૂરીઆનમાં તેને લીધે જ આપણે હાર ખાધી હતી. આપણી ગુપ્ત ગુપ્ત વાતો પણ આરબો તુરત જ જાણી જતા હતા! આ સઘળું એ નીચનું જ કારસ્થાન હોવું જોઇએ! અહા! આ આખો સિંધુદેશ યવનોના હાથમાં જઇ પડયો તેનું કારણ માત્ર એ એક જ દુષ્ટ નર નીવડયો! અને છેવટે તેનું તો અકલ્યાણ જ થયું! જગતમાં પોતાની દુષ્ટતાથી ફાવી જનારાઓ ઇશ્વરને ત્યાં ફાવવા શકતા નથી જ!"

"આરબોના અત્યંત બળથી તમે અત્યારસુધી ત્રસ્ત રહ્યા અને લડાઇ ન કરતાં નાસતા જ રહ્યા તે ભૂલ હવે તમને સૂઝી આવી; પણ હવે તે ભૂલનું આપણે નિવારણ કરવું જોઇએ. આપણે કોઇ બળવાન્ રાજાની મદદથી બીજું લશ્કર એકઠું કરીએ અને આરબોએ જીતેલા કિલ્લા પાછા આપણા હાથમાં લઇએ." પુષ્પસિંહે સલાહ આપી.

"હા, તેમ જ કરવું જોઇએ. હવે મારા હૃદયમાં આશા પ્રકટ થાય છે. નજીકમાં તો કોઇ આપણને મદદ કરે તેવું રહ્યું નથી.* કુરીજનો દ્રોહરરાય બળવાન્ છે એટલે તે કદાચ આપણને મદદ કરી શકે; આપણે બન્ને તે તરફ જઇશું?" જયસિંહે સૂચવ્યું.

"હા, આપણે જવું જ જોઇએ; આરબોને આ દેશમાંથી પાછા કાઢ્યા વિના મને તો ચેન પડનાર નથી."

બન્ને ભાઇઓએ કુરીજ તરફ જવાનો નિશ્ચય કર્યો. કુરીજ જીતોરથી ઘણું દૂર આવેલું હતું. જયસિંહ અને પુષ્પસિંહ જ્યારે જીતોરમાંથી કુરીજ તરફ જવાને નીકળ્યા ત્યારે તેમની પાસે ઘોડેસ્વારો તથા પાયદળ મળીને ફક્ત ૭૦૦ માણસો હતાં! ૪૦ હજાર માણસોના સૈન્યવાળો સિંધનો રાજા ફક્ત ૭૦૦ માણસોની ટુકડી સાથે એક રાજાની મદદ મેળવવા જાય છે! ભાગ્યચક્ર કેટલી ઉતાવળી ગતિથી ફરે છે?

* * * *

જયસિંહ અને પુષ્પસિંહ બન્નેનો કુરીજના રાજા દ્રોહરરાયે સારી પેઠે સત્કાર કર્યો. જયસિંહે દ્રોહરરાયને પોતાની સ્થિતિનો સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો અને સાથે જણાવ્યું કે "દ્રોહરરાય! એક વખત એવો હતો કે મારા પિતાની સામે થવાને કોઇ હિંમત ધરતું નહિ, પણ અત્યારે અમારૂં ભાગ્ય વાંકું છે. જે દાહિરરાય બીજાઓને મદદ કરતો હતો તેના જ પુત્રોને આજે તમારી પાસે મદદ માંગવા આવવું પડયું છે તે પણ દુર્ભાગ્યને લીધે જ."

---

* કુરીજ કયે સ્થળે આવેલું હતું તેનો કાંઇ નિશ્ચય કરી શકાતો નથી; તોપણ ઇલિયટ પોતાના ઇતિહાસમાં કેટલાંક અનુમાનો કરે છે. 'કુરીજ' નો ઉચ્ચાર તે 'કીરજ' કરે છે અને 'કુઆજ' અથવા 'કચ્છ' તેનો જ અપભ્રંશ હોય તેમ અટકળ કરે છે. અત્યારે જેમ 'કચ્છ' સિંધની સરહદની બહાર આવેલું છે, તેમ 'કુરીજ' સિંધથી દૂર હતું તેમ તો કેટલાંક અનુમાનોપરથી ઇલિયટ ચોક્કસ કહી શકે છે.

દરોહરરાયે તેને હિંમત આપતાં કહ્યું: "જયસિંહજી! તમે જરા પણ ગભરાશો નહિ. દાહિરરાયનો પ્રતાપ કાંઇ મારાથી અજાણ્યો નથી. અમારા પણ તે એક વાર મુકુટ હતા; પણ અત્યારે ભાગ્યનો યોગ આવો છે, તો શું થઇ ગયું? પરદેશીઓ તમારા દુશ્મન છે તેવા જ અમારા પણ દુશ્મન છે અને તેમને દેશમાંથી પાછા કાઢવા માટે તમને મદદ કરવી તે અમારી ફરજ છે; માટે તમે અહીં થોડો વખત નિશ્ચિંત મને રહો, તેટલા વખતમાં હું લશ્કરને તૈયાર કરાવીશ અને તમને મદદ કરીશ."

દરોહરરાયે આપેલા વચનપર આધાર રાખીને જયસિંહ ફુરીજમાં રહ્યો અને દરોહરરાયે લશ્કરને તૈયાર કરાવવા માંડયું. પરન્તુ દર્મ્યાનમાં એક ઘણો જ વિલક્ષણ બનાવ* બન્યો. દરોહરરાય વરસમાં બે વાર કેટલીક સ્ત્રીઓને એકઠી કરીને તેઓના ગરબા જોતો અને સાંભળતો હતો. સ્ત્રીઓમાં કેટલીક વેશ્યા ગણિકાઓ અને તે સાથે રાજકુટુંબની સ્ત્રીઓ પણ શામેલ થતી હતી. આ મનોહર દશ્ય એકલો દરોહરરાય જ જોતો હતો અને બીજા કોઇ પણ પુરૂષને તે જોવાની પરવાનગી નહોતી. પરન્તુ આકસ્મિક સંયોગ એવો બની આવ્યો કે રાત્રે જે સમયે દરોહર મદ્યપ્રાશન કરીને આ ગરબા જોતો પોતાના મહેલમાં બેઠો હતો, તે જ સમયે જયસિંહ તેને કાંઇ કામસર મળવા માટે આવ્યો. જયસિંહને મહેલમાં આવવા દેવો કે નહિ તે બાબત દરોહર વિચારમાં પડ્યો, પરન્તુ તેને નહિ આવવા દેવાથી સિંધના યુવરાજ જેવા એક મોટા પુરૂષનું અપમાન થશે અને તેથી તેને માઠું લાગશે એવા વિચારથી તેણે જયસિંહને આવવા દીધો. દરોહરની આંખ સામે ગીત અને નૃત્યનો પ્રકાર ભજવાતો જોતાં જ જયસિંહ ખમચ્યો. પોતે દરોહરના ખાનગી પ્રસંગે અચાનક આવી ચડ્યો છે એમ તેને ભાન થયું. દરોહર તેના હૃદયનો અકળાટ કળી ગયો. તેણે જયસિંહને પોતાની પાસે બેસારીને કહ્યું: "જયસિંહજી! કોઇ કોઇ વાર હું એકલો જ આવા ગરબાવડે આનંદ કરૂં છું. પણ તમે તો મારા અંતરના મેમાન છો અને વળી હું તમને પુત્રરૂપ જ માનું છું એટલે તમને અહીં આવવા દેવામાં કાંઇ વાંધો જોતો નથી.

---

* આ બનાવ તેના સ્વરૂપ ઉપરથી દંતકથા જેવો લાગે છે, પરન્તુ 'ચચનામા' માં તે ખુબી સાથે વર્ણવેલો હોવાથી આ નવલકથામાં તે ઉતાર્યો છે.

હવે જ્યારે તમે આવ્યા છો, ત્યારે વિના સંકોચે આ નૃત્ય ગીત જુઓ !"

દરોહરની સાથે જયસિંહ પણ સ્ત્રીઓની મંડળીની વચ્ચે જઇને બેઠો અને સ્ત્રીઓ તેમની આસપાસ ફરતી નૃત્ય ગીત કરવા લાગી. નાની વયની ગણિકાની છોકરીઓ, દરોહરની રાણીઓ, અને તે સિવાય બીજી કેટલીક સ્ત્રીઓ ગરબામાં ઝીલતી હતી. જયસિંહ મૂળથી જ સાધુ સ્વભાવનો હોવાથી, તેણે દરોહરના આમંત્રણને સ્વીકારી તેની પાસે બેઠક લીધી, પણ આ પ્રકારનો રંગવિલાસ તેના હૃદયને રૂચ્યો નહિ. તે નૃત્ય નહિ જોતાં પોતાના હાથમાંની તલવાર વડે ભોંયપર લીંટા તાણવા લાગ્યો. દરોહરે જાણ્યું કે જયસિંહ બહુ શરમાય છે, એટલે તેણે કહ્યું: "જયસિંહજી! એમાં કાંઇ શરમાશો નહિ. આ સ્ત્રીઓને તમે તમારી માતા અને બ્હેનની તુલ્ય માનો, પરન્તુ તેઓના અભિનવ નૃત્યથી તો નેત્રોને તૃપ્ત કરો!"

જયસિંહ બોલ્યો: "દરોહરરાય! નૃત્ય ગીતનો હું બહુ શોખીન નથી; વળી અમે મૂળ બ્રાહ્મણ વંશના છીએ એટલે પરસ્ત્રીઓ તરફ નજર કરવામાં દોષ માનીએ છીએ."

દરોહરરાય તેવી સાધુવૃત્તિ ઉપર જરા સ્મિત કરતો બોલ્યો: "વાહ, એ પણ ઠીક જ છે; તમારી તેવી નિર્મળ વૃત્તિને માટે તમને ખરેખર સાબાશી ઘટે છે."

નૃત્યગીત ચાલતાં જ હતાં. તે સ્ત્રીમંડળમાં દરોહરની એક જુવાન બ્હેન હતી, તેનું નામ જાનકી હતું. જયસિંહ જેવા સુસ્વરૂપ યુવાન્ રાજકુમારને જોતાં જ જાનકી મોહમુગ્ધ થઇ ગઇ. નેત્રોને નીચાં ઢાળીને બેઠેલા જયસિંહની તરફ તે વારંવાર નજર કરવા લાગી પરન્તુ એકકે વાર તેઓનાં નેત્રોનો સમાગમ થવા પામ્યો નહિ. જયસિંહના સુંદર નેત્રોએ એ રમણીને વિદ્ધ કરી હતી પરન્તુ જયસિંહ તે ભાવને જરા પણ કળી શક્યો નહોતો. મધ્યરાત્રિ થતાં ગરબા પૂરા થયા. દરોહરરાય પોતાના શય્યાગૃહમાં રાણીઓની સાથે પેઠો, જાનકી પોતાના શય્યાગૃહ તરફ ચાલી અને જયસિંહ દરોહરરાયના વિચિત્ર વિલાસ વિષે વિચાર કરતો પોતાને ઉતારે ગયો.

જયસિંહ ઉપર મોહમુગ્ધ થએલું જાનકીનું ચિત્ત વિરામ પામ્યું નહિ. તે પોતાના શય્યાગૃહમાં આવી અને શય્યામાં પડી પરન્તુ કામાતુરતાએ તેને ઘેલી બનાવી દીધી. જયસિંહની મનોહર

મૂર્તિ તેની આંખો સામે તરવરી રહી અને વૃત્તિઓને સતેજ કરવા લાગી. કામથી મુગ્ધ થએલા ચિત્તવાળી સુંદરીએ વૃત્તિઓને વધારે જાગૃત કરનારૂં મદ્યપ્રાશન કર્યું, સુંદર વસ્ત્રાભૂષણો સજ્યાં, એકદમ એક મ્યાનો તૈયાર કરાવ્યો અને તેમાં બેસી જયસિંહના ઉતારા તરફ તે ચાલી. મ્યાનાનાં બારણાં બંધ કરેલાં હતાં એટલે રાત્રિને સમયે જાનકી કોઇના જોવામાં આવી શકી નહિ.

જયસિંહને ઉતારે જ્યાં તે સૂતો હતો ત્યાં જાનકી જઇ પહોંચી. લાકડાના એક પર્યંકપર નરમ સુકોમળ બિછાનામાં જયસિંહ આરામથી સૂતો હતો. સામે ઝગઝગાટ બળતો દીવો તેના તેજસ્વી ગોળ વદનને વધારે દીપાવી રહ્યો હતો. જાનકી પર્યંકની કોરપર બેસીને તેના સુંદર મુખનું દર્શન કરવા લાગી અને મુખચંદ્રમાં ઝરતી સુધાને નેત્રોવડે પીવા લાગી. હૃદયના પ્રિયતમને જોઇને આનંદઘેલી થએલી જાનકીએ પ્રમત્ત થઇને જયસિંહના ઓષ્ઠદ્વયપર ચુંબન કર્યું. તે સ્પર્શથી અને જાનકીના મુખમાંથી નીકળતા મદ્યના વાસથી જયસિંહ સફાળો જાગી ઉઠ્યો અને તે કાંઇ પણ બોલે તે પહેલાં પર્યંકપર બેઠેલી જાનકી ઉપર સ્વાભાવિક રીતે જ તેની નજર ગઇ. તે બોલ્યોઃ "રાજકુંવરી! આ સમયે તમે શા કાર્યાર્થે અત્ર પધાર્યાં છો ?"

"થોડું કામ છે, તમારૂં; જયસિંહજી!" જાનકીએ ઉત્તર આપ્યો.

"કામ હતું તો મને પ્રભાતે મળ્યાં હોત તો વધારે સારૂં હતું. રાત્રિને સમયે તમે તસ્દી શામાટે લીધી ?" જયસિંહે કહ્યું.

જયસિંહની અજ્ઞતા સહન નહિ કરી શકવાથી જાનકી બોલી ઉઠીઃ "અરે અજ્ઞ રાજકુમાર! આ પ્રશ્ન કરવાની જ શું જરૂર છે? એક યુવાન્ અને સર્વાંગસુંદર રમણી રાત્રિને સમયે તારા જેવા રાજકુમારની મુલાકાત લેવા આવી છે અને તને તારી મધુર નિદ્રામાંથી જાગૃત કરી એક જ પર્યંકપર શયન કરવા તૈયાર થઇ છે, તે ઉપરથી જ શું તું મારા આગમનનો અર્થ સમજી શકતો નથી ?"

જયસિંહ આશ્ચર્ય અને ભય પામતો બોલ્યોઃ "શાન્તમ્ પાપમ્! ઓ રાજકુમારિકા! એ પાપ મારાથી નહિ થઇ શકે! હું મારી પરણેલી સ્ત્રી વિના અન્ય સર્વ સ્ત્રીઓને મારી માતા તુલ્ય સમજું છું! એક બ્રાહ્મણ વંશનો રાજકુમાર એવું અનીતિભર્યું કાર્ય કદી નહિ કરે. એવા પાપમાં કૃપા કરીને મને પાડશો નહિ."

"જયસિંહ! જયસિંહ! તું મહામૂર્ખ છે! મારી સુંદરતા ઉપર આખી દુનિયા ઘેલી બની છે અને મારા સમાગમને માટે મોટા મોટા રાજાઓ પણ મુગ્ધ થયા છે! એવી એક સ્ત્રી તારા પર પ્રેમ કરવા આવી છે અને તું ના કહે છે, તે કરતાં વધારે મોટી મૂર્ખતા બીજી કઇ?"

જયસિંહ બોલ્યો: "માતા! મને તે સુંદરતાનો ઉપભોગ કરીને પાપમાં પડવાની ઇચ્છા નથી! હે રાજકુંવરી! આ શરીર માટીનું છે અને માટીમાં જ મળી જવાનું છે, તો ક્ષણિક વૃત્તિઓથી દોરાઇને શામાટે પાપમાં પડે છે?"

જાનકી નિરાશ થઇ. તેણે બહુવિધ આગ્રહ કર્યો પરન્તુ છેવટસુધી જયસિંહ અડગ રહ્યો અને જાનકી પોતાના ક્રોધનું સ્પષ્ટ દર્શન કરાવતી બોલી: "જયસિંહ! તું મને તૃપ્ત નહિ કરવાની હઠ લેઇને બેઠો છે, પરન્તુ તારી તે હઠ જ તારી ખુહારી કરાવનારી થઇ પડશે, માટે છેવટને માટે હું તને કહું છું કે તું મારૂં માન અને પ્રભાત સુધીના સ્વર્ગીય સુખનો ભોક્તા થા!"

"નહિ બને, રાજકુંવરી! તે કદી નહિ બને!" જયસિંહે પણ છેવટનો પ્રત્યુત્તર આપ્યો.

"અહા! તું મને નિરાશ કરે છે, કેમ? જયસિંહ! તારા પરના પ્રેમે મારા અંતરૂને વિદ્ધ કર્યું છે અને નિરાશાએ તે વિદ્ધ થયેલા અંતરૂને ભડકાની મીસાલે બાળવા માંડયું છે! મારા સરખી નિરાશ થએલી સ્ત્રીનો એક જ નિસાસો તને ખુહાર કરી નાંખશે, જયસિંહ! માટે છેવટને માટે ચેત!"

"બ્હેન! તારી દુષ્ટ મનોવૃત્તિ જ તને નરકના અગ્નિમાં બાળશે, માટે તું જ ચેતીને આ અનીતિમય આચરણ આચરવું ત્યજી દે!" જયસિંહે સામો ઉપદેશ આપવા માંડયો.

નિરાશામાંથી ઉદ્‌ભૂત થએલા ક્રોધથી જેનાં નેત્રો અને વદન રક્તવર્ણીય થઇ ગયાં છે તેવી જાનકી બોલી: "ફીકર નહિ, જયસિંહ!

"વરસાવું પ્રલયંકરી ચંડી અગ્નિ ને અશ્મ,
"તને, નગરને, પૃથ્વીને, ભસ્મ કરી થઉં ભસ્મ!"

એમ બોલતી જાનકી ત્યાંથી ચાલી ગઇ અને મ્યાનામાં બેસી પાછી પોતાના નિવાસસ્થાને આવી. નિરાશામિશ્રિત ક્રોધથી તેનું અંતરૂ ભડભડ બળતું હતું. તે આવીને બિછાનામાં પડી પણ ઉશ્કે-

રાએલી વૃત્તિમય અવસ્થામાં તેને નિદ્રા આવી નહિ. આખી રાતના ઉજાગરા પછી પરોઢમાં તે જરા નિદ્રિત થઇ અને મધના નશાથી બપોર સુધી જાગી નહિ.

દ્વરોહરરાય પોતાની બ્હેન પ્રત્યે હમેશાં માનની નજરથી જોતો હતો. તે હમેશાં સ્હવારમાં તેને મળવાને અને કુશળ વર્તમાન પૂછવાને તેના મહેલમાં આવતો હતો અને પછી જ ભોજન લેતો હતો. આજે બપોરસુધીમાં તે તેને મળવાને બે વાર આવી ગયો, પરન્તુ તેને જોઇ શક્યો નહિ તેથી તે વિહ્વળ અને ચિંતાતુર થયો હતો. છેવટે બપોરપછી જાનકી પોતાના શય્યાગૃહમાંથી બહાર નીકળી અને દ્વરોહરરાયે તેને પૂછ્યું: "બ્હેન! આજે અત્યારસુધી તું કેમ નિદ્રિત જ રહી? ચહેરો પણ ઉતરી ગયો જણાય છે; શરીર કાંઇ અસ્વસ્થ છે?"

દ્વરોહરરાયે આ પ્રશ્ન કર્યો તે સાથે જ જાનકીનાં નેત્રો આંસુથી ભરાઈ ગયાં. તે કાંઇ પણ ઉત્તર આપે તે પહેલાં દ્વરોહરરાય બોલી: "બ્હેન તને આજ શું થયું છે? આંખમાં આ આંસુ શાં? મને કહે તો તને શું દુઃખ છે?"

જાનકી બોલી: "મોટા ભાઇ! એ વાત મારી જીભે કહી શકાય તેવી નથી, તોપણ તમારા આગ્રહથી કહું છું. પેલો દુષ્ટ સિંધી રાજકુમાર ગઇ રાત્રે ગરબામાં મને જોઇ ગયો, ત્યારપછી મોડી રાત્રે તે મારા મહેલે એકલો આવ્યો હતો. તેણે મારા શીલવત ઉપર હુમલો કરવાને પ્રયત્ન કર્યો અને જોકે તે દુષ્ટ મારા શરીરને કાંઇ પણ ઇજા કરી શક્યો નથી, તોપણ તેણે પોતાની નીચ મનોવાંચ્છના જાહેર કરીને મારા અંતરને બહુ દુઃખ આપ્યું છે. એવા દુષ્ટ પુરૂષોની તમારે બરાબર ખબર લેવી જોઇએ કે જેથી ભવિષ્યમાં કોઇ પણ માણસ તેવું કાર્ય કરવાની હિંમત ચલાવી શકે નહિ."

આ ખબર સાંભળતાં જ દ્વરોહરરાય અતિક્રોધાન્વિત થયો અને જયસિંહની ઢોંગી સાધુવૃત્તિ ઉપર તેને તિરસ્કાર ઉપજ્યો. તેણે જાનકીને કહ્યું: "બ્હેન! તું જરા પણ ચિંતા કરીશ નહિ. જયસિંહ સાથે નાનું લશ્કર છે એટલે તેની સાથે યુદ્ધમાં ઉતરીને મારવા જતાં આપણાં પણ કેટલાંક માણસો મરાય; માટે હું તેમ નહિ કરતાં એકાદ એવું કાવતરૂં રચીશ કે જયસિંહનો એકલાનો જ ઘાત થાય અને આપણને કાંઇ નુકસાન થવા પામે નહિ."

દરોહરરાયે મહેલમાં આવીને પોતાના બે વિશ્વાસુ માણસોને બોલાવ્યા અને તેમને કહ્યું: "આજે હું જયસિંહને આપણે ત્યાં જમવા નોતરૂં છું. જયસિંહ અહીં આવશે અને અમે સાથે જમી રહીશું, પછી દીવાનખાનામાં ગમ્મત કરવા માટે અમે બન્ને શેતરંજ ખેલીશું, તે વખતે તમારે બન્નેએ જયસિંહની પાછળ ગુપચુપ હથિયાર સાથે જ ઊભા રહેવું અને જ્યાં હું બોલું કે 'રાજા સલામત છે, માટે પ્યાદું મરે નહિ' એટલે તમારે હથીયારો સાથે જયસિંહ ઉપર તૂટી પડવું અને તેને મારી નાંખવો."

આ પ્રમાણે તે માણસોને સૂચના આપીને જયસિંહને નિમંત્રણ મોકલાવ્યું. ગઇ રાતનો બનાવ અને જાનકીએ ખુહાર કરી નાંખવાનો બતાવેલો ભય કાંઇ જયસિંહ વિસરી ગયો નહોતો. તેને જમવાના આ નિમંત્રણ માટે વહેમ પડયો. જોકે દરોહરરાયનું નિમંત્રણ જયસિંહે સ્વીકાર્યું, તોપણ તેણે ચેતતાં રહેવાની અગત્ય માની. તેણે પોતાના બે વિશ્વાસુ સરદારોને બોલાવ્યા અને તેમને કહ્યું: "આજે દરોહરરાયને ત્યાં જમવા જઉં છું, તે વખતે તમે મારી સાથે રહેજો અને સઘળાં હથિયારો બાંધીને સજ્જ થઇ રહેજો. જ્યારે હું જમતો હોઉં કે ગમે તે કરતો હોઉં ત્યારે પણ તમે સાવધ રહેજો અને મારા પર કોઇ હલ્લો કરે તો તેની બરાબર ખબર લેવાને હર પળે તૈયાર રહેજો."

છેવટે જયસિંહ દરોહરના મહેલમાં જમવાને ગયો. જયસિંહની સાથે બીજા કોઇ માણસોને મહેલમાં આવવા દેવા નહિ, એવી પોતાના માણસોને સૂચના આપવાનું તે ભૂલી ગયો હતો, તેથી જયસિંહને પોતાનાં માણસો સાથે અંદર જતાં કોઇએ હરકત કરી નહિ. જયસિંહ અને દરોહર બન્ને જમી રહ્યા અને પછી તેઓ શેતરંજ ખેલવા લાગ્યા. દરોહરે સૂચના આપી રાખેલા તેનાં બે માણસો હથિયારો સાથે આવીને જયસિંહની પાસે ઊભા અને શેતરંજની રમત જોવા લાગ્યા. સાથે જયસિંહના બે માણસો પણ ત્યાં આવ્યા અને દરોહરની પાછળ ગુપચુપ ઊભા રહ્યા. રમતમાં બરાબર લાગ આવતાં દરોહર બોલ્યો: "રાજા સલામત છે, માટે પ્યાદું મરે નહિ."

આ શબ્દો સાથે જ દરોહરે આશા રાખી હતી કે પોતાનાં માણસો જયસિંહ ઉપર તૂટી પડશે, પરન્તુ તે આશામાં તે નિષ્ફળ ગયો! દરોહરની પાછળ જયસિંહના પ્રચંડ સ્વરૂપવાળા બે યોદ્ધાઓ

ઊભા હતા તે દરોહરના જાણવામાં નહોતું, પરન્તુ તેના માણસો જાણતા હતા, એટલે તેઓ રાજાની ઇશારત છતાં જયસિંહ ઉપર હલ્લો કરી શકયા નહિ! પોતાની ઈશારત છતાં માણસોને જયસિંહ ઉપર હથિયારો ઉગામ્યા વિના ઊભેલાં જોઇને જ દરોહર ચીડાયો અને તેણે માણસોની સામે નજર કરી. જયસિંહ ચેતી ગયો અને સમજી ગયો કે પોતાની ઉપર હલ્લો કરવાની જ આ ઇશારતબાજી ચાલે છે. રમત અધૂરી મૂકીને તે ઉઠી ગયો અને પોતાનાં માણસો સાથે પાછો પોતાને ઉતારે આવ્યો. આવતાંવાંત જ તેણે પોતાના લશ્કરને પ્રયાણ કરવાની તૈયારી કરવાની વરદી આપી અને ઘોડેસ્વારોએ પોતાના ઘોડા ઉપર જીન નાંખ્યાં તથા પાયદળે સામાન બાંધવા માંડયો.

દરોહરરાય પોતાના કાવતરામાં નિષ્ફળ ગયો અને જયસિંહ જીવતો છટકી ગયો તેથી તેને બહુ લાગી આવ્યું. તેણે તપાસ કરવાને માણસ મોકલ્યું કે જયસિંહ શું કરે છે; પરન્તુ તુરત જ પાછા ફરીને તે માણસે દરોહરરાયને જવાબ આપ્યો કે " જયસિંહ તો પોતાના લશ્કર સાથે કુરીજનો કિલ્લો પણ છોડી ગયો છે!"

વૃત્તિ નિર્મળી હોય તો, ઇશ્વર કરે સહાય,
પાપી હાથ ઘસતા રહે, વાંકો વાળ ન થાય.

---

## પરિચ્છેદ ૬ ઠો.

### ઉપસંહાર.



જયસિંહ જીવતો બચી ગયો, પરન્તુ તેનું વાંકું ભાગ્ય પુનઃ સીધું ન જ થયું! પુષ્પસિંહ તથા પોતાના નાના લશ્કરની સાથે તે કુરીજમાંથી નીકળીને કાશ્મીર તરફ ગયો. કાશ્મીરના રાજાએ તેમનો સત્કાર કરીને બન્ને ભાઇઓને પોતાને ત્યાં રાખ્યા. ખલીફા ઉમરના વખતમાં આરબોએ કાશ્મીરને જીતી લીધું ત્યાંસુધી તેઓ કાશ્મીરમાં રહ્યા અને ત્યારપછી તેઓ કયાં ગયા અથવા તો તેમનું શું થયું તેની કશી માહિતી ઇતિહાસને લગતા ગ્રંથો પુરી પાડી શકતા નથી. આશાને હૃદયમાં ધારણ કરીને જીવતો રહેલો

પુષ્પસિંહ પણ એ રીતે નિરાશ જ થયો ! દરોહરરાય તરફની આ-શાનું દર્શન પ્રથમ તો ચળકતું જણાયું, પરન્તુ પાછળથી તેમાં પણ માઠા દૈવે વિષ ભેળવીને આશાને બદલે સર્વત્ર નિરાશાનો અંધકાર પ્રસરાવી દીધો ! શૂરા, પ્રતાપી અને તેજસ્વી સિંધુપતિ દાહિરરાયનો વંશ એ રીતે અંધકારમાં ડૂબી ગયો ! તે સમયની સિંધુભૂમિ, તે સમયનું અલોરનગર અને તે સમયના બ્રાહ્મણો કે રજપૂતો આ સમયે ક્યાં છે ? નિર્માલ્ય, ભોળા અને બ્હીકણ જયસિંહ સાથે દાહિરરાયનો વંશ તો ગયો જ, પરન્તુ દાહિરરાયના વંશમાંથી ઉ-તરી આવેલા હોવાનો દાવો કરનારા બીજાઓમાં તેના તેજનો સ્વલ્પ અંશ પણ ક્યાં રહ્યો છે ? અર્વાચીન સિંધ જોનારને પ્રાચીન સિંધુ-ભૂમિ તો સ્વપ્નવત્ જ ભાસે છે; અલોરનગરની જાહોજલાલી દર્શા-વવાને તેનાં ખંડેરો સિંધના રોરી નામના શહેર પાસે હોવાનું ઇ-તિહાસના લેખકો જણાવે છે, તે સિવાય તેનાં કાંઇ પણ ચિહ્નો કે માહિતી આપણી દૃષ્ટિ સામે નથી ! બારસો વર્ષ પહેલાંની એ રાજધાની આજે કાળચક્રમાં ઘસડાઇને ધૂળમાં મળી ગઇ છે ! સિં-ધના જ નહિ પણ હિંદના સઘળા રાજવંશો અને રાજધાનીનાં ન-ગરો ઉપર અત્યારે અંધકારનો પટ આચ્છાદન કરી રહ્યો છે અને પ્રાચીન સમયની કીર્તિ આજે માત્ર સ્વપ્નના ખ્યાલો જેવી થઇ રહી છે ! ભારતવર્ષનું એ દુર્ભાગ્ય છે કે તેની સ્વાભાવિકી સંપત્તિ આ રીતે નષ્ટપ્રાય થતી જાય છે અને કાળા રંગમાં લખાઇ રહેતા અક્ષરો સિવાય તેઓનું જરા પણ વિશિષ્ટ સ્મરણ રહેવા પામતું નથી !

* * * * *

મહંમદ કાસીમે સિંધુદેશ ઉપર ગુજારેલા સીતમ અને કરેલા અનર્થનું વૈર વાળીને પોતાની મેળે મરણ પામેલી રાજકુમારિકાઓ સૂર્યદેવી અને પરિમલદેવીનાં મુડદાંને ખલીફા વાલીદે મોટા તિર-સ્કાર સાથે દજલા ( તીગ્રીસ ) નદીમાં ફેંકી દેવરાવ્યાં. મહંમદ કાસીમનું મુડદું પૂરતા માન સાથે દમાસ્કસની ભૂમિમાં દફનાવવામાં આવ્યું. ચેતનહીન બનેલાં મુડદાંઓને માનાપમાનની લાગણી કાંઇ જ થતી નથી. જ્યાંસુધી આત્મા શરીર સાથે વળગેલો હોય છે ત્યાં-સુધી જ તે મનુષ્ય છે અને તેનાં માનાપમાન કે કીર્તિ–અપકીર્તિનું માપ પણ ચેતનમય શરીરના માનાપમાન અને કીર્તિ ઉપરથી કાઢી શકાય છે. મરણ પામેલી સિંહણના શરીરપર મૃગલાં પણ રમતાં

હોય છે, પરન્તુ તેથી જીવતી સિંહણના બળની હલકી ગણના કોણ કરી શકશે? મહંમદ કાસીમ હજ્જાજની પ્રીતિનું પાત્ર હતો અને સિંધ જીત્યા પછી વાલીદને પણ તે પ્યારો લાગ્યો હતો, છતાં તેના ઉપર વાલીદનો તિરસ્કાર ઉપજાવવાને એ રાજકુમારિકાએ જે યુક્તિ કરી હતી તે કપટભરેલી હોવા છતાં તેના ચાતુર્યનું ભાન કરાવનારી હતી અને વધુ તો તેની પ્રતિજ્ઞાની પૂર્તિ થતાં સુધી મન-તનનું દુઃખ વેઠીને જીવતાં રહેવા માટે માનભરેલી હતી.

* * * * *

લાડીરાણી, બાઇરાણી અને કમલાદેવીનાં શરીરો અગ્નિમાં બળી જતાં સાથે જ તેઓ વિષેની સર્વ માહિતી સમાપ્ત થઇ જાય છે, પરન્તુ તેઓનાં શૌર્ય-વીર્યના પ્રતિધ્વનિ હજીસુધી અંતરથી દૂર થઇ શકતા નથી! તેઓનાં મરણ થયાં તે સ્થળે કાંઇ દેવડી બંધાઇ નથી કે સ્મરણસ્થંભો ઊભા થયા નથી, તેમનાં શરીરોની ભસ્મને પવિત્ર માનીને તેની બિંદી કોઇએ પોતાના કપાળમાં કરી નથી કે તેમનાં ફૂલ વીણીને ગંગા નદીમાં નાંખી તેમનો કોઇએ ઉદ્ધાર કર્યો નથી, પરન્તુ ભયંકર આપત્તિ આવી પડતાં છતાં જે ધૈર્ય અને શૌર્યથી તેમણે પોતાના માનનું અને રાજવંશની કીર્તિનું રક્ષણ કર્યું છે, તે ગુણો પોતે જ તેમનો ઉદ્ધાર થયાની ખાત્રી આપનારા છે અને તેનું સ્મરણ કે જે ઇતિહાસનાં પાનાં ઉપર આલેખાએલું છે તે જ તેઓનો મહત્ કીર્તિસ્થંભ છે.

* * * * *

મહંમદ અલાફી દાહિરરાયના પક્ષમાં ઊભો રહીને ઇસલામ ધર્મ પાળતા આરબોની સામે તલવાર નહિ ઉંચકવાના હેતુથી દાહિરરાયથી છૂટો પડ્યો. દાહિરરાય અને બીજાઓએ પણ માન્યું હતું કે તે અવશ્ય મહંમદ કાસીમની સાથે મળી જશે, પરન્તુ મહંમદ કાસીમ પોતે જેવી રીતે દાહિરનાં માણસોને ફોડીને પોતાના પક્ષમાં લેતો હતો, તેવી રીતે કદાચ દાહિર આ યુક્તિ રમતો હોય એવા સંશયવાળા આરબ સરદારે મહંમદ અલાફીને પોતાની સાથે રાખવા ઉપર ધ્યાન આપ્યું નહિ. વળી અલાફીઓએ આરબોને જે જાનમાલનું નુકસાન કર્યું હતું તે જોતાં આરબો તેઓની સાથે ભેળાવાને જરા પણ ખુશ નહોતા. મહંમદ અલાફી મહંમદ કાસીમની સાથે જોડાવામાં નિષ્ફળ નીવડ્યો. તેણે આશા રાખી હતી કે તે આ રીતે પાછો પોતાના દેશમાં જઇને રહી શકશે, પરન્તુ

દાહિરથી છૂટા પડયા પછી અને આરબોના પોતા પ્રત્યે ચાલુ રહેલા તિરસ્કાર ઉપરથી તે જોઇ શકયો કે તેને પોતાની જીંદગી હિંદુસ્તાનમાં જ ગાળ્યા વિના છૂટકો નથી ! તેથી તે સીધો કાસ્મીર તરફ ગયો. કાસ્મીરના રાજાએ તેને એક ગામ આપ્યું અને સારા માન મર્તબા સાથે રાખ્યો, પરન્તુ તેનો તે ઉપભોગ કરી શકે તે પહેલાં તે ખુદાના દરબારમાં ચાલ્યો ગયો ! સુખ, કીર્તિ કે સંપત્તિ મેળવવાને માણસ જે કાંઇ સારા ખોટા પ્રપંચો કરે છે તેની મૃત્યુને કાંઇ પણ દરકાર છે ? તે તો અનેક આયાસોથી મેળવેલાં સુખસંપત્તિને મ્હોમાંથી પણ ઝડપી લે છે.

* * * * *

મંત્રીશ્વર બુદ્ધિમાન્ આરબોની કેદમાં જ મરણશરણ થયો, પરન્તુ તે સંતોષથી મૂઓ હતો, કારણકે મહંમદ કાસીમને ખલીફાના હુકમથી બળદના ચામડામાં જીવતો સીવીને બગદાદ લેઇ જવામાં આવ્યો તે બનાવ જોતાંસુધી તે જીવતો હતો અને સૂર્યદેવીની મહંમદ કાસીમનું વૈર લેવાની પ્રતિજ્ઞાથી તે જાણીતો હોવાથી તેણે એવું અનુમાન સ્વાભાવિક રીતે જ કર્યું હતું કે સૂર્યદેવીએ આ પ્રમાણે વૈર વાળવાની યુક્તિ જ કરી હોવી જોઇએ ! દુઃખમાં અને દુશ્મનોના હાથમાં પણ આ કારણથી હસતે મુખડે તેનાં નેત્રો છેવટનાં મીચાયાં હતાં !

* * * * *

દાહિરરાયના પ્રતાપ, કીર્તિ કે શૌર્યનો સ્મરણસ્થંભ ઊભો થયો નથી, તોપણ તેના નામને પૂર્વ સમયના શૂરા ક્ષત્રિયોની ગણનામાં ભૂલી જવામાં આવ્યું નથી. તેમ જ દ્રોહી રણધીર કે જેની લાલચુ વૃત્તિથી તથા જેના દ્રોહથી સિંધુભૂમિની સ્વતંત્રતાનો ઉચ્છેદ થયો અને આરબોને મોટો લાભ થયો તેનો સ્મરણસ્થંભ આરબોએ પણ ઊભો કર્યો નથી, બલકે તેને કોઇ સંભારતું પણ નથી; સદ્‌ગુણ ગમે તેવી અવસ્થામાં પણ હમેશાં સદ્‌ગુણ જ રહે છે અને દુર્ગુણ ગમે તેવી અવસ્થામાં અને સઘળા જમાનામાં દુર્ગુણ જ લેખાતો આવે છે !

* * * * *

ખલીફા વાલીદનું મરણ સિંધની જીત થયા પછી તુરતમાં જ થયું અને મરણ પામતાંસુધી તે મહંમદ કાસીમનું અવિચારપૂર્વક મરણ નીપજાવવા માટે પસ્તાતો રહ્યો. વેશધારી સંન્યાસી કે જે સિંધનો જ વતની હતો અને જેને મહંમદ કાસીમે પોતાના ગુપ્ત દૂત તરીકે રોકયો હતા, તેણે રણધીરને ફોસલાવવા ઉપરાંત કાકા કોટલ અને એવા બીજા ઘણા નાના મોટા સિંધી રાજા રાણાઓને

ભવિષ્યકથનવડે ઠગ્યા હતા; તેણે એટલી બધી ઠગાઇ કરી અને પોતાના જ દેશને પરદેશી પ્રજાના હાથમાં મૂક્યો, પરન્તુ આરબો તેને ક્યાંયનો રાજા કે સરદાર બનાવી ગયા નહિ જ ! ભંડારકણુનો પશ્ચાત્તાપ અને રાસીલનું મરણ એવા બનાવો સ્વદેશદ્રોહના સ્વાભાવિક પરિણામોનું ભાન કરાવતા બોધક થઇ પડયા છે. હરોહરરાય અને જાનકી જેવાં પાત્રો સુધી આપણી દૃષ્ટિ પહોંચી શકે તેમ નથી, એટલે આટલા ટૂંકા ઉપસંહાર સાથે આપણે આ પરિચ્છેદની પૂર્ણાહુતિ કરીશું.

* * * *

બીજા દેશોની પેઠે સિંધપર પણ અનેક સ્વારીઓ થઇ ચૂકી છે. મહંમદ કાસીમની સ્વારીને પરિણામે સિંધ પ્રાંત હિંદુઓના હાથમાંથી આરબોના હાથમાં ગયો. લગભગ ૩૦૦ વર્ષ સુધી સિંધ ઉપર આરબોની સત્તા કાયમ રહી. ઇ. સ. ૧૦૨૫ માં સુલ્તાન મહમૂદે સિંધ ઉપર સ્વારી કરી તેનું કારણ અતિવિચિત્ર હતું. ફીરદુસી નામે સુપ્રસિદ્ધ ફારસી કવિએ ૩૦ વર્ષની મહેનત પછી 'શાહનામા' નામે ગ્રંથ લખીને તૈયાર કર્યો હતો, તેનો બદલો મહમૂદે ફીરદુસીને બહુ જ થોડો આપ્યો. ફીરદુસી તેથી નાખુશ થયો અને તેથી તેને મહમૂદ ઉપર તિરસ્કાર ઉપજ્યો. ચીડાએલા ફીરદુસીએ મહમૂદની મશ્કરી કરનારો એક ગ્રંથ લખ્યો અને પછી તે મહમૂદનું રાજ્ય છોડીને ખલીફા કાદીર બિલ્લાને આશ્રયે જઈ રહ્યો. મહમૂદે કાદીર બિલ્લા પાસે ફીરદુસીની માંગણી કરી પણ ખલીફાએ તે માન્ય રાખી નહિ, તેથી મહમૂદે સિંધ ઉપર સ્વારી કરીને તેને ખલીફાના હાથમાંથી ખુંચવી લીધું. આ સમય પછી મહમૂદ ગઝનવી અને તેના વંશજોની સત્તા સિંધ ઉપર રહી હતી. ત્યારપછી દિલ્હીની બાદશાહત તળે સિંધ આવવાથી છેવટ સુધી તે મુસલમાન અધિકાર હેઠળ જ રહ્યો હતો. મધ્યકાળમાં સુમરા રજપૂતો પગભર થયા હતા, પરન્તુ તેઓ સ્વતંત્ર રીતે લાંબો વખત ટકી શકે તે પહેલાં તેઓને મુસલમાનોએ હડસેલી મૂક્યા હતા. છેવટ ૧૮૮૩ માં સિંધના મીરો પાસેથી સિંધને સર ચાર્લ્સ નેપીયરે બ્રિટિશ સત્તામાં આમેજ કર્યું હતું, જે સત્તા તળે જ તે અત્યારસુધી છે.



# ડાંગરેનું બાલામૃત

## નાના છોકરાઓ માટે શક્તિની અકસીર દવા.

(૧) આ દવાની રૂચી મધુર હોવાથી તે છોકરાંઓ હોંશથી પીએ છે.

(૨) આથી હાડીઓ નાવ, પેટનું મોટું થવું, હાથ પગની કૃશતા વગેરે રોગનો નાશ થાય છે.

(૩) આ દવા દુધમાં નાંખી પીવાથી દુધનું પાચન સેહેજ થઇ છોકરાંઓ તાકાદવાન અને પુષ્ટ બને છે.

**કીંમત શીશી એકના આના ૧૨.**

**ટપાલ ખર્ચના આના ૪.**

**કે. ટી. ડાંગરે અને કું.**

**ગીરગામ—મુંબાઈ.**

અમારા બાલામૃતનો બહોળો ખપ જોઇ કેટલાક લોકો તેની નકલ કરે છે માટે લેતી વખતે તે અમારૂં જ છે એ વીશે ખાતરી કરી લેવી.

ચાલુ જમાનામાં સૌથી સરસ તાકાત આપનારી

## મહેતાની કોમ્પાઉન્ડ કેમીઆના પીલ્સ

# ધાતુપુષ્ટીની ગોળીઓ.

**કીંમત રૂ. ૧-૪-૦.**

આ ગોળી વાપરવાથી સ્વપ્નામાં જતી ધાતુ બંધ થઇ અવયવોને તાકાત મળે છે ને ગયેલી મરદાઇ પાછી આવે છે.

---

# પેબલના ચસ્મા.



ખાસ વિલાયતથી મંગાવેલ ખરા પેબલના ચસ્મા અમારે ત્યાંથી ઘણા જ ઓછા ભાવથી મળે છે. **વિલાયતમાં પાસ થયેલા આંખના ડાકટર બળવંતરાય નૃસિંહલાલ કાનુગા એલ. એમ. એન્ડ એસ., એલ. આર. સી. પી.** ને અમારે ત્યાંથી દાક્તરી ચસ્માની પેટીમાંથી આંખ તપાસી ચસ્માના નંબર મફત કાઢવા માટે રોકવામાં આવ્યા છે. ચસ્માની ફ્રેમો નીકલની, એલ્યુમીનીમની, રીલગોલ્ડ, કેરેટ વીગેરેની મળે છે તથા ચસ્માનું રીપેર કામ ઘણા જ ઓછા ભાવથી કરવામાં આવે છે. મોતીઆના ચસ્મા પણ અમારે ત્યાંથી મળે છે.

અમારે ત્યાંથી લીધેલા પેબલના ચસ્મા એક વરસ સુધી પૈસા લીધા વીના નંબર બદલી આપવામાં આવે છે.

એક વરસ પછી લીધેલા ચસ્મા અગર જુનાં **પેબલના** ચસ્માનો નંબર ફક્ત **રૂપૈઓ એક** લેઇ કાચ ફેરફાર કરી આપવામાં આવે છે. ખાસ જૈનના સાધુ સાધ્વીઓને માટે નફો લીધા વિના ચસ્મા આપવામાં આવે છે.

**ચુનીલાલ મયાચંદ મહેતા ચસ્માવાળા,**

ત્રણ દરવાજા નં. ૩૬૧૪—**અમદાવાદ.**

દાક્તર એન. હોલની દવાઓના ચીફ એજન્ટ.

# જમાનો બદલાયો છે.

જેઓ હમેશાં છાપાંઓ વાંચે છે તેઓ નકલીઆઓની જાહેર ખબર વાંચીને તુરત કહે છે કે એ તો નકલીઓ છે એટલે કે હાલનો જમાનો કેળવણીનો છે અને એથી અસલ કોણ અને નકલ કોણ તેની પરીક્ષા કેળવાયલા ગૃહસ્થો તુરત કરી શકે છે. અમારી જગજાહેર શક્તિની દવા **બાદશાહી યાકુતી અનંગ વિલાસનો** દિવસે દિવસે વધારે ફેલાવો થતો જાય છે અને દર વરસે હજારો રૂપિયાની આ રાજવંશી દવા ખપે છે. નકલીઆઓ ધુળ અને કચરાપટી જેવી હલકી દવાઓની આગળ અથવા પાછળ યાકુતી એવું પુંછડું લગાડીને જાહેર ખબર આપે છે અને એથી જ જાહેર પ્રજાને ઘણી વાર અમે ચેતવણી આપેલ છે અને હાલ પણ ચેતવણી આપવાની જરૂર છે કે **બાદશાહી યાકુતી અનંગ વિલાસ** સરકારમાં રજીસ્ટર થયેલી છે અને તેનો સરકારી રજીસ્ટર નંબર ૨૩૧ છે. નકલીઆઓની બનાવટી યાકુતી ખાવાથી શરીરને નુકસાન છે અને એથી જ ખાસ ધ્યાનમાં રાખવું કે **બાદશાહી યાકુતી અનંગ વિલાસ** તથા અમારાં જીવનોદય ઔષધાલયમાં બનતી તમામ દવાઓ રાજકોટમાં અમારાં ઔષધાલયમાં જ મળે છે. અમારી કોઇ પણ દવા કોઇને વેચવા આપેલ નથી તેમ અમારો કોઇ એજન્ટ નથી.

## બાદશાહી યાકુતી અનંગ વિલાસ.

• (આ દવાનો સરકારી રજીસ્ટર નંબર ૨૩૧ છે.)

આ દવા શક્તિની દવાનો રાજા છે. રાજા રજવાડા તથા પૈસાદાર લોકો આ રાજવંશી દવા બહુજ પસંદ કરે છે. આ દવા ઉમદા દેશી વનસ્પતિની બનાવટ છે. તાકાત માટે ઉંચામાં ઉંચી દેશી દવા જોઇએ તો બાદશાહી યાકુતી અનંગ વિલાસ છે. આ દવા વાપરવામાં કોઇ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા દશ.

## બાદશાહી ચુનાનો લેપ.

(આ દવાનો સરકારી રજીસ્ટર નંબર ૧૯૫ છે.)

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે અને તે શરીરની નસોને પુરતી તાકાત આપે છે. નબળી પડી ગયેલ નસોને પુરતું જોર આપી ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીયા આઠ. તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

• **ડાક્ટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.**